# ભાગ્યોદય.

વર્ષ ૧૩ ]  જેઠ સંવત ૧૯૮૧. જુન સને ૧૯૨૫  [ અંક ૪ થો

## भगवन श्री रामचंद्र.

( રાગ દેશ અથવા જોને જોને જોગી જીવન વીતી જાય છે રે )

સજ્જન, સુણજો મહિમા, સંભળાવુ શ્રી રામનો રે,
સુંદર શ્યામનો રે સજ્જન (ધ્રુવ)
એક પત્નિવ્રત પાળ્યુ જેણે, ત્રિભુવનને ઉદ્ધાર્યું તેણે
વૃથા ન પાળ્યુ વેણે, જય હો રામનો રે  સજ્જન ૧
થયો ન કોઇ રાજવી એવો, થશે ન ફરી કો તેના જેવો,
પ્રજા પાળી, જય વાધ્યો રાજા-રામનો રે  સજ્જન. ૨
થયો ન કોઇ પુત્રજ તેવો, આજ્ઞાંકિત પિતુનો પ્રિય એવો,
પિતુ હિત માટે ત્રાસ સહ્યો વનવાસનો રે .. . સજ્જન ૩
બંધુભાવ બતાવ્યો પૂરો, તજી દ્વેષ જગતનો બુરો,
ઉદાર સ્વામી ઠરો, એ નિજ દાસનો રે . . સજ્જન ૪
લંકાપતિ કીધો વીભિષણને, અમર બનાવ્યો અંજની સુતને,
ત્રાણ વાળિયુ, મિત્ર બની સુગ્રીવનો રે  સજ્જન ૫
ભૂમંડળમાં ભાર વધ્યો' તો, દુષ્ટ જનોથી ત્રાસ થયો' તો,
પ્રગટ્યા પ્રભુ, એ કાળજ રાક્ષસ કુળનો રે  સજ્જન ૬
રાવણ કુળને રોળ્યુ રણમા, ભક્તજનો ઉદ્ધાર્યા ક્ષણમા,
વાધ્યો જશ સતી સીતાને શ્રી રામનો રે .  સજ્જન ૭

લાલજી વીરેશ્વર જાનિ

શ્રી

## જ્ઞાની ગુરૂ અને મુમુક્ષુ-શિષ્યનો સંવાદ.



( લેખક — લાલજી વીરેશ્વર જાનિ )

પ્રાર્થના

( હરિણી વૃત્ત )

જગપતિ હું વંદુ પ્રેમે, નમી નમીને તને,
નિરમળ મતિ આપે, રાખો, દયા કરીને મને.
સકળ જડતા ટાળી મારી, કૃપામન પા મને,
પ્રતિપળ વિભો તું દર્શાવે, સુનિતિ જ સર્વને  ૧

અનુષ્ટુપ

અમે તો દીન ને રંક, તું છે ઇશ મહામતિ
સંસાર ક્લેશમાંહેથી, છોડાવે હે જગત્પતિ. . . . ૨,

શિષ્ય પ્રશ્ન કરે છે — (હરિણી વૃત્ત)
હર હર ગુરો દુખુ છું તો, ભવાબ્ધિજળે ખરે,
શરણ મુજનું હો, છે આદી, અપાર જળો અરે;
કવણ મુજને તારે પારે, કૃપાળુ ગુરૂ હવે?
વિષમ દુખથી હું ઘેરાયો, ખરેખર આ સમે .. ...૩

અનુષ્ટુપ.

કૃપાળુ આપ છો જ્ઞાની, અજ્ઞાની બાળ હું અરે,
ડુબું છુ સિંધુ કલ્લોલે, બતાવો શરણું મને . ૪

ગુરૂ— હરિણી

સકળ જગ આ પેદા કીધું, ખરેખર જેમણે,
વિવિધ ગુણથી રચ્યું જેણે, વળી જગક્ષેત્રને.
પ્રલય સમયે પાછું જેમાં, સમાય અગમ્ય જે,
પરમ પ્રભુ તે નૌકા તારી, નિરંતર જાણજે ૫

શિષ્ય — અનુષ્ટુપ

ગુરૂજી કોણ બંધાયો, વળી મુક્ત જ કોણ છે?
કહોને નાથ શું નર્ક, શું વળી સ્વર્ગ ધામ છે?. . ૬

ગુરૂ — હરિણી

સકળ દુખથી બંધાયો છ, સદા વિષયી નર,
વિષય-વિષથી છુટેલો, છે તે વિમુક્ત સુખી નર.
નરક, નિજની કાયા જેમાં બહુ દુર્ગંધ છે,
અધિક સુખદા તૃષ્ણાકેરો વિરામજ સ્વર્ગ છે . ૭

શિષ્ય — અનુષ્ટુપ

ટળે આ કેમ સંસાર મોક્ષનો હેતુ શું હશે?
નર્કનું દ્વાર શું દેવ, સ્વર્ગ દેનાર શું હશે? . ૮

ગુરૂ — હરિણી

નિજ ભવ ટળે આત્માકેરો અનુભવ સાધતા,
અમર સુખ જે મુક્તિકેરૂ મળે પણ તે થતાં;
*નરકમુખ છે નારી, ચારી તજો પરની સદા,
ખાચિત જ અહિંસા જાણીને નિરંતર સ્વર્ગદા ૯

શિષ્ય — સુખેથી કોણ સુવે છે, જાગે તે કોણ હે ગુરૂ?
શત્રુ ને કોણ છે મિત્રો, તાનો એવ માહરૂ . , ૧૦

ગુરૂ — પરમ સુખમાં પેરે જેઓ સમાધિ ધરી સુવે,
જાગ્રત જન તે જાગે, જેને વિવેક શુભાશુભે;
સ્વમ નિજની ઇંદ્રિયો છે, ભયકર શત્રુઓ,
ઝટ બની રહે મિત્રો સાચા, થતા વશ ઇંદ્રિયો ૧૧

* જેનાથી જન્મ નર્કમાં હિત નાથી થાય તેવી સહ ધર્મચારિણી અર્ધાંગના કે જે ગૃહસ્થાશ્રમના મોટરૂપ છે તેવી પુણ્યશાલ સ્વપત્ની માટે આ ટીકા નથી પરંતુ પરાઈ સ્ત્રી કે અન્ય કુસંગનો સંગ નરકદ્વારરૂપ છે, એમ અર્થ કરવો યોગ્ય છે "દ્વાર કિમેકં નરકસ્ય નારી।" એ મણિરત્નમાળાના શ્લોકનું આ અવતરણ છે,

—०—०—

# इश्वरने ओळखवानो सरळ मार्ग

જગતમા ઈશ્વર સર્વ પ્રાણી માત્રના હૃદય કમળમા નિવાસ કરીને રહેલો છે તે વાત હવે સર્વ ધર્મશાસ્ત્રો માને છે દરેક ધર્મવાળા રાજાથી રક પર્યંતના મનુષ્યો ઈશ્વરની ઉપાસના તો કરે છે ઈશ્વરની પ્રાપ્તિ માટેના સર્વ જુદા જુદા માર્ગો જણાવે છે, માર્ગમા ભેદ છે પણ જાણવા યોગ્ય જે ઈશ્વરતત્વ તેમા ભેદ નથી સર્વ મત મતાતરોમા જુદા જુદા શાસ્ત્રોના સારનો સાર ઈશ્વરની ઉપાસના કરવી એ જ હોય છે

ઈશ્વરને ન માનનાર પણ સકટમા આવે છે ત્યારે ઈશ્વરને સભાળે છે એ ઈશ્વર સર્વ સ્થળે વ્યાપ્ત છે, સર્વ શક્તિમાન છે, એમ પણ સર્વ માને છે મનુષ્ય માત્ર ઈશ્વરની પ્રીતિ સંપાદન કરવાનુ ઇચ્છે છે દાન કરવાથી, તપ કરવાથી, ઉપાસના કરવાથી, જપ જપવાથી, ધ્યાન કરવાથી, પૂજા કરવાથી ઈશ્વરની પ્રીતિ સપાદન થઈ શકે છે એમ સર્વ કોઈ માને છે

વેદ, શાસ્ત્રો, પુરાણો, જુદા જુદા મતમતાતરોના ધર્મ પુસ્તકો ઈશ્વરને ઓળખવાનુ કહે છે આપણે શાસ્ત્રો વાચીએ છીએ, ધર્મગુરુ પાસેથી સદુપદેશ શ્રવણ કરીએ છીએ. વારવાર વિચાર કરી મનન કરીએ છીએ ઈશ્વરનો માર્ગ હવે ભાગ્યેજ કોઈને અજાણ્યો રહ્યો હશે જેનો જેવો અધિકાર તેવો તેનો માર્ગ હોય છે આમ છતા પણ ઈશ્વરનો સાક્ષાત્કાર કરનાર તો કોઈ એક વિરલ જ મહાપુરુષ જણાય છે ઈશ્વર એ વસ્તુ સત્ય છે, ઈશ્વરને મેળવવાનો માર્ગ સત્ય છે, છતા ઘણાને તેનો અનુભવ થતો નથી તેનુ પણ કારણ છે

આપણે હવે જાણેલું આચારમા મૂકવાનુ છે પૈસા પ્રાપ્ત કરવાનો માર્ગ જાણ્યો પણ જ્યા સુધી તે માર્ગે પ્રયત્ન કરતા નથી ત્યા સુધી પૈસા મેળવી શકતા નથી, તેમ ઈશ્વરને મેળવવાના માર્ગો તો ઘણાય જાણ્યા, શાસ્ત્રોએ બતાવ્યા સતપુરુષોએ જણાવ્યા પણ તે માર્ગે આપણે ચાલતા નથી, આપણુ સર્વસ્વ આપણે જાણવામા જ ગાળીએ છીએ, પણ જાણેલુ આચારમાં ઉતારતા આપણે શીખ્યા નથી ત્યા સુધી જાણેલુ સઘળુ નકામુ જાય છે

આ જગતમા સર્વ વસ્તુ પ્રયત્નથી મળી શકે છે પ્રયત્ન ન કરનાર તો હોય છે ત્યાથી જરા પણ ખસતો નથી હવે જેટલુ જાણ્યુ તેટલું આચારમા મૂકતા થઈ જાઓ, તો જ તમારો ઉદય થવાનો પડિતો અને પ્રોફેસરોના સબધમા તમે આવ્યા હશો વાદવિવાદ કરનારાને તમે જોયા હશે, લાબા લાબા ભાષણો આપનારના ભાષણો સાભળી તમારા કાન થાકી ગયા હશે, પણ તે બધુ તમારે શુ કામનુ છે ? તેમના જીવન તપાસશો તો તેમની તે વિદ્યા, તેમની તે બુદ્ધિ, તેમની તે આવડત તેમને માટે નકામી છે તે માત્ર વાદ કરતા શીખ્યા હોય છે આ સાચુ, અને આ ખોટુ, હુ કહુ છુ તે માર્ગ સાચો અને અમુક માર્ગ ખોટો છે, અદ્વૈત જ્ઞાન સાચુ, દ્વૈત જ્ઞાન ખોટુ, વિશિષ્ટાદ્વૈત સાચુ અને શુદ્ધાદ્વૈત ભ્રાંતિ ઉપજાવનાર છે, આવી આવી માથાકૂટ કરવામા અને તેને માટે શાસ્ત્રોના પ્રમાણો શોધવામાં જ તેમણે પોતાનુ જીવન ગાળેલુ હોય છે આથી તેમનુ તે જ્ઞાન તેમને ઉપયોગી થઈ પડતું નથી તેમના જ્ઞાનનો તે પોતે લાભ લઈ શકતા નથી તે માત્ર પોતાનો કક્કો ખરો કહેવરાવા પુરતું જ જ્ઞાન ધરાવે છે

આવા ઘણાય પંડિતો જગતમાં વિદ્વાન ગણાય છે છતાં તેમની તે પંડિતાઈ તેમના જ્ઞાનમાં વધારો કરી શકી નથી ઘણાના જીવન તપાસો, તમને તે જ્ઞાનના ત્યાં જણાશે અને પૈસા માટે વલખાં મારતા, દીન થતા લાગશે ઈશ્વરની પ્રાપ્તિ માટેના માર્ગો જાણવામાં કાળ ન ગુમાવતાં હવે જાણેલા માર્ગે પ્રયત્ન કરવામાં કાળ ગાળો જેટલું જાણો તે આચારમાં મૂકી જુઓ, તરત તમારૂં જીવન ઉચ્ચ બની જશે તમે ઈશ્વરને પ્રાપ્ત કરવાના માર્ગમાં આગળ અને આગળ જઈ શકશો જેમ જેમ તમારો યત્ન વધ્યા કરશે તેમ તેમ તમને અવનવા અનુભવો થશે વ્યવહારની બાબતો તો આપો આપ સધાઈ જશે

અત્યારે જે ખામી છે તે માત્ર પ્રયત્નની આપણે જાણેલા માર્ગે પ્રયત્ન નથી કરતા તેથીજ આપણને લાભ મળતો નથી. વ્યવહારમાં પણ તેમ જ છે

વ્યવહાર કે પરમાર્થ કોઈ પણ સિદ્ધ કરવા મનુષ્યે જાણ્યું એટલું આચારમાં મૂકવું જોઈએ બે માણસો સાથે ભણી મોટા થાય છે, બંનેને મિત્રતા પણ જામે છે, છતાં ભવિષ્યમાં એક જણ લક્ષાધિપતિ થઈ બેસે છે, બીજો હોય છે ત્યાંથી પાછો તણાતો જાય છે તો આગળ વધવાની વાત ક્યાં તેવુંજ પરમાર્થમાં છે જેણે જાણેલું આચારમાં ઉતારવા માંડયું તે જીત્યો, જેણે નવું નવું જાણવામાંજ જીવન ગાળ્યું છે પાછો પડયો સમજજો.

સંત પુરૂષોના રોજ સમાગમ કર્યા કરવા પણ તે સમાગમના ફળ રૂપ તે સંત ન થાય તો તે સમાગમ મિથ્યા જાણવા શાસ્ત્રો વાંચ વાંચ કરી વાદવિવાદ કરવામાં જ જીવન ગાળવું તે સમય ગુમાવ્યા બરોબર છે તે શાસ્ત્રનો સાર જીવનમાં ઉતારવા યત્ન આદરવો એ સમયનો સદુપયોગ કર્યો સમજવો

તમારે વ્યવહાર અને પરમાર્થ બંને સાધવા છે શાસ્ત્ર કહે છે આશા માત્રનો ત્યાગ કરવાથી ચિત્ત સ્થિર થાય, એ આશા વ્યવહારમાં તો હોય છે જ તો એ આશાને જીતવા માટે જેમ બને તેમ વધુ આશાનો ત્યાગ કરી કોઈ એકજ આશા રાખ્યા કરવી' કે તે એક આશામાં બધી આશાઓનો સમાવેશ થઈ જાય એ આશા ઈશ્વર પ્રાપ્તિની જ રાખવી. ઈશ્વર પ્રાપ્તિની આશા રાખી ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા હમેશાં યત્નશીલ બનો તમારી બીજી ઈચ્છાઓ તો ઈશ્વર પૂર્ણજ કરશે જો તમે બધી આશાઓ છોડશો અને માત્ર એક ઈશ્વરને જ ઓળખવાની આશા રાખશો તો ઈશ્વર તમારી કસોટી કરવા, તમારી તે આશા ખરી છે કે ખોટી તેની તપાસ કરવા તમારી બીજી આશાઓ પૂર્ણ કરશે, છતાં પણ તમે ઈશ્વર પ્રાપ્તિની આશા ન છોડતાં વધુ પ્રયત્નશીલ હશો તો જરૂર ઈશ્વરનો તમને સાક્ષાત્કાર થશે

ઈશ્વર વિશ્વભર ગણાય છે પ્રાણી માત્રનું તેજ પોષણ કરનાર છે તે ઈશ્વર વિશ્વમાત્રમાં વિલસી રહ્યો છે તમારામાં પણ તે નિવાસ કરી રહ્યો છે એવું શાસ્ત્રો પણ કહે છે એ તમારામાં રહેલા ઈશ્વરનો તમે સાક્ષાત્કાર કરશો તો તમે આખા વિશ્વમાં સામ્રાજ્ય ફરકાવી શકશો જ્યાં ઈશ્વર છે ત્યાં સર્વ છે, જ્યાં ઈશ્વર નથી ત્યાં કાંઈ નથી તમે તમારા હૃદયગુહામાં રહેલા ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા સદા યત્નશીલ રહો તેનો સાક્ષાત્કાર કરવામાં જે જે વિઘ્નકર્તા હોય તેનો ત્યાગ કરો, તેનો સાક્ષાત્કાર કરવામાં જે જે મદદ કર્તા હોય તેનો સંગ કરો તમારે પ્રાપ્ત કરવા યોગ્ય ગણી માત્ર એક ઈશ્વર છે એમ માની પ્રયત્ન આદરો તમારા વ્યવહારમાં પણ એજ લક્ષ રોકો વ્યવહાર સાધતા પણ ઈશ્વરને મેળવવાનું ન ભૂલશો સત્ય

બોલવાનું પણ લેજો જો જૂઠું બોલવાનો પ્રસગ આણશો તો ઇશ્વર અને તમારી વચ્ચે ઘણુ અંતર પડી જશે

હવે વાદ વિવાદ કરવાની વાત છોડી દો નવુ નવુ જાણ્યા કરવાની વૃત્તિનો ત્યાગ કરો જાણેલુ આચારમા ઉતારવા મડી પડો શાસ્ત્રમા કહ્યુ છે કે બાર વર્ષ સુધી અખડ સત્ય બોલનારને વચન સિધ્ધિ પ્રાપ્ત થાય છે, તમે તેવુ વ્રત લઇ જુઓ તે સાચુ કે જુઠુ તેનો નિર્ણય કરવા પડિતોની પાસે ન જશો શુભ કામ સત્વર કરવુ શુભ કામ કરવાનુ ફળ ગમે તે મળે પણ તેનો વિચાર ન કરતા તે તરત કરવુ

ઇશ્વર તમારા અતરમા છે અને બીજે નથી એવુ ન માનો, તે સર્વ સ્થળે છે ઇશ્વર માત્ર તમારા અતરમા છે, અથવા તમારા દેવ મદિરમા છે અને બજારમા નથી એવુ ન માનો તે સર્વ સ્થળે, સર્વ પ્રાણી માત્રમાં છે તે જેવી રીતે તમારા અતરમાં છે તેવીજ રીતે તમારા શત્રુના અતરમા પણ છે, તમારા મિત્રના અતરમા છે, સર્વ પ્રાણીમાત્રના અતરમા છે એવુ જોવાનો અને માનવાનો અભ્યાસ કરો, સર્વ સૃષ્ટિ ઇશ્વરના નિવાસરૂપ છે ઘણા દેવમદિરમા જઇ ઇશ્વરની મૂર્તિના દર્શન કરે છે અને બહાર નીકળી ઇશ્વરને ભૂલી જાય છે સ્હવારમા પા કે અર્ધો કલાક સધ્યા પુજા કે માળા કરતી વખતે ઇશ્વર પોતાના દેવમદિરમા છે એમ માને છે, પણ બીજી ક્ષણે અન્ય મનુષ્યને જુઠુ બોલી છેતરવા જતા ઇશ્વરને ભૂલી જાય છે આથી તેનો પ્રયત્ન સફળ થતો નથી

શત્રુ, મિત્ર ને ઇશ્વર તુલ્ય માનવાનો અભ્યાસ પડી જાય, સર્વને પોતાના આત્મતુલ્ય માનતા આવડી જાય ત્યારે સમજવુ કે તે ઇશ્વર પ્રાપ્તિના માર્ગમા કાંઇક આગળ વધ્યો છે જ્યા સુધી વિચાર અને આચાર એક ન થાય ત્યા સુધી ફળ મળતું નથી, ઇશ્વર થવાની ભાવના કરવી અને વર્તન તેથી વિરૂધ્ધ રાખવુ એ ન બને

સુખ ઇશ્વર પ્રાપ્તિથી જ મળે આનદનો અનુભવ ઇશ્વર સાક્ષાત્કારથી જ થાય જ્યા સુધી ખરૂ સુખ, ખરા આનદનો અનુભવ થાય નહિ ત્યા સુધી ઇશ્વરના માર્ગમા વળ્યાનું ફળ મળ્યુ નથી એમ સમજવુ જેને ઇશ્વર ઉપર અત્યત પ્રીતિ હોય છે તેના ચિંતા, શોક, દુખ સર્વ આપોઆપ અર્પાઇ જાય છે જેમ સિહને જોઇ શિયાળવા નાસી જાય તેમ **આત્માનદરૂપી** સિંહ જાગ્રત થતા દુખ, શોક, ભય, ચિતા, રાગ, દ્વેષ સર્વ અળપાઇ જાય છે અને **આત્માનદરૂપી** સિહના અત્યત બળ, નિર્ભયતા, શાંતીની ખુમારી, આનદની રેલ છેલા, સર્વપ્રતિ સમભાવના એ સર્વ જાગ્રત થાય છે

તમારે આ વિશ્વમાં જે જોઇએ તે પ્રાપ્ત કરવાનો માર્ગ વિશ્વનિયતાએ તમારા આગળ ઉઘાડો કરી દીધો છે સુખ મેળવવુ કે દુખમા પડી રહેવુ એ તમારા પોતાના હાથમા છે આનદમા મસ્ત બની રહેવુ કે ચિંતાની વ્યાકુળતામા દીન બની રહેવુ એ તમારા પોતાના હાથમા છે નિર્ભય થઇ ફરવુ કે ભય ભીત થઈ અતકરણને સકોચી રાખવુ એ તમારા હાથમા છે પ્રયત્ન કરી જે માર્ગ તમને પ્રિય હોય તે માર્ગે વળો ઇશ્વરને પ્રાપ્ત કરતાં સર્વ વસ્તુ સધાઇ જશે

આજે ઘણા મનુષ્યો ભજન કિર્તન કરે છે, ઉપાસના કરે છે, ઇશ્વરને મેળવા યત્ન કરે છે, છતા તેઓ આગળ વધી શકતા નથી ઘણાય નિયમપૂર્વક દેવમદિરોમા પગે લાગવા જાય છે, દાન પુણ્ય પણ કરે છે, છતા હોય છે ત્યાથી જરાપણુ આગળ વધતા

નથી આનું કારણ કે તેમણે સર્વ સ્થળે ઇશ્વરને જોયા નથી તે જે વખતે સધ્યા પુજા, ઉપાસના કે માળા ફેરવવા બેસે છે તે વખતે ઇશ્વરને સભાળે છે પછી બાકીના વખતમાં ભુલી જાય છે દાન પુણ્ય કરે છે ખરા પણ પછી ઇશ્વરને વેગળા મૂકી કામ કરે છે અને જેમ કોઇ પીપમા ઉપર આપણે બેઠે બેઠે પાણી ભરીએ પણ તળેથી ચકલી ઉઘાડી મૂકીએ તો તે પીપમાં પાણી રહેવા છતા તે ભરાતી નથી અને પાણી બહાર ચાલ્યુ જાય છે તેમ આ લોકો ઇશ્વરની ઉપાસના દાન, પુણ્ય, સત્કર્મ, વ્રત વિગેરે કરે છે ખરા પણ બાકીના વખતમા શુદ્ધ આચાર વિચારનું સેવન કરતા નથી, સત્ય વ્રતનુ પાલન કરતા નથી, સર્વમા ઇશ્વરને જોતા નથી, અને ઇશ્વરના ગુણધર્મોને પોતામા ઉતારતા નથી, ગમે તેવા કાવા દાવા, પ્રપચ, અસત્ય, ક્રોધ શત્રુતાને ધારણ કરે છે અને તેથી તેમનુ સત્કર્મ બધુ ચાલ્યુ જાય છે આથી તેમને ઇશ્વરનિમિત્તે કરેલા સત્કર્મનુ ફળ મળતું નથી

જેમને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા હોય તેમણે તો યમનિયમનુ જરૂર પાલન કરવુ આચાર વિચાર શુદ્ધ રાખવા, અને અતરમા ઉતરી આત્મજ્યોતિનો દર્શન કરવાનો પણ અભ્યાસ સેવતા રહેવુ જ્યારે ઇશ્વરનેજ મેળવવા હોય તો પછી શાંતિનો કેમ ત્યાગ કરવો, સત્યનુ કેમ પાલન ન કરવુ માળા ફેરવતી વખતે અતરમા ઇશ્વરને જોવા અને વ્યવહારમા અન્ય મનુષ્યની સાથે વ્યવહાર સેવતા તેના અતરમાં ઇશ્વર છે એ વાત કેમ ભુલવી સત્યથી વ્યવહાર સેવો, અન્યને ઉપકાર કરવા નિમિત્તે વ્યવહાર સેવો તમે ધધો કરો પણ તે અન્યને હાનિકર્તા ન થઈ પડે તે વિચારજો

હવે બોલવાનો જમાનો ગયો છે બોલો તે પ્રમાણે વર્તજો જેનુ વર્તન ઉચ્ચ હશે તેજ કાઇક આગળ વધી શકશે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે હવે જાણેલું આચારમા ઉતારવા મચી પડો શાસ્ત્રો ઉપર શ્રદ્ધા રાખો, સતપુરૂષોના વચનોનુ પાલન કરો, ઉચ્ચ આદર્શ રાખી, ઉચ્ચ જીવન ગાળો તમારા વર્તનમા જરા પણ ખામી ન આવવી જોઇએ તમે કહો છો તે પ્રમાણે જ ચાલનાર છો એવુ તમારે અન્યને બતાવી આપવુ જોઇએ તો જ તમે ઉચ્ચ જીવનના પથે વળશો, તો જ તમે આદર્શ પુરુષ બની શકશો, તો જ તમારી વાણીનો પ્રભાવ અન્ય ઉપર પડશે અને આમ જાણેલુ વર્તનમા મૂકવાના અભ્યાસથી તમે ઇશ્વરનો સાક્ષાત્કાર પણ કરી શકશો

ઇશ્વરને ઓળખનાર જબરુ સુખ ભોગવી શકે છે તેને જ ખરા આનદનો લાભ મળી શકે છે તમે હવે ઇશ્વરને ઓળખવાનો પ્રયત્ન આદરો, શાસ્ત્રો અને સત્પુરુષોના વાક્યોમા શ્રદ્ધા રાખી તે પ્રમાણે આચારમા મૂકો શકાશીલ સ્વભાવ છોડી, ઘેર ઘેર ફરવાનુ માંડી વાળી, વાદવિવાદ કરવાનો સ્વભાવ છોડી દો અને ઇશ્વરને ઓળખવાનો જે માર્ગ તમે જાણ્યો હોય તે માર્ગ અમલમા મૂકો યમ નિયમને પાળી, શુદ્ધ વિચારનુ સેવન કરી વિચાર પ્રમાણે આચાર પાળો, જરૂર તમારી ઉન્નતિ થવાની






( અનુવાદક રમણીકરાય જેઠાલાલ દવે )

પ્રિય બદ્રિ તમે ભણવાનું છોડીદો છો એ જોઇને મને અત્યન્ત દુખ થાય છે ઇશ્વરનો જ્યારે આવો નિશ્ચય હશે કે, તમારા પિતાશ્રી સ્વર્ગમા જાય અને તે કારણને લીધે આપને ભણવાનો અભ્યાસ મૂકવો પડે, ત્યારે શોક કરવો વૃથા છે પરંતુ મને ગરીબને ભૂલશો નહિ, એવી મારી પ્રાર્થના છે આપ મારી સાથે જે ઉપકાર ”

રામસેવક આગળ બોલી ન શક્યો તેની આખો આસુથી ભરાઇ ગઇ, ગળામા કફ ભરાઇ ગયો

આની આવી દશા જોઇ બદ્રીનાથે ગજવામાથી રૂમાલ કાઢી રામસેવકના આસુ સાફ કરી નાખ્યા પછી હાથ પકડીને કહ્યુ –“ રામસેવક, તુ આટલો અધીરો ગભરાય છે શામાટે! જે સર્વ શક્તિમાન પરમેશ્વરે તને નાનેથી મોટો કરી અહીં એ સુ'ધી પહોચાડ્યો છે, તેજ તારો બેડો પાર કરશે આ સસારમા તારી માતા, પિતા ભાઇ બેન, કોઇ તારૂ નથી, એથી તારા મનમા બહુજ ખેદ થાય છે પરતુ પરમાત્માને તારો ગમે તે ગણ, એો મિત્ર,” તુ મારા ઉપકારનુ નકામું ગુણગાન કરે છે મેં જે તને કઇ થોડી ઘણી સહાયતા કરી છે, તે એવા ઇરાદાથી નહિ કે તુ મારૂ ગુણગાન કરે, કે એનો બદલો વાળવાને માટે એવું સમજીને યથાશક્તિ બીજાઓને સહાયતા કરવી એ પ્રત્યેક માણસનુ કર્તવ્ય કર્મ છે પ્રિય રામસેવક, હવે હું જાઉ છુ પણ મારી સહાયત બંધ નાહ થાય એ સિવાય જો તારે તેથી વધારે સાહાયતાની જરૂર પડે ત્યારે મને અગાઉથી ખબર આપજે જો જરા પણ સકોચ ન રાખીશ, નહીતો મારા આત્માને બહુજ દુખ થશે ”

આવુ કહી બદ્રીનાથ રામસેવકનો જવાબ ન મળ્યો તેથી તેની સાથે હાથ મેળવીને સાયકલ પર બેસીને ચાલ્યો

બદ્રીનાથ જ્યા સુધી જતા દેખાતો બધ થયો નહિ ત્યા સુધી રામસેવક તેને જોવા માટે બહાર ઉભો રહ્યો, પછી લાબો નિશ્વાસ નાખીને બોલ્યો “ પરમેશ્વર, તુ મારા મિત્ર ને સુખી રાખજે, દુનિયામા આવા કેટલાક પૈસાદાર છે પરતુ શુ તે બધાને સરખી બુદ્ધિ આપી છે કે જેવી બદ્રીનાથમાં છે બદ્રીનાથનુ હૃદય બહુ દયાળુ હતુ અને બીજાનુ દુખ જોઇને તેનુ અતકરણ પીગળી જતુ મારે માટે તો બદ્રીનાથ દેવતાના સમાન છે પર માત્મા, એક તો તું મને પૈસાદાર ન બનાવીશ અને જો બનાવુ તો મને બદ્રીનાથના જેવી પરમાર્થની બુદ્ધિ આપીને જ બનાવજે જેથી મને ખબર પડે કે ધનનો વ્યય કેવા કેવા સંતકાર્યોમા થાય છે, નાહક પછી મને બંધનમા ન રાખશો ”

આવુ કહીને ગમસેવક બાહારથી ઘરમા ગયો

રામસેવક એક વખત વિદ્યાર્થી હતો સસારમા તેનુ કોઇ નહતુ, એક તેની ઘરડી મા હતી, પરતુ રામસેવક બાર વર્ષનો થયો તે વખતે તે પણ મરી ગઇ જેથી તે અનાથ અને સાધન વગરનો થઇ ગયો દિવસે દિવસે પૈસા અને અનાજ ખુટવા લાગ્યુ આવુ જોઇ એની સાથે રહેનાર તથા તેનામિત્રો તેની મશ્કરી કરવા લાગ્યા, એની પાસે કોઇ બેસતું નહિ તેમજ તેના ફાટેલા કપડાને ફાડીને મઝા કરતા હતા પરતું આ બધુ રામસેવક સહન કરતો હતો

એક વખત રાત્રે સાડા સાત વાગ્યા હતા, વર્ગમા ગ્યાસલેટ હોવાથી ગમસેવક સડક ઉપર મ્યુનિસીપાલીટીના ફાનસ નીચે વાંચવા બેઠો હતો, એટલામા બદ્રીનાથ સાયકલ ઉપર ત્યાથી જતો હતો બદ્રિનાથ એક લક્ષાધિપતિનો પુત્ર હતો એનુ મકાન સયુક્ત પ્રાતમા એક ભાગમા હતું એ અહિ પ્રયાગમા એના એક સબધીને ત્યા અંગ્રેજી અભ્યાસ માટે રહેતો હતો બદ્રીનાથ એમ એ મા હતો અને ગમસેવક ઇન્ટરમા હતો રામસેવક રસ્તા ઉપર વાચતો જોઇ તે એકદમ સાયકલ ઉપરથી નીચે ઉતર્યો એનો ચહેરો જોઇને બદ્રીનાથે કહ્યુ " ભાઇ, મે તમને કોઈ ઠેકાણે જોયા છે ખરા પણ મને યાદ નથી કે કયા જોયા છે "

રામસેવકે નમ્રતા પૂર્વક કહ્યુ–" મહાશય, આપે મને કોલેજમા જોયો હશે, અને મે પણ તમને ત્યા જોયા છે હુ તમને ઓળખુ છુ "

બદ્રિનાથે કહ્યુ–" હા ખરી વાત પણ તમે અહી ઉભા રહીને તમારૂ વાંચન કેમ વાચો છો ? તમારા કપડા પણ બધા ફાટેલા જણાય છે તમે અત્યન્ત ગરીબ જણાવ છો પણ અરે ? હુ તમારી ગરીબાઇની વાત કહાડીને શુ કરવા તમારૂ મન દુખાવું !

રામસેવકે દ્રઢતાપૂર્વક કહ્યું–" મહાશય આપનુ અનુમાન સાચુ છે હુ તદ્દન અનાથ અને નિર્ધન છુ સસારમા મારૂ કોઇ નથી, તોપણ હુ કોઇની પાસે કાંઇ માગતો નથી મને બીજાની આગળ હાથ ધરીને માગવાને શરમ આવે છે મને ભણવાને ઘણો શોખ છે, એથી હુ એક દુકાને એક કલાક નામુ લખવા જાઉછું ત્યા મને રોજના બે આના મળે છે અને એથી મારૂં ગુજરાન ચલાવુ છુ મારી પાસે એક કાસાની થાળી હતી, એને વેચીને મે તેમાંથી થોડી ચોપડીઓ લીધી છે અને થોડી બાકી રહી છે તેની પરવા નહિ તે હું મહેનત કરીને પણ ખરીદી લઇશ "

ગમસેવકની દ્રઢતા, અને નમ્રતા વિગેરે ગુણો જોઇને બદ્રિનાથ ચકિત થઈ ગયો એનું હૃદય દયાથી ભરપુર હતું તેણે કહ્યુ–" હે પ્રિય મિત્ર, હું તમારી કાઇ સહાયતા કરવા ચાહું છુ તો આપ તેને સ્વીકારશો ? "

ગમસેવકે કહ્યુ–" મહાશય, હું કોઇની પાસેથી કાઇ દાન લેવાને પસદ નથીકરતો "

બદ્રિનાથે કાઇ વિચાર કરીને કહ્યુ–" સારૂં હું તમને દાન નથી આપતો, પરન્તુ તેને પાછુ પણ લેવા નથી માગતો તમે મારા ઉપકારનો બદલો આપ જ્યારે કોઇ બીજાને સહાયતા આપવાને યોગ્ય થાવ ત્યારે આપ કોઇ અનાથ અને નિર્ધનને તમારી યોગ્યતા પ્રમાણે સહાયતા કરજો અને તેની સાથે દરેક કે જે સહાય વગરના હોય તેને યથાશક્તિ આપનો પરમધર્મ જાણીને સહાયતા કરજો વ્હાલા મિત્ર, બોલો કે હવે તમે મારી સહાયતા લેવાને સ્વિકાર કરશો કે નહિ " તમારી આવી દશા જોઇને મને બહુજ દયા આવે છે બોલો–હા–"

રામસેવક બદ્રિનાથની વાતથી પાણી પાણી થઇ ગયો એની આંખો આંસુથી ભરાઇ ગઇતે હાથજોડીને બોલ્યો—"હું આપની વાત પૂર્ણ રીતે માનું છુ " બસ એજ દીવસથી રામસેવકને બદ્રિનાથ તરફથી સહાયતા મળી હતી બદ્રિનાથ રોજ સાંજે સન્ધ્યાકાળે તેને ત્યા જતો, અને તે સાજનુ વાળુ કરે ત્યા સુધી તેને ત્યાં રહેતો, અને જરૂરની વસ્તુઓ બદ્રિનાથ તેને પોતાની મેળે લાવી આપતો

બદ્રિનાથ બહુજ સરલ ચિત્ત વાળો હતો ધનવાન હોવા છતા પણ બીજાનુ દુઃખ જોઇને પોતે દુખી થતો હતો અનેક દુખી, ગરીબ, અનાથોને મદદ કરતો હતો બદ્રિનાથના બાપ તેને માટે દરમહિને ૧૦૦ રૂપીઆ મોકલતા હતા એમાંથી બદ્રીનાથ પચાસ રૂપઆ પોતાના ખર્ચ માટે રાખતો ને બાકીના પચ્ચાસ ધર્માદા તરીકે ગરીબોને અનાથોની સહાયતામા આપતો.

બદ્રિનાથ પાસેથી મળતી સહાયતાથી આજ રામસેવક બી–એ મા અભ્યાસ કરતો હતો બદ્રિનાથ એમ એ મા હતો પરતુ પિતાજીના અકસ્માત સ્વર્ગવાસી થવાથી એને અભ્યાસ છોડવો પડયો કેમકે ઘરમા કોઇ કારભાર કરનાર ન હતું

( ૩ )

બદ્રિનાથ ઘેર જઇને રામસેવકને ભૂલી ગયો હશે તેવુ કાંઇ ન હતું, પરતુ દર માહને રામસેવકને પચીસ રૂપિઆ મનિઓર્ડરથી મોકલી આપતો હતો

છેવટે પરમેશ્વરની કૃપાથી અને પોતાના પ્રબળ પરિશ્રમથી રામસેવકે બી એ ની પરીક્ષા પાસ કરી ને તેની સાથે યુનિવર્સિટીની પરીક્ષામા સૌથી પહેલો નબર મેળવ્યો ચારે બાજુએથી એની પ્રશસા થવા લાગી બદ્રિનાથે તો વાત જાણી કે તરત આનદની સાથે ગમત કરવા લાગ્યો.

થોડા દિવસ પછી આગ્રાના એક ધનવાન શેઠે ગવર્નમેંટમા જાહેર કર્યું કે, જે માણસ બી એ થયો હોય તેમજ સૌથી પહેલે નબર આવ્યો હોય તો તેને મારા ખર્ચે વિલાયત ડાક્ટરનુ શીખવા માટે હું મોકલું ને દર મહિને પોણોસો રૂપિઆ આપું

કોલેજના પ્રિન્સીપાલે રામસેવકને આ વાતની ખબર આપી અને વિલાયત જવા માટે તેને ઉત્તેજન આપ્યુ રામસેવકે કાંઇ વિચાર કર્યો અને કહ્યુ કે " સાહેબ આ વાતનો જવાબ પાંચ દિવસ પછી આપીશ " રામસેવક વિલાયત જવાનો છે એવી વાત બધે ફેલાઈ ગઇ રામસેવક વિચારવા લાગ્યો કે ડાકટરી લાઇન છે તો સારી કેમકે તેનાથી જેવો ઉપકાર થાય છે તેવો બીજાથી નથી થતો, આતો પરમાર્થનુ કામ જેવુ છે બદ્રિનાથનો વિચાર તેને વિલાયત મોકલવાનો સંપૂર્ણ હતો

એક દિવસ બદ્રિનાથ તેના દિવાનખાનામા બેઠે બેઠે વર્તમાન પત્ર વાચતો હતો એની પાસે તેનો પુત્ર રમતો હતો એટલામા તેણે બારી આગળ જોયુ કે રામસેવક હાથમ બેગ લઇને ચાલતો આવે છે આ જોઇ બદ્રિનાથે એકદમ ઉઠીને પાસે જઇને બેગ લઇ લીધી ને કહ્યુ " વાહ ભાઇ, આવવાનો કાર્ડ તો લખવો હતો કે સ્ટેશન ઉપર ગાડી તો મોકલત નાહક એ માઇલ શુ કરવા ચાલવુ પડયુ ? "

રામસેવકે કઇ જવાબ ન આપ્યો, માથુ નમ્રુ રાખીને જાણે જમીનને ન જોતો હોય તેમ જોવા લાગ્યો, અને તેના પુત્રને લઇને રમાડયો.

પ્રાન ક ભ ન ન હતો કુશળ પ્રશ્ન પૂછી પછી બન્ને સ મ ઉઠ્યા અને ભોજન વિગેરે કર્યા નિશ્ચિત થઇને તેમની રૂમમા આવી બેનીને પાન મોબારી વીધુ બન્ને મિત્રો એકજ ન્ય તના હતા

સમય જોઈ રામસેવકે વિલાયત જવાની સર્વ વિસ્તારપૂર્વક વાત કહી રામસેવક જાણતો હતો કે મારે વિલાયત જવુ એ બદ્રિનાથને પસદ નહિ પડે, તો પછી મારા વિલાયત જવાથી મળવાના લાભ નહિ મળે, એવો વિચાર મનમા કરતો હતો તેવામા બદ્રીનાથે ગદ્ ગદ્ થઇને કહ્યુ– " મિત્ર તુ મોટો ભાગ્યવાન જણાય છે એમા જરા સંદેહ નથી મારી સોળે સોળ આની મરજી છે, તમે વિલાયત જઇને યોગ્ય ડાકટર બનીને જ આવજો " પછી થોડીવાર પછી જરા મશ્કરીમા બદ્રિનાથે કહ્યુ–" કહો ભાઇ કદાચ હું કોઇ વખત માંદો પડુ તો દવા તો કરશો કે નહિ ? "

રામસેવક જરા વિચાર કરી રહ્યો હતો, તે એકદમ બોલ્યો–" પરમેશ્વર કરે, કે આપ કોઈ દિવસ માદા ન પડો પરતુ આ અડચણ તો દૂર કરો કેમકે નાતવાળાએ તો વિલાયત જવાની વાત સાભળી છે ત્યારથી તેઓના નાક તો ચઢી ગયા છે "

બદ્રીનાથે તત્કાળ જવાબ આપ્યો–" નાત વાળાના નાક તો કેમ ન ચઢે, જરૂર ચઢે જ્યારે તમારી માતા સ્વર્ગવાસ થઇ, અને પછી તમે નિરાધાર અને સહાયના વગરના હતા ત્યારે તે વખતે તે બધાને તમારી દશાની ખબર નહિ પડી હોય કેમ, જ્યારે તમે મેટ્રીક પાસ કરીને ઇન્ટરમા પણ પાસ થયા ત્યારે તમારા જાતી ભાઇઓ બન્ધુ કોઇ નહિ હોય. તેવી રીતે જ તમે બી એ પાસ કરી, ત્યારે તમારા સગા બધા થઇ ગયા કોઇએ તમારો મામો બતલાવ્યો તો, કોઈએ કાકા, કોઇએ ભાઇ, ભત્રિજા એમ અનેક સગા મળ્યા, મતલબ એ છે કે, જ્યારે તમારામા કમાવાની શક્તિ આવી ત્યારે તમને બધા સગા વહાલા મળ્યા, કેમ રામસેવક એ જ ને ? "

રામસેવકે કહ્યુ–" પરતુ આ વખતે તો તેઓ મને જાતિ અને સબંધ બતાવે છે

બદ્રિનાથ બોલ્યો–" તો તમે એવા જાતિ ભાઇઓની પરવા કેમ કરો છો, તમે તો તમારા સુખના જ સાથી છો. ભાઈ આના સિવાય એક વાત બીજી છે, કે આ આપણા દેશની દીવસે દીવસે પડતી થઇ રહી છે આ સમય એવો નથી કે સમુદ્ર યાત્રાનો વાધો ઉઠાવીને પણ દેશોન્નતિના માર્ગમા પણ કાટા બોયા આવે એવુ ઓછુજ છે, મે તો મોટા મોટા પડિતો ને વિદ્વાનો ના મોઢામાથી એવુ સાભળ્યુ છે કે, કોઇ શાસ્ત્રમા વિદેશ જવા માટે રોકાણ છેજ નહિ. તમે વિલાયત જઇને ડાકટર તો બની આવો, પછી જોવાશે કે તમારી કમાઇ જ્યારે વધતી જશે ત્યારે તમારા ન્યાતવાળાની પણ ઉન્નતિ થશે જે અત્યારે તમને વિલાયત જવા માટે રોકી રહ્યા છે, તેજ પછી તમને કહશે કે તમે વિલાયત જઇને ભણી આવ્યા તે ઠીક થયુ પછી બહુજ મઝા પડશે તમે કેટલાના ભત્રીજા થશો ને કેટલાના "

રામસેવકે બદ્રીનાથના મોઢા ઉપર હાથ રાખીને કહ્યુ—" હવે જરા ઇશ્વરની બસ કરો "

બદ્રીનાથે ફરીથી કહ્યુ–" હા વિલાયતથી પાછા આવશો ત્યાં સુધીનો તમારા માટે એક સસરો પણ શોધી રા

રામસેવક આ વાકયના પૂરા થતા પહેલા, હસતે હસતે દરવાજાની બહાર નિકળ્યો

પરન્તુ બદ્રિનાથે ફરીથી જોરથી કહ્યુ–" નહિ તો વિલાયતથી એક મ, ."

રામસેવક આગળ ન સાભળી શકયો, આટલુ સાભળીને તે ઉતાવાળથી ચાલ્યો

(૪)

રામસેવક વિલાયત ગયો બદ્રીનાથ મુબઇ સુધી મુકવા ગયો સ્ટીમરથી બે મિત્રો છુટા પડયા ત્યારે બનેની આખોમાથી આસુ નિકળવા માડયા

વિલાયત પહોચીને રામસેવકે ડાકટરી અભ્યાસ કરવાને ખુબ મહેનત શરૂ કરી તેને મહિને ૭૫ રૂપિઆ મળતા હતા તેથી તેનુ ખર્ચ નીકળતુ હતુ રામસેવક ફકત કમાવાની વિદ્યા શીખવામાજ નહોતો રહેતો પરતુ તેની સાથે તે રજાઓમાં લડન અને ઇગલેન્ડના મુખ્ય મુખ્ય સ્થાનોમા ફરતો અને ફરીને એનુ વર્ણન તથા ત્યાની નવા જુની તે પોતાના દેશમા છાપાઓ, માસીકોમા છપાવતો લેખ લખવાના શરૂ કર્યા પછી તેની ભાષા અને સરલતા વધવા લાગી દરેક ઠેકાણે તેમજ વિદ્વાનોમા પણ તેનુ નામ વખણાવા લાગ્યુ

સાથે સાથે તેણે અહિ ઇગ્લેન્ડમા પણ ખુબ નામ કર્યું હતુ કેમકે ત્યા ઈગ્રેજી પત્રોમા પણ તેના લેખો આપતો એના લેખની માર્મિકતા અને ઈગ્રેજી ભાષાની શુદ્ધતા તેમ સુંદરતા જોઇને મોટા મોટા અગ્રેજ લેખકો તેના લેખો જોઇને પણ ચકિત થઇ જતા એ સિવાય તેની વ્યાખ્યાન આપવાની શક્તિ અને સમાલોચન કરવાની શક્તિને પણ બહુ કેળવી પોતાના ડાકટરી અભ્યાસમા પણ પહેલો નબર હોવાથી દરેકને તે પ્રિય થઇ પડયો હતો.

બદ્રિનાથ તેના મિત્રની પ્રશસા જોઇને ઘણોજ ખુશ થતો હતો એના પત્રો હમેશ રામસેવક ઉપર આવતા હતા પરન્તુ હમણા હમણા તેના પત્રો મોડા મોડા આવતા હતા થોડા દિવસ ઉપર એક છેલ્લો કાગળ આવ્યો તે વાચીને રામસેવક ઘણો દિલગીર થયો હતો એનો સારાંશ એ હતો કે—"મે જે એક લાખ રૂપિઆનો વેપાર કર્યો હતો તેમા મને ૦॥ લાખ રૂપીઆની ખોટ જણાય છે કોણ જાણે મારા નસીબમાં શુ લખ્યુ હશે, પરન્તુ કાઇ ફરવા નહિ કેમકે ઇશ્વર સઉની ખબર લેશે "

(૫)

રામસેવક તેની પરીક્ષામા બધા અભ્યાસકોના કરતા પહેલે નબર પાસ થયો અને પોતાની સનદ લઇ પાછો પોતાના ગામ આવ્યો બદ્રિનાથે તેને બહુજ ધામધુમથી અને માન પાનથી તેનુ સ્વાગત કર્યું

રામસેવકના આવવાથી તેની ન્યાતવાળાઓએ મોટો વાધો ઉઠાવ્યો પરન્તુ એક પખવાડીયામા તો બદ્રિનાથે બધાને શાત કરી દીધા

બદ્રિનાથે રામસેવકના આવતા વ્હેતજ તેને ગામના બે ચાર સારા વિદ્વાનો તથા પંડિતોને બોલાવીને પ્રાયશ્ચિત કરાવી દીધુ ને તેઓએ તથા બદ્રિનાથે સાથે બેસીને ખાધુ થોડા દિવસ પછી ગામની એક પદર વર્ષની કન્યા સાથે વિવાહ નકકી કર્યો કન્યા બહુ સુશીલ, સુદર, ચતુર અને ભણેલી ગણેલી હતી કન્યાના મા બાપ જીવતા હતા તેઓએ રાજી ખુશીથી તેને પોતાનો જમાઇ બનાવ્યો

બદ્રિનાથના આવા માગો જોઇ નાતવાળાઓ તો ચકિતજ થઇ ગયા બદ્રીનાથનો વેપાર હવે મદો હતો તો પણ તેના મિત્રની સાથે માન મર્યાદા ઓછી ન હતી કટલાક લોકો તો તેના ઉપર ગુસ્સેજ હતા તોપણ તેઓની પરવા વગર તેના મિત્રની ખાતર

અને વચન જાળવવા માટે તે ગમસેવકના લગ્નમા જોડાયો ભલે નાતવાળાઓને ન ગમ્યુ તો પણ તેની પરવા ના રાખી

લગ્ન થઈ ગયા પછી બદ્રિનાથે રામસેવકને પ્રયાગ જઇને તેનો ધધો શરૂ કરવાને હિમત આપી

ઇશ્વરની કૃપાથી રામસેવકનું દવાખાનુ બહુજ સારી રીતે ચાલતુ હતું અને તે ત્યા પોતાની પત્ની સાથે રહ્યો

બે વર્ષ પછી એક દિવસે રામસેવકને તેના સસરાનો કાગળ મળ્યો હતો, તેમા એમ હતું કે "બદ્રિનાથ તેની સ્ત્રી અને છોકરાંની સાથે ગુમ થઇ ગયા છે એની મિલ્કતની હરાજી થઇ ગઇ છે લાખો રૂપિઆનો વેપાર એણે બધ કરી દીધો છે"

રામસેવકને આ વાતથી બહુ શોક ઉત્પન્ન થયો તેનુ ગળુ ભરાઇ આવ્યુ અને તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યો ' હે મિત્ર તારી આવી સ્થિતિ થઈ તો પણ તે મને ખબર કેમ ન આપી " આ પ્રમાણે બોલીને નિશ્વાસ નાખીને તરત જ ત્યાથી ઉભો થયો, અને તેની તપાસ કરવા લાગ્યો પણ કાઇ પત્તો ન ખાધો

(૬)

આ સર્વ બનાવોને આજે પદર વર્ષ થવા આવ્યા વૈશાખ મહિનો છે બે પહોરનો સમય બાકી છે સુર્ય ભગવાન તેમની સપૂર્ણ શક્તિથી એવા તો તપી રહ્યા છે કે કોઇ પણ પોતાના ઘરમાથી બહાર નીકળવાની હિમ્મત નથી કરતા ચકલીઓ પણ આકાશમા ઉડતી નથી, તો મનુષ્યો ક્યાથી નીકળે પરતુ આવા વખતમા એકવીસ વરસનો સુદર યુવાન જેના પગ ખુલ્લા અને ટુકુ ધોતીયુ તેમજ પહેરણુ ફાટેલુ પહેરેલુ હતુ, તે યુવાન આમ તેમ ફાંફાં મારતો આવ્યો અને મકાનની સામે એક સાઇન બોર્ડ ઉપર તેની નજર પડી તેમા એવુ લખેલુ હતુ કે "ડાકટર રામસેવક એલ, એમ એન્ડ. એસ" આ વાચી ત્યાં ઉભો રહ્યો, અને મકાન નજદીક જઇને કમાડ ખડખડાવા લાગ્યો થોડી વાર પછી એક બાર વર્ષની છોકરીએ બારણું ઉઘાડ્યુ આ છોકરી ઘણીજ સુંદર હતી, એનો ચહેરો ગુલાબી હતો, પરન્તુ આ યુવાનના મ્હોડાની લાલી જોઇને તેણી બહુજ લાલ થઇ ગઇ પેલા યુવાન છોકરાએ તેણીને પૂછ્યુ કે–"ડાકટર, સાહેબ ઘરમા છે ને ?"

"જી" એમ કહીને તે છોકરી ઘરમાં જતી રહી. એણે તેના બાપને કહ્યું, કે બહાર તમને કોઈ બોલાવે છે માટે બહાર જાવ

રામસેવકને આવતો જોઈ તેને કહ્યુ–"મહાશય, જો તમારે તમારા મિત્ર બદ્રિનાથને છેલ્લી વખત મળવુ હોય તો તમે મારી સાથે ચાલો"

ઘણા વર્ષોને દિવસો બાદ બદ્રિનાથનુ નામ સાભળીને રામસેવકની આખોમાં આસુ આવી ગયાં અને તરત જ ગાડીવાનને ગાડી જોડી લાવવા કહ્યું રામસેવક બહુજ સરલ સ્વભાવનો હતો ગરીબથી પણ ગરીબ તેને ગમે ત્યારે બોલાવી શકતા હતા તો પછી આતો પ્રાણપ્યારા મિત્ર બદ્રિનાથે બોલાવ્યો હતો

રામસેવક તથા આવેલો યુવાન ગાડીમા બેસી ગયા યુવાને ગાડી લઇ જવાનુ ઠેકાણુ બતાવ્યુ રસ્તામા જ્યારે રામસેવકે યુવાન સાથે વાત કરી ત્યારે જાણ્યુ કે આતો બદ્રિનાથનો પુત્ર છે અને એનુ નામ રામનાથ છે, ત્યારે તેણે રામનાથને પોતાની છાતી સાથે દબાવી લીધો

ગાડી ત્યા ઉપર ઉભી રાખીને એક નાના મકાનની અંદર રામસેવક અને રામનાથ ગયા રામસેવકે જોયુ કે બદ્રિનાથ ઘરમા એક ખુણાની પાસે, એક ભાગના તુટલા ખાટલા ઉપર તાવથી પીડાતો સુઇ રહ્યો છે આ જોઇને રામસેવકની આંખોમા આંસુ ભરાઇ ગયા, રામસેવકે બદ્રિનાથનો હાથ ઝાલીને તેને બોલાવ્યો–" ભાઈ ? ભાઇ "

બદ્રિનાથની આંખો ઉઘડી ગઇ એના મુખ ઉપર થોડી પ્રસન્નતા જણાઇ તેણે રામસેવકનો હાથ ઝાલીને કહ્યુ–" ભાઇ તમે આવ્યા તે સારૂં થયુ હવે મારી સઘળી ચિન્તા મટી ગઇ હવે હું નિરાતથી મરી જઇશ. ભાઇ રામસેવક, હું જે પદર વર્ષથી કષ્ટ વેઠુ છુ તે જોઇને હું જીવતો છુ એ આશ્ચર્યપ્રદ છે તમે રામનાથની માતો સ્વર્ગવાસ થયો તે તમે નહિ જાણતા હો, દશ વર્ષ થયા, તેને પુત્રનો પ્રસવ થયો અને પછી સુવાવડ માજ તે મરણને શરણ થઈ હતી કેમકે તેની ચાકરી ( સુવાવડમા ) કરનાર કોઇ ન હતુ, અને પછી તે બાળક પણ મરી ગયો કેવળ રામનાથ જીવતો છે ઠીક થયુ કે તે મરી ગઇ, કેમકે તે સાધ્વી સતીને આ બધુ કષ્ટ વેઠવુ મટયુ અને જોવુ મટયુ "

રામસેવક, આખમા આસુ સહિત મિત્રની સર્વ વાતો ચુપકીથી સાભળતો હતો સાથે સાથે તે પણ વિચારતો હતો કે આવા મહા પરોપકારી પુરુષને શુ આટલું બધુ કષ્ટ, શુ ઇશ્વરને ત્યા ન્યાય નહિ હોય ' નહિ નહિ આતો એના પૂર્વ જન્મના કોઇ પાપનુ પ્રાયશ્ચિત હશે

રામ સેવકે કહ્યુ–" ભાઇ તમે મારે ત્યા ચાલો હુ તમારી દવા કરીશ આરોગ્ય થતા સુધી તમે મારે ત્યા રહેજો "

બદ્રીનાથે હસીને હસતે હસતે કહ્યુ–" તમે જાણો છો કે હું બચીશ પરમેશ્વરને ત્યાથી મને બોલાવે છે માટે મને અહિંજ મરવા દો '

. પરતુ રામસેવકે ન માન્યુ બદ્રીનાથને તેની ગાડીમા બેસાડીને પોતાને ઘેર લઈ ગયો

( ૭ )

રામસેવક બદ્રીનાથનો ઇલાજ કરતો હતો તેની સ્ત્રી અને એક પુત્રી સાવિત્રી પણ જીવરાખી સેવા કરતી હતી બિચારા રામનાથને જરાપણ કામ કરવા દેતા નહિ, તેનુ કાઇ કામ હોય તો સાવિત્રી કે તેની ચાકરી લેતા, ત્રણ કલાક ઈલાજ કર્યો ને રામસેવકને સમજાયુ કે રોગ અસાધ્ય છે રાત પડી ગઇ છે, સાત વાગ્યા છે બદ્રિનાથની નાડી ધીમી પડી, આંખો ઉડી ઉતરવા માડી આવો સમય જોઇને રામનાથે એક પ્યાલીમા ગગાજળ તેના પિતાના મ્હોમા રેડ્યુ બદ્રીનાથે આંખો ઉઘાડીને થર થરતા હાથે રામનાથનો હાથ પકડી લીધો, અને પછી તેનો હાથ રામસેવકના હાથમા મૂકયો અને કહ્યુ –

" ભાઈ, મારી આ છેલ્લી સ્થિતિ છે, તો હુ તમારી પાસેથી એક બે વાતની ભિક્ષા માગુ છુ. કોઈ દિવસ માગતો તો ન હતો પણ આજેજ માગુ છુ કે તમે મારા આ પુત્રની દેખરેખ રાખજો. અને ભણાવજો કાંઇક ભણ્યો છે પણ વધારે ભણાવજો, કે જેથી કમાઈને ખાઇ શકે ને પછી જો કોઇ ગરીબની કન્યા મળે તો તેને પરણાવજો હુ તમને એને સોપુ છુ એનો હાથ ઝાલો, બોલો તમે કરશોને ' બદ્રિનાથ રામસેવકની તરફ દીન ભાવથી જોવા લાગ્યો

રામસેવકની આંખોમાથી આંસુ ભરાઇ ગયા તેણે રામનાથનો હાથ ઝાલીને કહ્યુ–" આ શું આપ આવ ગ કહો છો ? આપના કહ્યા સિવાય પણ રામનાથ મારા પુત્ર સમા ।

છે આહા શુ હુ તમારા ઉપકારને ભૂલીગયો છુ કે જે આપણે સાથે અભ્યાસ કરતા હતા તે ઉપકાર વાળવાનો હવે મારો વખત આવ્યો છે એ મારી પરીક્ષા પણ છે ભગવાને આપના ઉપર આ વિપત્તિ આપીને કાંઇ તમારી પરીક્ષા કરી પણ આતો મારીજ પરીક્ષા છે પ્યારા મિત્ર તમે રામનાથની ચિન્તા ન કરશો હું તેને ભણાવીશ, ગણાવીશ અને મારી આ તમામ મિલ્કતનો વારસ બનાવીશ વધારામાં શુ કહુ, મારી આ એકની એક પુત્રી સાવિત્રી તેની દાસી થશે બેટા સાવિત્રી અહિ આવ અને તારો હાથ મને આપ ”

સાવિત્રીએ ઘણાજ ઉમંગથી અને રાજીખુશીથી તેણીએ તેનો હાથ લંબાવ્યો રામસેવકે એ હાથ રામનાથના હાથમા આપીને કહ્યુ કે–બેટા તુ સુખથી આમની સાથે રહેજે ને તેમને પણ સુખી કરજે,

રામસેવકની ઉદારતા જોઇને બદ્રિનાથ ઘણો ખુશ થયો અને તેણે જરાપણ દુ ખ વગર પોતાના દેહનો ત્યાગ કર્યો સાવિત્રી અને રામનાથના મ્હોઢા ઉપર હાથ ફેરવીને આશિર્વાદ આપીને પશ્ચાત તેણે રામસેવકથી જે છેલ્લુ વચન સાભળ્યુ હતું તેજ પ્રમાણે થયુ–“ ભાઇ તમે જે મારા ઉપર ઉપકાર કર્યો હતો તો તેનો બદલો મે ઘણાજ વખતે વાળ્યો છે હવે હૂં સુખી થયો છુ આનુ નામજ પ્રત્યુપકાર ” છે

---

# श्रीगोरक्ष योगविद्या

( અનુસંધાન ચૈતના અંકથી )

હવે કુડલિનીનો ભેદ ખોલવા માટે અને તેની અધિકતા પ્રકટ કરવા માટે કુડલિનીનું બીજા પ્રકારનું પણ સ્થાન છે સમસ્ત ૭૨૦૦૦ નાડીયોનુ ઉત્પત્તિ સ્થાન પૂર્વોક્ત કંદ છે તેના ઉપર મણિપુરચક્ર કર્ણિકામા આઠ વૃત્તથી વેષ્ટિત થઇ કુડલિની શક્તિ બ્રહ્મરંધ્રદ્વારના મુખને રોકીને સર્વદા રહે છે જે માર્ગ દ્વારા જન્મમરણ દુઃખ, હરણ કરનાર અખંડ બ્રહ્માનંદપદ પ્રાપ્ત થાય છે એ માર્ગને રોકીને સુતેલી કુડલિની પ્રાણ વાયુને ઉત્તેજન કરવાથી કાલાગ્નિની જ્યોતિના સબધથી પ્રબુદ્ધ થઇ મન અને પ્રાણવાયુ સહિત સુષુમ્ણા નામની મધ્ય નાડીદ્વાર ઉપર જાય છે, જેવી રીતે સોયમા પરોવેલા દોરા સહિત સોય વસ્ત્રના અનેક સૂત્રોની મધ્યમા પ્રાપ્ત થાય છે તેવી રીતે પોતે સૃષ્ટિ ઉત્પન્ન કરીને પટચક્ર તથા તેના દેવતાઓ વિગેરે સકલ પ્રપંચને ઉલ્લઘન કરીને ઉપર સહસ્રદલ કમલ સન્મુખ જાય છે

સુતેલા સર્પની માફક કુડલિની અપાન વાયુથી ધમિત જે મૂલાધારમા રહેનારી કાલાગ્નિ જ્યોતિના સબધથી પ્રબોધ થઇ અતિ વેગથી ચાલતા સર્પ સમાન કુટિલ ગતિ થઇ કમલ નાલના તતુ સમાન સૂક્ષ્મ જ્યોતિર્મય સ્વરૂપ થઇ સુષુમ્ણા માર્ગે ઉપર જાય છે જેવી રીતે કુચીથી તાળુ ઉઘડતા કમાડ ઉઘડે છે તેવી રીતે કુડલિનીને જાગ્રત કરતા મોક્ષદ્વાર સુષુમ્ણાના મુખને યોગીએ અભ્યાસથી ખોલવુ જેથી કુડલિનીને જાગ્રત કર્યા વિના કુડલિનીનુ દ્વાર ઉઘડતુ નથી

શક્તિ ચાલન મુદ્રા બન્ને હાથ સંપુટિત કરીને બંને બાહુના મધ્ય ભાગને હૃદયમા દઢસ્થાપન કરીને પદ્માસન કરવુ દાઢી હૃદય પાસે રાખવી અર્થાત જાલધરબધ કરીને જ્યોતિ સ્વરૂપનુ ધ્યાન કરવુ કેવળ કુભક પ્રાણાયામ અધોદ્વાર રોકીને કરવો પ્રાણાયામથી કુભિત વાયુને અપાન વાયુથી એકત્ર કરીને યથાશક્તિ કુભક કરવો ફરી રેચક પ્રાણાયામ કરવો આ પ્રકારે નડ-

લિનીનું ઉત્થાન થાય છે અને યોગીને અપરિમીત જ્ઞાન મળે છે કુડલિનીનું ઉત્થાન કરનારી શક્તિચાલન મુદ્રા એજ હોય છે પણ પ્રાણાયામના અભ્યાસથી પ્રાણાપાન વાયુને વશ કરીને આ મુદ્રાનો બાજ કાલ પર્યંત અભ્યાસ કરવો જોઇએ

શક્તિચાલન મુદ્રાના અભ્યાસીના નિયમ–પ્રાણાયામાદિ કરવાથી શરીરમા જે પરસેવો આવે છે તેથી શરીર ચોળવુ, મીઠુ અને ખાટુ એ બે રસ ન ખાવા, માત્ર દુધ અને ભાત ખાય ભોજન પણ પ્રમાણસર એક વખત કરવુ બ્રહ્મચર્ય પાળવુ, કામક્રોધાદિથી રહિત રહેવુ ત્યાગ વાળા થવુ યોગાભ્યાસનો વળી અભ્યાસ કરવો આ પ્રકારે નિયમ પાળીને યોગાભ્યાસ કરતા શક્તિચાલન મુદ્રાનો અભ્યાસ કરવો એક વર્ષ સુધી અભ્યાસ કરવાની કુડલિનીનુ ઉત્થાન કરવાનુ સામર્થ્ય આવે છે આથી સિદ્ધિ મળે છે કે નહિ એવો સદેહ કરવો નહિ અભ્યાસથી જરુર સિદ્ધિ મળે છે

મિતાહારના લક્ષણ–સ્નિગ્ધ ( ચીકાશ વાળા ) મીઠુ ભોજન ખાવુ ખાટુ અને મીઠુ ન ખાવુ બે ભાગ અન્ન અને એક ભાગ જળ લેવુ ચોથો ભાગ ઉદરમા વાયુ સચારને માટે ખાલી રાખવો દેવને ધરાવીને દુધ ભાત ખાવા આ પ્રકારે વિધિથી જમનાર યોગી મિતાહારી છે

કદની ઉપર મણિપુરચક્રની કર્ણિકામા ૮ આટા મારી કુડલાકારે કુડલિની શક્તિ છે એ મૂર્ખ જનોને વારવાર જન્મમરણરૂપ બધન આપે છે અને યોગાભ્યાસ જાણનારને શક્તિ ચાલનનો અભ્યાસ જન્મ મરણરૂપ બધન છોડાવી મોક્ષ આપે છે

શક્તિચાલનનુ ગ્રથાતર મતથી કાઇક વિશેષ—ગગા, યમુનાની વચ્ચે તપસ્વિની બાલરન્ડા બલાત્કાર કરીને કુડલિનીને ગ્રહણ કરે તો વિષ્ણુના પરમપદને પ્રાપ્ત કરે છે ઇડા ભાગ વતી વામશ્વાસા નાડી ઐશ્વર્યાદિ સપન્ન ગગા, દક્ષિણ શ્વાસા પિંગલા નામની યમુના છે, એની મધ્યમા સુષુમ્ણા બાલરડા છે મૂલ સ્થાનથી વિતસ્તી માત્ર ઉપર નાભિ અને મેઢની મધ્યમાં નવ આગળ વિસ્તારમા ચાર આગળ આયામ, પક્ષીના અડાકારે શ્વેતરગ કોમળ વસ્ત્ર વેષ્ટિત જેવો કદ છે વજ્રાસન કરીને હાથથી પગની એડી પકડી કદ સ્થાનમા દઢ લગાવી પીડનકરે યોગી વજ્રાસનમાં બેસી કુડલિનીને શક્તિચાલન મુદ્રાથી ચલાયમાન કરે ત્યારે ભસ્ત્રા નામ કુભક કરી કુડલિની શક્તિને શીઘ્ર પ્રબોધિત કરે છે

નાભિસ્થાન ( સૂર્ય ) ને સકુચિત કરી કુડલીનીને ચલાવે, તેનો અભ્યાસ સિદ્ધ થઇ જાય તો મૃત્યુના મુખમા પડી ગયો હોય તો પણ મૃત્યુ થતુ નથી

ચાર ઘડી પર્યંત નિર્ભય થઇ શક્તિ ચાલન કરે તો કુડલિની કાઇક સુષુમ્ણામા ઉપર જાય છે જેથી કુડલિની સુષુમ્ણાના દ્વારને છોડી દે છે ત્યારે પ્રાણવાયુ પોતેજ સુષુમ્ણામા પ્રવેશ કરે છે એથી રોજ સુષુમ્ણા દ્વારમા સુતેલી કુડલિનીને ચલાવે તો યોગી સર્વ રોગથી બચી જાય છે

જે યોગીએ શક્તિચાલન કરી તે અણિમાદિ સિદ્ધિયોને પાત્ર થાય છે અને વિશેષ મહાત્મ્ય તો શુ પણ કાળને સહજમા જીતી લે છે જે રોજ કુડલીનીને ચલાવી ભસ્ત્રા કુભકનો વિશેષ કરીને અભ્યાસ કરે છે તો તેને યમનો ભય થતો નથી યોગિયોના પદ્માભ્યાસથી આસન પ્રાણાયમ મહામુદ્રાદિ કરીને મુખ્ય નાડી સુષુમ્ણા સરલ થઇ જાય છે

મહામુદ્રા—મહામુદ્રા, ખેચરી મુદ્રા, ઉડ્ડીયાન બધ, જાલધર, મૂલ બધ, એ પાચ કરી શક્તિ ચાલન કરે તો યોગી મુક્તિ ભાજન થાય છે શક્તિ ચાલી કે નહિં તેનુ જાણ-

વાનુ પ્રમાણુ એ છે કે જેવી રીતે શરીર પગ કીડી ચઢે તો તેની ગતથી તેનુ જ્ઞાન થાય છે કે કાઇક શરીર ઉપર ચઢયુ છે, એવી રીતે સુષુમ્ણામા વાયુ જ્યારે ચાલવા લાગે તો શકિત ચલાયમાન થઇ ગઇ એમ સમજવુ શકિત ચાલન મુદ્રાની પછી ઉપરની પ મુદ્રા કરવી યોગ્ય છે

**મહામુદ્રાની વિધી**–હૃદય પાસે દાઢી રાખવી, ડાબા પગની એડીથી યોનિસ્થાનને અસત દ્દઢ કરીને અચેતે જમણો પગ લાબો કરીને બને હાથવડે પગનો મધ્ય ભાગ પકડીને પગ પછી રોકવો, તે વખતે પેટમા પુરક વિધિથી વાયુ ભરીને કાઇક વખત સુધી યથાશકિત કુભક કરીને મદ મદ વાયુનુ રેચન કરવુ એ યોગી જનને માટે સમસ્ત રોગ નાશક મહા-મુદ્રા કહી છે

આ મહામુદ્રાના અભ્યાસમા પ્રથમ ડાબા અગથી અભ્યાસ કરીને પછી જમણા અગથી કરવો તેવી રીતે પ્રાણાયામ પણ કરતા રહેવુ જ્યારે બને તરફ ના અભ્યાસથી પ્રાણાયામની માત્રા બરાબર થઇ જાય ત્યારે મુદ્રા છોડવી ત્યા સુધી એ અભ્યાસ કરતા રહેવુ

જ્યારે મહામુદ્રાના અભ્યાસ દ્દઢ થઇ જાય તો પથ્યાપથ્યનો વિચાર કાઇ રહેતો નથી ગળ્યુ, ખારૂ, તીખુ વિગેરે સ્વાદ કાઇ રહે તો જેમ જે સયોગ વિરૂદ્ધ વસ્તુ વા ઘોર વિષ પણ ખાય તો અમૃતની મફક પચી જાય છે તથા ઉદાવર્ત્ત, ગુલ્મ, અજીર્ણ ક્ષય, કોઢ આદિ રોગ સમસ્ત શાત થઇ જાય છે તેના અભ્યાસીને મહા સિદ્ધિ દેનારી આ મહામુદ્રા કહી છે એને ઘણા યત્નથી ગુપ્ત રાખવી. પ્રકાશ કરવાથી સામર્થ્ય હીન થઇ જાય છે એથી અનધિકારી, અયોગ્ય પુરુષ, શઠ, દાંભિક આદિ જેવા તેવાને તે ન આપવી

બીજીવીન–ડાબા પગની એડીથી ગુદા અને શિશ્નના મધ્યમા યોનિ સ્થાનને રોકીને જમણો પગ જમીન સાથે સીધો રહે અને પગની એડી જમીન સાથે રહે અને આંગળાયો ઉચી દડની માફક રહે તેવી રીતે લાબો કરવો ત્યારે હાથોના અગુઠા અને તર્જનીથી જમણા પગનો અગુઠો પકડી રાખવો, તે પછી કઠમા જાલધરબધ કરીને વાયુ ને ઉપર સુષુમ્ણામા ધારણ કરે એથી મુલબધ પણ થાય છે જ્યા યોનિસ્થાનને પીડન અને ઉડ્ડીયાનબધ કરીને મૂલબધ થઇ જાય છે, જેવી રીતે સાપ દડના પ્રહારથી દડાકાર થઇ જાય છે એવી રીતે કુડલની શક્તિ પણ કુટિલતાને છોડી આ મુદ્રાથી સરલ થઇ જાય છે અને કુડલિનીના ઉત્થાનથી સુષુમ્ણામા વાયુનો પ્રવેશ થાય છે, ત્યારે બંનેના પ્રાણના વિયોગથી ઇડા પિગલા જેના આશ્રય રૂપ છે તે મરણાવસ્થા દૂર થાય છે તે પછી વારવાર રેચક કરે, વેગથી કરવાથી બળની હાનિ થાય છે એથી મહામુદ્રા આદિનાથાદિ મહા સિદ્ધોએ બતાવી છે એના અભ્યાસથી મહા કલેશ, અવિદ્યા, રાગ, દ્વેષાદિક શોકમોહાદિ દોષ ક્ષીણ થાય છે તથા જરા મરણાદિ પણ થતા નથી એથી જ્ઞાની જનો એને મહામુદ્રા કહે છે

તેનો ક્રમ એવો છે કે ડાબા ભાગથી અભ્યાસ કરી, જમણા ભાગમા અભ્યાસ કરવો અને ડાબા ભાગના અભ્યાસની પછી જ્યા સુધી વામાગમા કુભકની સખ્યા સમાન થાય ત્યા સુધી અભ્યાસ કરવો જ્યારે સખ્યા સમાન થાય ત્યારે મહામુદ્રાનુ વિસર્જન કરવુ તેમા એ ક્રમ છે કે ડાબા પગની એડીને યોનિસ્થાનમા લગાવી જમણો પગ લાબો કરી તેના અગુઠાને હાથના અગુઠા અને તર્જની વડે પકડી અભ્યાસ કરવો એ વામાગાભ્યાસ છે એથી પુરિત જે વાયુ વામા ગમા સ્થિત રહે છે પછી જમણા પગને દુરો કરી તેની એડી યોનિમા લગાવી

ડાબો પગ લાંબો કરી તેના અંગુઠાને હાથના અંગુઠા અને તર્જનીથી પકડી અભ્યાસ કરવો એ દક્ષિણાંગાભ્યાસ છે તેથી પુરેલો વાયુ દક્ષિણ અંગમા રહે છે

કહે છે કે મહામુદ્રાના અભ્યાસમા પથ્યાપથ્યનો વિચાર નથી, કડવુ ખાટુ વિગેરે સમસ્ત રસાદિક જે ખાય તે પચી જાય એ નીરસ, વાસી સર્વ પચે છે, જે દુર્જર ઘોર વિષ વિગેરે પણ અમૃત સમાન પચી જાય છે જે પુરૂષ મહામુદ્રાનો અભ્યાસ કરે છે તેને ક્ષય રોગ, કુસ્ટરોગ, ગુલ્મરોગ, અજીર્ણ, જ્વર, પ્રમેહ, ઉદરસ્થ રોગ વિગેરે કદી થતા નથી અને આ અભ્યાસીને અણિમાદિ મહા સિદ્ધિ આપનારી આ મહામુદ્રા કહે છે એને ગુપ્ત રાખવી અર્થાત અનધિકારીને ન આપવી

**ખેચરીમુદ્રા**—ખેચરી મુદ્રાની વિધિ એ છે કે જીભને ઉલટી ફેરવીને કંઠમૂલમા જે છિદ્ર અથવા ક્ષુદ્ર ઘંટિકા છે તેમા પ્રવેશ કરાવવો તે પછી ભ્રૂમધ્યમાં નિશ્ચલ દષ્ટિ સ્થિર કરવી એને ખેચરી મુદ્રા કહે છે જે યોગી ગુરૂપદિષ્ટ માર્ગે છેદન, દોહન, કર્ષણ પ્રકારથી ખેચરી મુદ્રાને બહુજ કાલ પર્યંત અભ્યાસ કરે છે તેને રોગ, નિદ્રા, ક્ષુધા, તૃષા, મૂર્છા, અને મરણતુલ્ય કષ્ટ દૂર થાય છે જે યોગી ખેચરી મુદ્રાનુ જ્ઞાન મેળવી તેનો અભ્યાસ કરીને તેને સિદ્ધ કરે છે તે શોકથી પીડા પામતો નથી, કર્મના ફળનુ તેને બંધન હોતુ નથી, અને કાળ મૃત્યુ આદિથી તેને કોઇ વિધિ દુઃખ થતુ નથી કારણ કે ત્યા પરબ્રહ્મ વિષે એકાગ્રમન બુદ્ધિ ચિત્ત શુન્ય વિષે ફરે છે તથા જીભ પણ કંઠમૂલ છિદ્રકાનામા રહી બ્રહ્મરંધ્રમા સ્થિત ચદ્રકલામૃતનુ પાન કરે એ એ હેતુથી મન બુદ્ધિને વિષયના બંધનથી નિવારણ કરનારી ખેચરીમુદ્રા સમસ્ત સિદ્ધજનોથી અત્યત પુજનિય છે

શરીરનુ મૂળ કારણ બિંદુ છે એથી શરીરનુ રક્ષણ થાય છે પગથી માથા સુધી સમસ્ત નાડી જાળ બિંદુથી સેચન થઈ રહેલુ છે એ હેતુથી એ નાડી સજીવ સ્વકર્મ સામર્થ્ય રહે છે અર્થાત સમસ્ત નાડીયો બિંદુના આધારમા છે

જે યોગીએ કંઠનાલના છિદ્રલંબિકાની ઉપર આકાશ વિષે ખેચરી મુદ્રાથી રોકી લીધુ તો ચદ્રામૃત રોકવાથી તે યોગીને કામિની (સ્ત્રી) આલિંગન કરે તો પણ તેનું મન ચલાયમાન થતુ નથી તથા બિંદુ ગરતુ નથી જ્યા સુધી શરીરમા બિંદુ (વીર્ય) સ્થિર છે, ત્યા સુધી મૃત્યુનો ભય હોતો નથી બિંદુનુ સ્થાન વ્યોમચક્ર છે, ત્યા કાલની ગતિ નથી જ્યા સુધી ખેચરી મુદ્રા દૃઢ છે ત્યા સુધી બિંદુ વ્યોમચક્રથી ગરતુ નથી એના સ્વસ્થાનમા રહેવાથી કાલનુ જોર ચાલતું નથી

કદાચિત એકાગ્ર ન થવાથી બિંદુ ઉતરીને નાભિસ્થાન સૂર્ય મડળમા પહોચી જાય તો યોનિ મુદ્રા કરીને કુડલિની શકિતને ઉપર ચઢાવી તેના આઘાતથી એ બિંદુ ફરી ઉપર ચઢી પોતાના સ્થાનમા પ્રાપ્ત થઇ સ્થિર રહે છે, એ બિંદુ બે પ્રકારનુ છે એક તો પાડુ-વર્ણનુ જેને શુક્ર કહે છે, બીજુ લાલ વર્ણનુ જેને મહારાજ કહે તેલ મેળવેલા સિંદુરના રસના જેવુ રજ સૂર્યસ્થાન નાભિમડલમા રહે છે તથા બિંદુ ( વીર્ય ) ચદ્રમાના સ્થાન કંઠદેશ ષોડશારચક્રમા સ્થિર રહે છે એ બેનું ઐક્ય થવુ અત્યત દુર્લભ છે

બિંદુ શિવ રૂપ છે, રજ શકિત રૂપછે એ બિંદુ અને રજના એક થવાથી યોગ સિદ્ધિ પ્રાપ્ત થઇ પરમપદ પ્રાપ્ત થાય છે ચદ્ર અને સૂર્યને ઐક્ય કરવા એ હઠયોગ પદનો અર્થ છે પ્રાણવાયુ, અપાન વાયુનો અને જીવાત્મા પરમાત્માનુ ઐક્ય કરવુ એજ યોગનુ રહસ્ય છે

રહિત ચાલન વિધિથી વાયુ કરીને જ્યારે રજ બિંદુની સાથે ઐક્યને પ્રાપ્ત થાય છે ત્યારે શરીર દિવ્ય થઇ જાય છે અર્થાત તે પછી તે શરીર અગ્નિથી બળતુ નથી કે શસ્ત્રથી કપાતુ નથી જેમ શુક્ર બિંદુરૂપ થઇ ચદ્રમાને મળે અને રજ રકતરૂપ થઇ સૂર્યને મળે એના સમ સ્મૈકત્વ ચદ્ર સૂર્ય સ્વરૂપ બિંદુરજના સમરસત્વને જે યોગી જાણે છે તે યોગવિત કહેવાય છે ચદ્રમા અને સૂર્યના યોગને યોગ કહે છે

નાડીજાળના શોધનથી, એમા રહેનાર વાત પિત્ત કફાદિ રોગોનો નાશ થાય છે ચદ્ર સૂર્યના ચાલનથી એના ઐક્ત્વ હોવાથી ખાધેલુ અન્ન અને પીધેલુ જળ એનુ ગોપણ થાય છે એવુ મહામુદ્રાનુ ફલ છે અર્થાત એ મુદ્રા કરીને નાડી જાલનુ શોધન ચદ્રસૂર્યના ચાલન હસોનુ શોષણ થાય છે

મથાતરેત ખેચરી મુદ્રા વિધિ–છેદન, ચાલન–દોહન કર્મથી જીભ વધે છે છેદન આગળ કહીશુ ચાલન એ છે કે - અગુષ્ટ અને તર્જનીવડે જીભને હલાવ્યા કરવી, દોહન–બન્ને હાથના અગુઠા અને તર્જનીથી જેમ ગાયને દુવે તેમ ખેચી ખેચીને જીભને લાંબી કરવી જ્યા સુધી જીભ બહારથી ભ્રકુટીનો સ્પર્શ ન કરે ત્યા સુધી આ વિધિ કરતા રહેવી છેદન થુવરના પાન સમાન અતિ તીક્ષ્ણ, મચિકણ, નિર્મલ શસ્ત્રથી જીભની નીચેની નસને રોમ માત્ર છેદન કરવુ

અપૂર્ણ.

# નવલકિશોર અને નિર્મળા.

**(લે–રા. ગૌરીશકર મોતીરામ ભટ્ટ બી એ )**

( અનુસધાન ગતાકથી )

તમને એક તક મળશે તેથી આપણે કોઇપણ મુશ્કેલીમાથી પાર ઉતરવાનું નહિ રહે આપણે ત્યાજ અને તેજ ક્ષણે પરણીશુ એટલે પછી શું? નિર્મળા, જ્યારે તને એમ લાગશે કે હું તૈયાર છુ કે તરતજ તારે મારી સાથે આવવાનુ રહેશે પણ—તે—તે—વિષે જ્યારે હું વિચાર કરૂ છું ત્યારે હું મારૂ ભાન ભૂલી જાઉ છુ " નવલે એક બાળક માફક ઉત્તર આપ્યો "ઉભા રહો " નિર્મળાએ કહ્યુ

એકદમ ઉતાવળી ગતિથી નિર્મળા ગઇ અને ત્વરાથી પાછી આવી, બારી પાસે ગઇ અને ત્યા પોતાના હાથ પ્રસારીને ઉભી રહી

તેના મનમા શકા અને ભય ભરેલા હતા તેના શાત અને સરલ જીવનમા આવા પ્રસંગો ભાગ્યેજ આવેલા હોઇ તે અત્યત આસ્વસ્થ અને તદ્દન આશ્ચર્યચકિત બની ગઇ હવે ધીમે ધીમે તેના જીવમા જીવ આવવા લાગ્યો તેને નવલનો ફાંદો તદ્દન અશક્ય લાગ્યો

"નિર્મળા," એ શબ્દનો ઉચ્ચાર કરીને તે તેની પુઠે ચાલવા લાગ્યો પણ એકદમ ઉતાવળથી હાવભાવ હાવ ભાવ કરીને તેને જેમ હુકમ કરતી હોય, વિનતી કરતી હોય તેમ ઉભો રાખ્યો

"ઉભા રહો" તે ફરીથી બોલી–મારે–મારે–હજી વિચાર કરવો છે તેની આંખો ચમકારા કરવા લાગી તે બોલી "મારે મારી જાતે વિચાર કરીને સમજવુ છે કે તે પગલુ ભરવાથી શુ થશે–તે પગલુ ભરવુ જરૂરનું છે?"

" ખરેખર, તે પગલુ જરૂરી છે " નવલે ઉત્તર આપ્યો નિર્મળાએ આશ્ચર્ય ભરેલી આંખોથી તેના સામુ જોયુ અને જેમ કઇ બચાવ કરતી હોય તેવી જણાઇ

" શુ તમને એટલો વિચાર નથી આવતો કે મણીલાલને આપણે બતાવી આપવુ છે કે આપણો પ્રેમ કેટલો ગાઢો છે ? જેટલો તે મને મહત્ત્વનો પ્રશ્ન લાગે છે તેટલો તે તમને પણ લાગવો જોઇએ પછી તે એટલો બધો સખત થશે ? "

તેમ છતા જેટલી ઉતાવળથી તે પ્રશ્ન નિર્મળાએ પૂછ્યો હતો તેટલો જ તે વજન વગરનો છે એમ તેને લાગ્યુ તે તેની નાની ઉમ્મરથી નવલને મ્હાતી હતી છતા તેનાથી માત પિતાની આજ્ઞાનુ ઉલ્લઘન થાય તેમ ન હતુ

એની નાની ઉમ્મરથી માંડીને આજ સુધી તેનાથી પોતાના સ્વાર્થનો અભિપ્રાય તેનાથી આપી શકાતો ન હતો એક જરાપણ માતપિતાના હુકમ વિરૂદ્ધ અભિપ્રાય આપવાની તેની હિમત ચાલતી ન હતી ખરેખર, આપણા હિંદુ સમાજમા તેમ થવાને રજ પણ અવકાશ નથી આપણામા કહેવત છે કે " ગાય અને દીકરી જ્યા દોરે ત્યા જાય " પછી ગમે તો વર કદરૂપો હોય, પોતાના વિચારને મળતો ન હોય, અને પોતે તેને સ્વપ્નામા પણ જોયો ન હોય

દયાશકરના ઘરમાં દયાશકરનો શબ્દ એજ કાયદો હતો એના શબ્દનુ વજન એટલુ બધુ હતુ કે ઘરના તમામ માણસ તેમની હાજરીથી થથરી જતા તેમનો ચ્હેરો તમામના ઉપર છાપ પાડતો તે એક ઉંચા કુટુબમા જન્મેલા હતા એટલુજ નહિ પણ તેમણે સારે ઠેકાણે નોકરી કરેલી હોવાથી જો તેમના શબ્દોનો કોઇ અનાદર કરે તો તેમને જરા પણ તે ન ગમતુ

હવે જ્યારે નિર્મળાએ નવલનુ તરતનુ કટાક્ષથી હસવુ સાભળ્યુ ત્યારે તે જરા ધ્રૂજી અને બારી ફરીથી બંધ કરી પોતાના હાથ પોતાની આસપાસ વીંટાળ્યા—

" તેથી શુ ? " નવલે આગળ કહેવા માડયુ " ખરેખર દયાશકરની ખ્યાતિ આ વહેવારૂ જગતમા પુષ્કળ છે તેથી શુ ? જો આપણા હૃદયની ગાઢ જોડાયલી હોય તો આખુ જગત ભલે તે સામે આવતુ હોય. આપણે આપણું કર્તવ્ય કરી લેવાનુ છે.

તે ફરીથી જોરથી હસ્યો અને તેના ધ્રૂજતા હાથ પહોળા કર્યા

" જો તેમના ખાનગી જીવનમાં હુ તેમના વિષે ગમે તેવો તોલ બાધુ તો હુ સારો વિચારક ન ગણાઉ જો હુ સ્હેજ તેમના વિષે વિચાર કરૂ છુ તો મને માલમ પડે છે કે પરમેશ્વરે બનાવેલા સખતમા સખત મનુષ્યોમા દયાશકર એક છે તેમનો આત્મા તેમના અંતરમા સુકાઇ ગયેલો છે તેમનુ મન યત્રવત્ છે તેમનામા દેહાભિમાન છે અને જો તેમની મરજીની જગાક આડે જવાય તો તે તદ્દન દયા વગરના જણાય છે છતા તેમનુ નામ દયાશકર છે ! " નિર્મળા આ શબ્દોથી નવલ સામુ જોઇ રહી " તેમ છતા, નિર્મળા, આપણે કા તો તેમને તાબે થવુ અથવા તો આપણે આપણા નશીબને તાબે થવુ રહ્યુ હવે તો નિર્મળા, એ બધુ તમારે નક્કી કરવાનુ રહ્યુ છે

હવે તેના અવાજમા ગુસ્સો રહ્યો ન હતો, તેના અવાજમા આશા હતી, તેના અવાજમા છુપાઇ રહેલી અરજ હતી નિર્મળાની આંખો શાન્ત હતી તે નિરાશ હતી, તો

ભય લાગ્યો હતો. તેના શબ્દોથી નિર્મળામા ચમકારો થતો અને તેને આટલુ બધુ જોખમ વહોરવાની હિમત ન હતી

" નવલ મારાથી તે નહિ બને અરે તે મારાથી નહિ બને " કહી ને ધ્રુજવા લાગી

તેણે પોતાના હાથ લાબા પ્રસાર્યા અને જાણે પોતાનો બચાવ કરતી હોય તેમ જણાઇ નવલે તેના હાથ પકડીને ધીરજ આપવા માડી

" વ્હાલી " તેણે ધીમેથી કહ્યુ " આપણે તેમ કરવુજ જોઇએ "

તેનો અવાજ હજી પણ નરમ હતો—તેણે તેને શાત પાડી તેણે તેને શુદ્ધિમા આણીને કહ્યુ કે " તારી સામે એક મહાન્ ઉજ્જ્વલ ભવિષ્ય છે અને તારે તારી હરકતમાથી પસાર થવાનુ છે " નવલે ફરીથી કહ્યુ કે આપણે તેમ કરવુજ જોઇએ નિર્મળા, તુ સમયનો વિચાર નથી કરતી ? આ વખત એવો છે કે અર્ધા પર્ધા વિચાર કરીને રોકાઇ જવુ જોઇતુ નથી આપણી સ્વતત્રતા, આપણુ સુખ અને આપણુ આખુ નશીબ એના ઉપર અવલમ્બે છે "

તેણે નિર્મળાને પોતાના તરફ ખેચી, અને મજબુત રીતે પકડી રાખી

" દયાશકરે જે વિચાર કરી રાખ્યો છે તેથી આપણુ જીવન ખારૂ થવા સભવ છે તેમના હાથમા સત્તા છે તે જેમ એકડો ઘુટાવે તેમ ઘુટવો પડે છે હવે નિર્મળા, આપણે માટે વચલો માર્ગ નથી "

હવે તેની આખોમા ફરીથી અગ્નિ પ્રગટ્યો—હવે તેનો અવાજ હતો તેવો ન રહ્યો

" તુ આ બાબતને તારી મેળે સમજજે— હવે તુ તારા માબાપને તાબેથી તેમની અહી પાળીને તારા તમામ સુખને બાજુએ મુક અથવા તો તમામ બધનોનો ઇન્કાર કર આ બે મહાન્ પ્રશ્નો તારી આગળ મુકુ છુ હવે તે પસદગી કરવી અઘરી છે વ્હાલી નિર્મળા, હવે તો જેમ બને તેમ સત્વર તે નક્કી કરી નાખ. "

" તે નથી થઇ શક્તી—નવલ, તે મારાથી નથી બનતુ, તે બહુજ કઠિન કામ છે "

તેના શબ્દોમા આજીજી હતી, નિરાશ હતી ઘણી વાર સ્ત્રીઓમા નજીવી બાબતોમા મહત્ત્વ આપવાની ટેવ હોય છે ને તે આધારે તેમને તેમાથી રસ્તો સુઝતો નથી, વળી કોઇવાર સ્ત્રી વર્ગમા પોતે પોતાનામા શ્રદ્ધા રાખવાની ટેવ નથી હોતી

તેની આખોમા સ્પષ્ટ જણાઇ આવતુ હતુ કે તેના હૃદયમા કેવી ધમાલ થઇ રહી હતી તે જ્યા ઉભી હતી ત્યા તેના પગ સ્થિર ન હતા

તે બાલિકા ઝીણી નજરે પાછી ફરી અને શ્વાસ લીધો. એટલામા બારણાનો ઉલાળો ફર્યો અને બારણુ અદરથી ઉઘડયુ નિર્મળાએ એક ધીમો અવાજ કર્યો ઉપર ઉપર દયાશકર ઉભા હતા, નવલ પણ આભો બન્યો

# " બુદ્ધિ અને પરિણામનો વિચાર કરી કાર્ય કરવાં "

( શ્રીયુત ઇશ્વરભાઈ જીવાભાઇ પટેલ )

---

વનમા, રણમા, શત્રુમા–જળ અથવા અગ્નિની વચમા સમુદ્રમા પર્વતપર નિદ્રામાં વિગેરેથી ભાન વગરના અને જોખમ ભરેલા સ્થાનમા મનુષ્યની કોણ રક્ષા કરે છે ? પુણ્ય કર્મ, શુભ કર્મજ કરે છે માટે શુભ કર્મ કર્યા કરવા જે મનુષ્ય આ કર્મભૂમિમા જન્મીને શુભ સદાચારયુકત વર્તન કરતો નથી તે જેમ કપુરના વૃક્ષને કાપીને બાવળની પછવાડે વાડ કરવા જેવુ છે

સત પુરૂષો કદી ઉપદેશ ન આપે તે છતા પણ તે એ સેવવા યોગ્ય છે કારણકે તેઓની સાથે જે વાતચિતો થાય છે એજ શાસ્ત્રરૂપ થઇ પડે છે

વિષયો ઘણો કાળ રહ્યા છતાં પણ અવસ્ય જનારા તો છે જ, ત્યારે વિષયો એની મેળે મદ પડી જાય અને પુરૂષથી ત્યજાય એ બે અને વિષયનો વિયોગ થાય એમા શો ભેદ છે l કઇ નહી છતા મનુષ્ય પોતે તે વિષયોનો ત્યાગ કરતો નથી પરતુ વિષયો જ્યારે સ્વતત્ર થઇને ચાલ્યા જાય છે, ત્યારે મનમા અત્યત પરિતાપ પ્રકટાવે છે પણ પુરૂષોને વિષયો અનેક મનની પીડાઓ અને શરીરના વ્યાધિઓ આરોગ્યનો નાશ કરે છે જ્યા દુષિત લક્ષ્મી હોય છે, ત્યા આપત્તિઓ આવી પડે છે માટે નિર્દોષ વિશુદ્ધ લક્ષ્મી મેળવી સુખી થવુ અને તત્ત્વજ્ઞાનવડે મનની વ્યથાને સમાવી ઉત્તમ આરોગ્યના નિયમો પાળી શરીરને નિરોગ રાખવુ

• સત પુરૂષ કહે છે કે મારી નિદા કરનારને આનદ થતો હોય તો બહુજ ઉત્તમ છે કારણ કે જે મનુષ્યો વિશુદ્ધ રીતે સ્વપરાક્રમથી દ્રવ્ય ઘણી મહેનતે મેળવીને પણ અનેક મનુષ્યોના આનદાર્થે ધન ખરચે છે તો મારી વગર શ્રમે લોક નિદા કરી આનદ માને તો તેથી બીજુ ઉત્તમ શુ ?

શ્રી રામચદ્રજીને વનમા જવાનુ થયુ ત્યારે શ્રી સીતાજીને ખબર પડતા સતિએ ગમથી છુટા ન પડવા સાથે આવવાનો આગ્રહ કર્યો પણ વનમા અનેક કષ્ટ અને અનેક ભયનુ વર્ણન કરી શ્રી રામે સીતાને સાથે લેવા ઇચ્છા ન જણાવી તેથી સતિ સીતા રામ પ્રત્યે કહે છે કે–

મારા પિતા જનકરાયને પણ ધન્ય છે કે જેને તમારા સરખી આકૃતિમા પુરૂષ પણ સ્ત્રીના સરખા અતકરણ વાળા જમાઈ રાજ મળ્યા છે, પરતુ હે પુરૂષોત્તમ, તમારી સ્ત્રીના સરખી ક્રિયા છે એમ પ્રથમથી જ તેણે જાણ્યુ હોત તો મારૂ લગ્ન તમારી સાથે કદી કરત નહિ

આવુ શ્રી રામ સીતાનુ મર્મવાક્ય સાભળીને તેનો ઉત્તર આપે છે કે –જેમ બ્રહ્માને પોતાના રચેલા બ્રહ્માડમા સર્વ સ્થળે કશો ભય નથી તેમ મને કોઇ પણ સ્થળે કશોજ ભય-નથી હુ સર્વત્ર તારી રક્ષા કરવા શકિતમાન છુ તો પણ જ્યા સુધી તને વનમા સાથે તેડી જવાનુ રૂચતુ નહોતુ પણ હવે તારો વનવાસ કરવાનો નિશ્ચય જોઈ હુ બહુ

પ્રસન્ન થયો છું હવે જેમ તત્ત્વજ્ઞ પુરૂષને દયા ત્યાગ કરવી અશક્ય છે તેમ મને તારો ત્યાગ કરવો એ બહુજ અશક્ય છે

નાનું આ મોટું મકાન ઝુંપડી મહેલ કે પર્ણશાળા નૂતન કર્યા પણ તેનુ વાસ્તુ શાંતિ કર્યા વિના તેમા વાસ કરનાર સુખી થતા નથી માટે વાસ્તુ શાંતિ અવસ્ય કર્ત્તવ્ય છે તેનો ટુંક વિધિ – સ્નાન કરી, યોગ સમાધિ પ્રયોજનના આમંત્રણ વડે બળીદાન આપી વાસ્તુ શાંતિ અર્થે સર્વ દેવતાઓનુ પુજન કરવું ને પછી હર્ષપૂર્વક પ્રવેશ કરવો પછી વૈશ્વદેવ બળી, રૂદ્ર બળી, તથા વિષ્ણુ બળી કરીને વાસ્તુ દોષ નિવૃત કરનારા મંગળપાઠ તથા જપો કરવા પછી સ્નાન કરીને પાપ શમન કરનાર ઉત્તમ યત્ન કરી પછી બળીવેદી પાસેના અષ્ટ દીગપાળોનુ વિધાન કરીને છેવટે આશ્રમીને આવસ્યક એવા ગણપતિ મહા વિષ્ણુ એવા દેવતાઓના આયતન સ્થાપિત કરવા આવી રીતે સઘળો વાસ્તુ વિધિ થયા પછી પૂર્ણ હર્ષવડે પ્રવેશ કરવો એક સાધુ ચરિત, દૈવી, મતિવાળા સજ્જને પોતાના અવસાન સમયે સર્વ સબંધી વર્ગથી વેષ્ટીત રહેલા સમયે પ્રિય જનોએ પુછ્યું કે હવે આપનુ ચિત્ત શાનુ ચિંતન કરે છે ? તેના ઉત્તરમા છેલુ વાક્ય બોલી તત્વમા સમાયા— તે વાક્ય આ—

મારા ચિત્ત રૂપી સુવર્ણની બેઠક ઉપર જે નટરાજ શિવ કે જેમના રક્ત કમળ જેવા ચરણ અડવાની સાથે જેમ સુવર્ણ પીળુ એક રસમય થાય, જેમ સૂર્યના કીરણ પૃથ્વી પર પડતા ને પ્રકાશ જણાય છે તેમ જ અરૂણોદય થતા પ્રકાશનો ભાસ થાય છે તેમ સંસાર રૂપી મોહ રાખ નિવૃત થઇ પુનઃ એ જન્મ મરણ નથી એ વાક્ય બોલી નિર્વાણ સ્થિતિને પામ્યા

પૂર્વ અવસ્થામા શુભ કર્મયોગ ભકિત, જ્ઞાન, સદ્વર્તન અને સત્યાચરણને કરે છે તેમને અંત અવસ્થામા વિના શ્રમે પોતાના ચિત્તમા ઇષ્ટદેવના શ્રી સદાશિવ તેના ચિત્તમા નૃત્ય કરે છે અને પોતાના દિવ્ય જ્ઞાન વડે તેના ચિત્તને પોતાના સ્વરૂપ સામ્રાજ્યમા ઓત પ્રોત ઐક્ય કરી અભેદ કરે છે માટે સદ્વર્તન નો લાભ અકથ્ય છે




( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૫ મું

## મોહનલાલની સ્થિતિ

દિવાળી—અરે, કાઇ શરમ આવે છે ? મારા કાકાએ બરફી કાંઈ વેચવા નથી મોકલી, એતો ખાવા મોકલી છે કેની કંજુસાઇ, કોઇએ ભેટ મોકલેલી ખાવાની વસ્તુ ન ખાતા વેચી પૈસા એકઠા કરવાની દાનત થાય છે

મોહનલાલ-અરે તેમા ગુસ્સે શુ થાય છે એટલી બધી બરફી પડી પડી બગડી જાય તેના કરતા વેચી દેઇએ તો શુ બગડી જાય બગડેલી ખાઇએ તો માદુ થવાય હું તો તારા ભલાને માટે કહું છું

દિવાળી—અરે, જવાદો ને વાત તમારી ખાવાની વસ્તુ વેચી ને પૈસા પેદા કરવા ઇચ્છનાર કંજુસ માણસોનો જન્મારો કંજુસાઇમા જવાનો પૈસા એકઠા કરી શુ છાતીએ બાધી જવાના છો એમ કાઇ બરફી વેચી પૈસા પેદા નહિ થઇ શકે

મોહનલાલ ચુપ રહ્યો, થોડી વારે તે બહાર ગયો

દિવાળી સુંદર રૂપવાળી યુવતી હતી, તેના માબાપ મરી ગયા છે તેના બાપે ધનના લોભમા મોહનદાસ સાથે તેના લગ્ન કર્યાં હતાં શરૂઆતમા દિવાળી પતિની આજ્ઞાનુ પાલન કરતી પણ ગમદાસનો સ્વભાવ તેના જાણવામા આવતા તે તેના સામું બોલતા શીખી હતી મોહનલાલ તેને પેટ ભરીને ખાવા પણ દેતો નહિ તેને માટે સારા કપડા પણ ન લાવતો, ફાટેલા સાલ્લાને સત્તર ઠીગડા ચોટાડી પહેરવા કહેતો જેમ બને તેમ ખર્ચ ઓછુ કરવા સમજાવતો, મરચુ ને રોટલા ખાઇ પૈસા પેદા કરવાનુ જાણતો, ઘરમા સારૂં અનાજ કે સારૂં શાક પણ વાપરતો નહિ બજારમાથી ઓછામા ઓછા ભાવે અનાજ લાવતો શાક પણ સડેલુંજ લાવતો, કેટલીકવાર શાક કરેજ નહિ, દુધ ખાવાની તો તેણે બાધા રાખી હતી ઘી પણ રૂપિયાનું મહિનો ચલાવવાનો હુકમ હતો આવા વર્ત્તનથી નવયુવાન દિવાળીનુ મન નારાજ થઇ ગયુ હતું

શરૂઆતમા તો પતિપત્ની વચ્ચે વાદવિવાદ થતો, બોલાબોલી ચાલતી અને ધીમે ધીમે દીવાળી પણ મોહનલાલને પી ગઇ હતી કેટલાક માણસોએ મોહનલાલને કહ્યું હતુ કે

શેઠ, તમારે દીવાળીને મારવી નહિ, જો બહુ છ છેડશો અને ઘરમાંથી પગ બહાર મુકશે તો ફરી તે તમારી ન સમજશો એક તો તમારી ઉમ્મર હાલ ૭૨ વર્ષની છે તે નવયુવાન છે હજુ તો તેનો ખરી જુવાનીમા હવેજ પ્રવેશ થાય છે તેને જો તમે મારપીટ કરશો તો તમારાથી કંટાળી જશે ” આથી મોહનલાલ તેને કાંઈ વધુ કહેતો નહિ, એથી દિવાળી તેના માથે ચઢી બેઠી હતી

મોહનલાલ એને ખુશ રાખવા ઘણુ મથતો, પણ તેમ તેમ તે વધુ સ્વતંત્ર બની બેઠી હતી જરા મનભેદ થતા દીવાળી શેઠને ગાળો દેવા પણ ચૂકતી નહિ પતિ ભક્તિ તો ડૂબી ગઇ હતી

થોડીવારે મોહનલાલ બજારમાથી ઘેર આવ્યો તેણે દિવાળીને કહ્યું કે ખાવા થયું હોયતો કાઢો

દિવાળી —બરશી ખાતા ચુક આવી, હવે ખાવાનુ શુ મળે ધૂળ ખાવ, જ્યા જવુ હોય ત્યા જાવ, જ્યા પૈસા ન ખર્ચવા પડે અને ખાવા મળે ત્યા જાઓ

મોહનલાલ-‘અરે, પણ મારે હમણાજ અગત્યના કામમા જવુ છે અને રાત્રે મોડા સુધી ત્યા રોકાવુ પડશે ત્યાસુધી મારે ભૂખ્યા રહેવુ પડશે માટે ખાવા ન કર્યું હોય તો બનાવી દો કે હું ખાઇને જાઉ’

દિવાળી-આજે ખાવા બનાવવા હુ નવરી નથી, જાવ તમારે જવુ હોય ત્યા, ખાવા કરવાથી વળી નકામા પૈસા બગડે, માટે હવે ખાવુજ નહિ, કે પૈસા ખર્ચ ન થાય, હુ તો આજે કાંઈ ખાવા કરવાની નથી માટે જાવ જવુ હોય ત્યા

મોહનલાલ-‘ ઠીક તારી મરજી’ એમ કહી પોતાને કામે ગયો દિવાળી બારણા અટકાવી ઘરમા જઇ સૂતી બેએક કલાક પછી કોઇએ બારણુ ખખડાવ્યુ, દિવાળીએ તગત ઉઠી બારણુ ઉઘાડ્યુ

બારણુ ઉઘડતા ‘ નમો નારાયણ ’ કહેતા એક દન્ડ કમન્ડલુ ધારણ કરેલા બોડા માથાવાળા સંન્યાસીએ અંદર પ્રવેશ કર્યો

દિવાળી તેમને જોઇ ઘણીજ ખુશી થઇ, અને ઘણા ઉમગથી તેમને સન્માનપૂર્વક ઘરમા લઇ જઇ એક ઉત્તમ આસન પાથરી બેસાડ્યા

સંન્યાસીએ આસન ઉપર બેસી દિવાળીને કેમ ચાલે છે ’ એમ પૂછ્યુ

દિવાળી પોતાના પતિથી કંટાળી ગઇ હતી, અને રોજ ઘરમા ખટપટ ચાલ્યા કરે છે એમ જણાવી આજની બનેલી સર્વ વાત જણાવતી બોલી-પ્રભો, હવે તો હુ આ પાપીથી કંટાળી ગઇ છુ રડ્યો સુખે ખાવા પણ દેતો નથી હુ તો આ નીચને પલ્લે ક્યાથી પડી હવે તો તેની એક પણ વાત હુ સહન કરી શકતી નથી, હુ તો રડ્યા ને ગાળો ભાડી પણ થાકી, તેનુ મો જોતાજ મારા શરીરમા અગ્નિ સળગે છે તે એટલો બધો કંજુસ છે કે ગરીબને પાણી પીવા એક પાઇ પણ આપતો નથી, લોકોનુ સત્યાનાશ વાળવા બેઠો છે પૈસા ખર્ચાઇ જાય એમ ધારી પેટ ભરીને ખાતો નથી તેમ ખાવા દેતો પણ નથી. ટાઢમા થથરે છે પણ ગરમ કપડુ પહેરતો નથી, પગમા જોડા પહેરવાની તો તેણે બાધા લીધી છે તાપમા દાઝે તેની ના નહિ પણ પૈસા ખર્ચાઈ તેથી જોડા લેવાતા નથી, હુ તો તેને કુતરા,

બિલાડા કરતા પણ કનિષ્ટ જાણું છુ હવે હુ શુ કરૂં પ્રભો ! મને હમે આ દુખથી ઉદ્ધારો હવે હુ તેને મારો પતિ સેમજતી નથી એટલુજ નહિ પણ તેની સાથે મારો કોઇપણ દિવસનો પરિચય છે એમ યાદ આવતાં મરી જવુ સારૂ એમ લાગે છે હવે મારે શુ કરવુ ?

## પ્રકરણ ૬ ઠું
## યોગીનું પરાક્રમ.

મોહનલાલ દિવાળી પાસેથી નીકળી રામદાસને ત્યા તેનુ ઘર હરાજ કરવા નાજરને લઇ આવ્યો હતો રામદાસનો પુત્ર આખરઅવસ્થામા હોવા છતા પણ જપ્તિ કરી પૈસા વસુલ કરવા તે તૈયાર થયો હતો નાજરે જપ્તિ કરવા માંડી ત્યારે પડોશીઓ એકઠા થઇ નાજરને કહેવા લાગ્યા કે સાહેબ, આપ થોડી મુદત આપો, નહિ તો આ છોકરો મરી જશે ડાકટર કહે છે કે અત્યારે એ છોકરાને અહીથી બીજી જગ્યાએ ખસેડવાથી તેનો જીવ ચાલ્યો જશે માટે આપ પાચ દસ દિવસની મ્હેતલ આપો

નાજરે કહ્યુ કે આપ સર્વ કહોછો તે હુ સમજું છુ હુ મુદત આપવા ખુશી છુ પણ મોહનલાલ ખુશીથી મુદત માટે જણાવે તો એમ બને જો હુ તેની મરજી વગર જપ્તિ બધ રાખુ તો તે અરજી કરે કે " નાજર આવ્યા હતા પણ લોકોની વાત સાભળી જપ્તિ કર્યા વગર ચાલ્યા ગયા છે, તો મારી નોકરીમા હાનિ આવે એથી હુ મોહનલાલની મરજી વગર કાંઈ કરી શકુ નહિ આપ એ સંબધમા મોહનલાલને કહો

લોકોએ મોહનલાલને કહેવા માડ્યુ કે શેઠ વૈશ્નવ થઇ જરા તો દયા લાવો. આ બિચારાનો છોકરો મરવા પડ્યો છે અને તમને જપ્તિ કરાવતા જરા પણ શરમ આવતી નથી તે માટે નાજર સાહેબને તમે કહો તો હમણાજ બધ રાખે

મોહનલાલ—અરે ભાઇ, હુ તમારા કરતા બહુ સમજુ છુ આ સર્વ ઇશ્વરની ઇચ્છાનો ખેલ છે ભાઇઓ, આ તો સસાર છે, તેમા તો હમેશા સમ્પત્તિ અને વિપત્તિ આવ્યાજ કરે છે, હમેશા રોગ, શોક તો આવ્યા જ કરે, તેથી શુ આપણું કામકાજ કોઇ બધ કરી શકે છે ? રામદાસનો પુત્ર માદો છે તે પણ ભગવાનની ઇચ્છા છે ભગવાનની મરજી હશે એમ બનશે તે કાઇ આપણા હાથમા છે હુ નાજર સાહેબને ભથ્થુ ભરી તેડી લાવ્યો તે શુ કાઇ તેમને પાછા જવા દેવા માટે નાજર સાહેબ આ લોકોની વાત સાંભળવામા કાંઈ માલ નથી. માટે આપ આપનુ કામ ચલાવો

નાજર—જુઓ ડાકટર સાહેબ મોહનલાલ શેઠ શુ કહે છે? હવે મારો કાંઇ દોષ છે?

ડાકટર અરે શેઠ તમે તો વિવેકી છો ભગવાનની ભક્તિ પણ આપ ઘણી કરોછો, તો આવા સમયે તમે કાઇ દયા ન રાખો તો બીજું કોણ રાખશે મારા ધારવા પ્રમાણે રામદાસના પુત્રને અત્યારે આ મકાનમાથી ખસેડવાથી જરૂર રોગ અસાધ્ય થઇ જશે

મોહનલાલ—સાહેબ, દયા કોને કહે છે જો દયા ધર્મની તરફ જ ખ્યાલ કરવામા આવે તો સાંસારિક કાર્ય કાઇ પણ થઇ શકે નહિ વ્યાવહારના કાર્ય દયાધર્મ રાખવાથી ન ચાલે હુ તો ગરીબ છુ દયા રાખવી એ આપ જેવા ગરીબનુ કામ નહિ

ડાકટર—એવી વાત ન કરો ભગતજી, તમે દયા ન રાખો તો બીજુ કોણ રાખે તમે દયા રાખો તોજ રામદાસનો પુત્ર જીવશે, માટે હાલ થોડો વખત શાંતિ રાખો

**મોહનલાલ**—ઘણી વિલક્ષણ વાત, મે રૂપિયા ધીર્યા અને અત્યારે તે વસુલ કર-

તી વખતે તમે બધા ડહાપણ કરો છો જ્યારે તેણે રૂપિયા લીધા અને તે લેવા ઉઘરાણી કરતા મારા પગ પણ ઘસાઈ ગયા, છતા કાઇ ન મળ્યું તે વખતે તમે બધા ક્યા ગયા હતા ! અત્યારે તમને ગરીબની દયા આવે છે. અને મને પાછા જવાનું કહો છો, ત્યારે બહુ દયા આવતી હોય તો તમે મારા રૂપિયા આપી દો કે હુ હુકમનામુ ફાડી નાખુ તમને દયા હોય તો રૂપિયા આપવાની વાત કરોને વ્હેવારની વાતમા બીજુ કાઇ ન બને નાજર સાહેબ આપ જપ્તિનું કામ શરૂ કરો

નાજર–આપ હવે મને દોષ ન દેશો સિપાઇ, હવે ઘરમાનો સામાન બહાર કાઢો

આ સાભળી ગામના એક વૃદ્ધ માણસે મોહનલાલનો હાથ પકડયો અને બોલ્યો એવુ કામ ન કરો ભાઇ, એથી તમને લાભ નહિ થાય તમે મારી વાત સાભળો, નાજર અને પટાવાળાને બોલાવવામા તમારે જે ખર્ચુ આપવુ પડયુ હોય તે હુ તમને આપી દઉછુ તમે આજ જપ્તિ બધ રાખો

મોહનલાલ–ઠીક વાત કરી આજે તમે કહો ને હુ પાછો જઉ વળી ફરી કોઇ બીજો કહેને પાછો જઉ એથી તો મને ઘેર કે રૂપિયા કાઇ ન મળે જાવ મહેરબાન, હુ કોઇની વાત સાભળવા માગતો નથી નાજર સાહેબ, આમ વાતો કરનાર ઘણા આવશે માટે આપ જે કામ કરવા માટે આવ્યા હો તે કામ કરો

નાજરે સિપાઇને કહ્યુ કે અરે જા અદર, સામાન બહાર કાઢ, હવે આપણો ઉપાય નથી

આ જોઇ સર્વ નિરાશ થયા, સિપાઇએ રામદાસના ઘરમા પ્રવેશ કરવા માડયો. ડોકટરે રામદાસને તેના પુત્રનો ખાટલો બીજા પડોશીને ઘેર મૂકવા જણાવ્યુ

એવા સમયમા પાસેના મકાનની પાછળથી એક ભગવા વસ્ત્ર ધારણ કરેલો પુરુષ આવ્યો તેની સફેદ દાઢી છાતી સુધી લાબી લટકતી હતી આમ આવા સમયે અચાનક આ વૃદ્ધ મહાપુરુષને આવેલા જોઇ સર્વ કાઇ વિસ્મય પામ્યા આ પુરુષ મનુષ્યોના ટોળાની વચમા આવી પ્રભાવપૂર્વક ઉચ્ચ સ્વરે બોલ્યો કે " આ કોણ રામદાસના ઘરમા પેઠો છે ? તમે કોણ છો ' હુ એ સતપુરુષના ઘરમા ન પેસવા તમને જણાવુ છુ એકદમ બહાર નીકળો

આ પુરુષની આજ્ઞા સાભળી સિપાઇ બિલ્કુલ બોલ્યા ચાલ્યા વગર બહાર નીકળ્યો, અને તે મહાપુરુષ સામે જોવા લાગ્યો નાજરે જોયુ કે સિપાઇ પાછો આવ્યો, છતા તો તરતતો કાઇ ન બોલી શકયો થોડીવારે વિચાર કરી નાજરે કહ્યુ " આપ કોણ છો ? મે તો આપને કોઇ દિવસ જોયા નથી ઠીક, આપ ગમે તે હો, તેની સાથે અમને વાધો નથી, પણ આ સરકારી કામ છે, સરકારી કામમા હરકત કરવાનો આપને અધિકાર નથી "

મહાપુરુષ–"સરકારી કામ કહી સરકારના નામને કલક ન લગાડો તમે મૂર્ખ છો ખરેખર હૃદયહીન છો એથી તમે કાઇપણ વખત એ વખતનો વિચાર કર્યા વગર જ્ઞાનથી શુન્ય છો આવી રીતે સરકારી કામનુ બદનામ કરો છો આવા અયોગ્ય સમયે કે જે વખતે આખોમાથી આસુ નીકળતાં જોઇએ એવા સમયે જે મનુષ્ય સરકારી કામ કરવાનુ બ્હાનુ બનાવી અન્યનુ સર્વ નાશ કરે છે તે પિશાચ લુટારાઓ કરતા પણ વધુ અધમ છે,

તમારા જેવા નરપિશાચ અમલદારોના અત્યાચારોથી જ રાજાના ઉપર પ્રજાની અપ્રીતિ થઇ જાય છે અથવા તો રાજાના નામને કલક લગાડો છો પાપી એવો કોણ રાજા

છે કે પોતાની પ્રજાના આવા સંકટ સમયમા તેના ઉપર અત્યાચાર કરવાની સત્તા આપે ? હુ તમને કહુ છુ કે તમે સર્વ અહિંથી કાઇ પણ કર્યા વગર ચાલ્યા જાઓ કામ પુરૂ કરવુ હોયતો ફરી કોઇ વખતે આવીને પુરૂ કરજો.

નાજર—" મ્હને આપ કહો તેમ કરવાને કાઇ વાધો નથી પણ શુ કરૂ વાદીની અરજી વગર આ દરખાસ્ત માડી ન વળાય.

યોગીએ મોહનલાલની તરફ જોઇ કહ્યું કેમ શેઠ ? બે દિવસ આ કામ બંધ રાખતા શુ તારા કૃષ્ણ નામને કલંક લાગશે ? જા, દૂર જા, પાખંડી, મુખે રાધા કૃષ્ણ, રાધા કૃષ્ણ કરે છે અને અંતરમાં તો હળાહળ વિષ ભર્યું છે, તેને ત્યાગવા ઇચ્છા તો નથી આજે આ મકાનમા તારાથી જપ્તિ થઇ શકશે નહિ

યોગીની વાત સાભળી મોહનલાલ કાઇક ભયભીત થયો પણ એમ બ્હી જવાથી વ્યવહાર ન નભે એમ જાણી તેણે કહ્યુ " આપ ગમે તે હો, પણ અત્યારે આપની વાત અન્યાય વાળી જણાય છે મે રૂપિયા ધીર્યા અને તે આ મિલ્કત હરાજ કરી વસુલ કરવાના છે તેને માટે તો મારે દાવો કરવો પડયો, હુકમનામુ, કઢાવવુ પડયુ અને કેટલુ સહન કરવુ પડયુ હુ જપ્તિ ન કરાવુ તો મારા રૂપિયા શુ કાંકરા હતા !

યોગી—" ઠીક તુ મારૂં નહિ માને સારૂં, તારા કેટલા રૂપિયા છે ? મુડી કેટલી હતી અને વ્યાજ કટલુ ? એમ કહી જૂધ્ધે પોતાના ગુંજામાથી કેટલીક નોટોનો થોકડો કાઢી કહ્યુ ' બોલ, શુ વિચાર કરે છે ! બધા મળી કેટલા રૂપિઆ માગે છે ?

મોહનલાલ--હુ એકદર રૂા ૨૫૨ માગુ છુ અને ખર્ચના રૂા ૨૫ જુદા.

યોગી--મૂડી કેટલી ? અને વ્યાજ કેટલુ ?

મોહનલાલ--હે ' મૂડીને શુ કરવી છે ? એકદર રકમ રૂા ૨૭૭ છે

યોગી--ઠીક, મૂડી તો ૨૦ રૂપિયા કેમ ? હવે તેના તારે રૂા ૨૭૭ લેવા છે સારૂ હુકમનામુ માડી વાળવા હુકમનામા ઉપર ભરપાઇ કરી દે

, આમ અચાનક કોઇ નવીન પુરુષે આવી રામદાસનુ ઘર હરાજ કરવુ બધ રખાવી, દેવાના રૂપીયા આપવા માડયા તે જોઈ સર્વ ભગયલા લોકો આશ્ચર્ય પામવા લાગ્યા

મોહનલાલ--મહાશય એ ઘર રૂપીયાને બદલે અમને લખી આપેલું છે, એટલે એ ઘર હરાજ કરી મારે કબજે લેવાનુ છે અને રકમ ખુટશે તો તેની બીજી મિલ્કતથી વસુલ થશે

મોહનલાલનો વિચાર ઘર હરાજ કરાવી થોડી રકમમા તે ઘર પડાવી લઈ બાકીની રકમ માટે રામદાસની જંગમ મિલકત હરાજ કરવાની હતી ઘર તેને ઘણી થોડી કિંમતમા મળી જાય તેમ હતું એટલે તેણે રૂપિયા લેવાની ના પાડી

. યોગી--જો ભાઇ, તારે બીજા પણ દસ વીસ રૂપિયા વધુ લેવા હોય તો લે, હુકમનામું બજાઈ કરી આપ, અને ચાલ્યો જા ઘર હરાજ કરવાની વાત હવે જવા દે

શેઠે જાણ્યું કે આ લાગ સારો હાથ આવ્યો છે આનાકાની કરતા વધુ રકમ આપવા આ તૈયાર છે પણ ચોખ્ખી ના પાડવાથી વળી કાઇ વધારો ખરો એવો વિચાર કરી તે બોલ્યો મહાશય, એમ રૂપિયા નહિ લેવાય, આ ઘર તો મને લખી આપ્યુ છે, એટલે તેનો મારે કબજો લેવાનો છે

આ સાંભળી યોગીનો મિજાસ ગયો, ગુસ્સે થઇ તેમણે કહ્યુ શું કહ્યું ! તું આ મકાનનો કબજો લેવા ઇચ્છે છે તું આ હુકમનામુ ભરપાઇ નથી કરી આપતો એમ ? ” એમ કહી તે યોગીએ પાસેના એક વૃક્ષ ઉપરથી એક ડાળ તોડી શેઠના તરફ જોઇ કહ્યું પાપી, દુષ્ટ તારા જેવા ઢોગીને તો મારવોજ ઉત્તમ છે, આજ તને જીવતો ન છોડુ ? એમ કહીને તે વાઘની માફક મોહનલાલની ઉપર તુટી પડયા મોહનલાલ ભયથી કંપતો નાસવા જતા જમીન ઉપર ગબડી પડયો યોગી-તેની છાતી ઉપર પગ મૂકી બોલ્યો હવે જોઉ છુ કે તને કોણુ બચાવે છે ? તું મહા પાપી છે તારો તો હવે વધ કરવો જ-યોગ્ય છે મોહનલાલે બૂમો પાડવા માંડી, એટલા બધા માણુસોમાથી કોઇની મોહનલાલને છોડાવવાની હિંમત ન ચાલી

અપૂર્ણ

---

# माउन्ट आबू

## ( અનુસધાન ગતાંકથી- )

**આબુગેટ**-આ સ્થળે બે બાજુ બે ટેકરીયો દરવાજા જેવી છે અહીં સડક પૂરી થાય છે અને પહાડોનો છેવટનો ભાગ આવી રહે છે ત્યાંથી નીચે ઉતરવાને માત્ર પગ રસ્તોજ છે પહેલા સિરોહી અને ડીસાથી અહિ આવવાનો આ જુનો રસ્તો હતો અહિંથી જમીનની તળેટી જોઇ શકાય છે આ સ્થળને **આબુગેટ** પણ કહે છે

ત્યાથી પાછા નખીતળાવના રસ્તે આવી નખીતળાવની ઉત્તર તરફની સડકે થઇ નખીની આસપાસ ફરી આબુના બજારમા જઇ શકાય છે

**બોટ હાઉસ**--નખીતળાવની ઉત્તર તરફ રજપુતાના ક્લબ તરફનુ બોટહાઉસ છે! જ્યાથી રજપુતાના કલબના મેમ્બરો કે જે ઘણે ભાગે યુરોપીયનો હોય છે તેઓ નાની બોટોમા બેસી સાંજના નખીતળાવમા ફરવ્યા કરે છે તે એક બોટમાં બેએક માણસ બેસી શકે છે સાંજના ચાર પાંચેક વાગે યુરોપિઅન ગૃહસ્થો, અને સ્ત્રીએ આ નાની બોટોમા બેસી નખીતળાવમા ફર્યા કરે છે ચાર પાંચેક બોટો આ પ્રમાણે તળાવની પશ્ચિમ બાજુમા ફરવ્યા કરે છે પાસે ટેકરી ઉપર જોધપુરની કોઠી છે જેને લેઇક-હાઉસ કહે છે

અહીંથી એક રસ્તો દેલવાડા તરફ જાય છે ત્યાથી થોડે દૂર આગળ જતા સામેની ટેકરી ઉપરનો અદ્ધરદેવી જવાનો રસ્તો છે

**કૃષ્ણુતીર્થ**—અનાદ્રાને રસ્તે ચારેક માઇલ ઉપર આમપાણી અથવા કૃષ્ણુતીર્થ નામનું એક તીર્થ છે, અહી કોટિધ્વજ નામના મહાદેવનું શિવાલય છે જ્યા શ્રાવણુ સુદ ૧૫ ના રોજ મેળો ભરાય છે, આ મહાદેવમા જવા માટે ઘણી ઘીચ ઝાડીમા થઇ જવુ પડે છે ત્યાં વાઘવરુનો પણુ ભય ગણાય છે, એથી ઘણા અહિં જતા નથી

**અર્બુદા દેવી**—નખી તળાવ ઉપર, રઘુનાથજીના મંદિરની ઉત્તર દિશાએ સામે ટેકરી જણાય છે આ ટેકરી ઉપર એક ગુફામા અર્બુદાદેવી છે નખીતળાવની ઉત્તર કિનારે થઇ ઉપર ચઢવાનો સહેલો રસ્તો છે, આગળ જતા દુધવાવડી આવે છે ત્યા એકાદ રૂમ બંધાવેલી છે અહી વાવ છે તેમા પાણી ઘોળુ દુધ જેવા રંગનુ છે

ત્યા એકાદ સાધુ રહે છે, ત્યાથી ઉપર ચઢવાનુ હોય છે, રસ્તો કેટલાક પગથીયાંવાળો અને કેટલોક ઉપર ચઢવાનો છે, છેક ઉંચી ટેકરી ઉપર ગયા પછી એક પહાડની ગુફા આવે છે, તે ગુફામાંથી અદર જતા જમણા હાથ ઉપર એક બાજુ પાણીનો ઝરો છે, અદર ચોક છે, ત્યા સામે જ એક મોટા પહાડની ગુફા છે, જેમા છેક નીચા બેસીને અદર જવાય છે ચારે બાજુ પહાડમાં વચ્ચે પોલી ગુફા છે તેમા મધ્યે અર્બુદાદેવીની શ્યામ અને તેજસ્વી મૂર્તિ ઉભેલી સ્થિતિમાં છે આજુબાજુ ચાદીના પતરાંથી મઢેલો મડપ છે મૂર્તિ પાસે દીવો બળતો હોય છે, અહિ ગુફામા અધારૂ હોવાથી દીવો હોય તોજ દર્શન થઇ શકે છે

આ દેવી અધ્ધર છે એમ ઘણા કહે છે અને માને છે, અમે પુજારીને પૂછ્યુ તે તેણે પણ દેવી અધ્ધર છે, અને માત્ર પગ નીચે થઇ દોરો પાર નીકળી શકે છે એમ કહ્યુ મૂર્તિને પગ સુધી તેમ આજુબાજુ કપડા પહેરાવેલા હોવાથી દેવી અધ્ધર છે કે સિંહાસન ઉપર પધરાવેલ છે તે સમજી શકાયુ નહિ પણ અન્ના સાધુ સંતોને પૂછતા તેમણે જણાવ્યુ કે દેવી અધ્ધર નથી પણ અર્બુદા દેવી ને બદલે અધ્ધરદેવી અપભ્રંસ નામ પડી ગયું છે

દેવીની ગુફાની બહાર મહાદેવનુ દેવાલય છે, દેવીની પુજા મારવાડી બ્રાહ્મણ કરે છે, દેવીની ગુફાની બહાર એક ધર્મશાળા કોઇએ નવી બંધાવેલી છે, આ ટેકરી ઉપર સાધુ-સંતો રહી શકે તેવી ગુફાઓ છે

મહાત્મ્ય—આ દેવી પહેલા સુદાણા પહાડમા હતા, ત્યાથી આબુ પર્વતની અર્બુદ ટેકરી ઉપર આવે ૧૩૦૦ વર્ષ થયા છે, જ્યારે મહમદ બેગડાના વખતમા હિદુ મદિરો અને મૂર્તિઓને તોડવામા આવતી ત્યારે સુદાણા પહાડ ઉપર આ દેવીની મૂર્તિ તોડવા મહમદ બેગડાનો સરદાર ગયેલો ત્યા દેવીને તોડવાનો પ્રયત્ન કરતા દેવીએ સાક્ષાત્ પ્રકટ થઈ માથુ પથ્થરમા પછાડી તેના લોહીના અણુ અણુથી અસંખ્ય સેન્ય થયુ તેણે તે સરદારના સૈન્યનો નાશ કર્યો અને દેવીએ સિંહ ઉપર સ્વારી કરી તે પ્રદેશ ભ્રષ્ટ થવાથી આ સ્થળે આવ્યા, અહિં પણ તે સરદાર પાછળ પડેલો, તેને આ ટેકરી ઉપર ચઢતા દેવીએ પાછો જતો રહેવા કહ્યુ છતા તેણે ન માન્યુ, તેથી દેવીએ તેનો ત્યાજ અત આણ્યો અને પોતે આ પહાડની ગુફામા આવી સ્થિત થયા આ પ્રદેશમા આ દેવીની ઘણી માનતાઓ ચાલે છે

અર્બુદગિરીની અર્બુદાદેવી અધિષ્ઠાત્રી ગણાય છે યાત્રાળુઓ દેલવાડે જૈન મદિરો જોવા જતા નખી તળાવને ઉત્તર કિનારે થઇ આ ટેકરી ઉપર ચઢે છે, માતાજીના દર્શન કરી પાછા દેલવાડા તરફ ઉતરવા પથ્થરના પગથીયા છે, તે રસ્તે થઇ નીચે ઉતરી દેલવાડે જાય છે

**સનસેટ પોઇંટ**—રઘુનાથજીના મદિરથી બજાર જવાના રસ્તે આગળ દુર્ગેશ્વર મહાદેવના કમ્પાઉન્ડ પાસે એક સડક બજાર તરફથી દક્ષિણ દિશા તરફ જાય છે એ સડકે દક્ષિણ તરફ વળતા થોડે દૂર જતા પશ્ચિમ તરફ જવાની સડક આવે છે એ સડકે સનસેટ પોઇંટ જવાય છે જે પોણો માઈલ દૂર છે આ સડકે આગળ છેક આબુના પશ્ચિમ ભાગનો છેવટનો ભાગ આવે છે જ્યા ચારેક છોળધ ઓટલા ગેલેરીવાળા છે ત્યા બેસી સાજના આથમતા સૂર્યનો દેખાવ સુવર્ણ જેવો જણાય છે આથમતી વખતે કિરણો બંધ થઇ જાય છે, અને જાણે તપાવેલા સુવર્ણનો લાલચોળ ગોળો નીચે જમીનમા ધીમે ધીમે ઉતરતો હોય તેમ દેખાય છે આથમતાં આથમતા પોણો, અર્ધો, પા ભાગ અને છેક છેવટ એક ઝીણી લીટી જેવો ભાગ જણાય છે એકીટસે સામે જોઇ રહનારને સૂર્યનો

**દિગંબરી જૈન મંદિર**—ગામમા પેસતાં પાસે દિગંબરી જૈન મંદિર ઉંચી ટેકરી ઉપર છે તેની આજુબાજુ ધર્મશાળા છે તેમા પણ પાસે જૈન ધર્મશાળા છે

અહીં ચૈત્ર અને કાર્તકમા ઘણા જૈનો યાત્રા કરવા આવે છે

આ મંદિરોમાં બધા હિન્દુઓ જઇ અને સર્વ જોઇ શકે છે તેમ આબુના મેજીસ્ટ્રેટની પરવાનગી લઇ યુરોપિયનો પણ આ મંદિરો જોઇ શકે છે ૧૨થી૬ વાગ્યા સુધીમાં મંદિરો જોઈ શકાય છે જોવા જનારાઓએ ચામડાના જોડા અને લાકડી બહાર કાઢી મુકવી પડે છે અહીં બીડી પીવાની સખ્ત મનાઇ છે

દેલવાડાના જૈન મંદિરો જોઈ ત્યાંથી આગળ ત્રણેક માઇલ અચળગઢ છે ત્યાં જવાય છે

(અપૂર્ણ)

---

# मीठुं अने तेना उपयोगो.

વિંછી કરડ્યો હોય જ્યા ડંખ લાગ્યો હોય તેનાથી થોડેક છેટે દોરી બાંધી લેવી કે જેથી ઝેર પ્રસરતું અટકે કરડેલા સ્થાન પર વાટેલું અને કપડાં વતી ચાળેલું મીઠું ઘસવુ આ પ્રકારે કરવાથી દરદીને ઝટ આરામ થાય છે

વિંછીનુ ઝેર ઉતારવુ—મીઠાને પાણીમા ઘોળીને ચુલા પર ગરમ કરીને ડંખેલા સ્થાન પર સ્વેદન કરવાથી ઝેર ઉતરી જાય છે,

વિંછીના ડંખનો ઉપચાર—મીઠુ મુખમા ચાવી જે અંગે કરડ્યો હોય તેના સામા કાનમાં જોરથી ફુંક મારવી, ધ્યાન રાખવી કે મીઠુ મુખમા રહી ન જાય

વિંછીના કરડવાથી થતી પીડા અને બળતરા મટાડવી—વાટેલું ઝીણુ સીંધાલુણ ગાયના ઘીમા મેળવીને ગરમ કરવુ આ નવાયુ નવાયુ ડંખપર થોડીવાર ઘસવાથી પીડા તેમજ બળતરા નષ્ટ થાય છે

હાથ પગે બળ્યા હોય તો—ગરમપાણીમા થોડુંક મીઠું મેળવીને તેમા બળેલા ભાગને ડુબાવી રાખો. આથી બળતરા ઓછી થઇ જાય છે, (બાદ ચુનાના પાણીને કોપરેલમાં મેળવીને તેના કપડાની પટી બોળીને લગાડવામા આવે છે જ્યા સુધી ઘાવને આરામ નથી થતો ત્યા સુધી તેને તેલવાળા ચુનાના પાણીથી તર રાખવામા આવે છે

ચોટ લાગવા પર—મીઠાની પોટલી બનાવીને સેક કરવો કે જેથી ચોટ લાગેલા સ્થાનને લાભ પહોંચે છે તેમજ સોજો બહુ જલ્દી ઉતરી જાય છે

રૂઝ આવવાના કાર્યમા મદદ પ્હોંચાડનારૂં મિશ્રણ—સો ભાગ પાણીમા પાંચ ભાગ મીઠુ નાખીને મિશ્રણ બનાવવામા આવે છે આજ મિશ્રણથી ઘવાયલા ભાગ ઇસ્પીતાલમા ધોવાય છે

બંધકોશ—સવારે દસ અથોળ સ્વચ્છ ઠંડા જળમા એક ચમચી મીઠું નાંખીને હલાવવુ, જ્યારે મીઠુ મળી જાય ત્યારે આ મીઠાવાળુ પાણી પી જવુ પંદર દિવસ સુધી આ પ્રકારે રોજ પ્રાતઃકાળે મીઠાનુ પાણી પીવાથી કબજીઆત દુર થઇને ઝાડો સાફ આવે છે

# ભાગ્યોદય.

વર્ષ ૧૩] આષાડ-શ્રાવણ, સંવત ૧૯૮૨, જુલાઈ-ઑગસ્ટ, સને ૧૯૨૫ [અંક ૫-૬ ઠો

## जीव पक्षीनी प्रभुने प्रार्थना.

(અમારી ડેલણુ ગાડી તાલ ' તમે૦ એ લય )

અમે તો પિંજરીયાના પંખિ, પ્રભુ ' છોડાવજોજી,
અમે તો રહ્યા તમોને ઝંખી, ગગને ઉડાવજોજી
મહા મોહવશ થઈને હાથે—કરી વહોર્યાં બન્ધન સહુ સાથે,
સુવર્ણ પિંજર તણા બંધ તોડાવજો જી — અમે૦
પહેલા પિંજર જોઈ હરખાયા, બન્ધનના દુઃખ હવે જણાયા
આવ્યા શરણ તમારે, વહારે આવજો જી, — અમે૦
પિંજર પાખણ બળ લઈ જાતું પંખિપણું અમ તો લજવાતું,
અમપણું આ વિધિ પરવશતાથી ન ત્યજાવજો જી — અમે૦
હંસ પંખિને બ્રહ્મા સેવે, ગરુડને ગણ્યો વિષ્ણુદેવે,
દેવો પક્ષી રક્ષે એ ઉર લાવજો જી — અમે૦
અમે આપના જીવ પંખિડા, પર બન્ધનની સેવીએ પીડા,
ત્યાંથી ' છોડાવી આપ સમીપ કુદાવજો જી, — અમે૦
પરમ દેવ ! તમે અમારી ઉપર, આરૂઢ થઈ વિચરો સચરાચર,
જીવ પંખિથી શોભો ને શોભાવજો જી, — અમે૦

શ્રી૦ ઉ૦

## जगदासक्त जीवने प्रश्न.

ગઝલ

( જગતના નાથને જોયા વિના, એ લય )

જગત્પ્રવૃત્તિમાંથી કદ તને પ્રભુ સાંભરે છે કે ?
જગત જોઈ થાકીને તારી નજર પ્રભુપર ઠરે છે કે ?
જગતના સ્વાર્થ સાધનમાં, અવિહિત કાર્ય આચરતાં,

પ્રભુના ડરથી મન તારૂં, કદી પાછુ ફરે છે કે? જગ૦
બીજાને ભોળવી લેતા, બીજાનું ઓળવી લેતા,
બીજાને કષ્ટ કઇ દેતા, પ્રભુ ખાતર ડરે છે કે? જગ૦
જગતના કિલષ્ટ વ્યવહારો, બહુ ઝીણવટથી તું કરતો,
પરન્તુ તેની મધ્યે કઇ પ્રભુ અર્થે કરે છે કે? જગ૦
જગતની વિનાશી વસ્તુ, સહી શ્રમ સઘરી ખાતે
અવિનાશી પ્રભુના નામને કદી સઘરે છે કે? જગ૦
પ્રભુ વિણુ સાચુ નથી કાઇ, કહ્યુ શાસ્ત્રે અને સંતે,
અને તું તેનુ તે કહુ પણુ, ગળે કઇ ઉતરે છે કે? જગ૦

શ્રી૦ ઉ૦

## सत्य सहायक कोण. ?

( મારી નાડ તમારે હાથ હરિ સભાળજો રે એ રાગ )
સજ્જન, સુણજો મહિમા શ્રીવર ને સદ્ધર્મના રે,
સાચો સ્નેહી ખરેખર એજ જગતમા સર્વનો રે સજ્જન ધ્રુવ
દુખ વાદળ ચડી જ્યારે આવે, ઘોર નિસાસમ દુખડા લાવે,
તે સમયે ઉદ્ધારક એ છે ભકતનો રે સજ્જન ૧
લોઢ ચડે ભવસિંધુ જ્યારે, પારે ત્યારે કોણુ ઉતારે,
દયાસિંધુ સસ્થાપક જે સદ્ધર્મનો રે સજ્જન ૨
આધિ, વ્યાધિ, ઉપાધિ આવે, મહારોગ માથે ચડી આવે,
ત્યારે પણુ એ વૈદ્ય બને નિજ દાસનો રે સજ્જન ૩
કોઇ ભયકર શત્રુ જાગે, પીડા કરવા પાછળ લાગે,
આભ ફાડી હરિ આવે, ત્યારે કારમો રે સજ્જન ૪

લાલજી વીરેશ્વર જાની

## मुमुक्षु शिष्य अने ज्ञानी गुरुनो संवाद.

( ગતાકથી ચાલુ )

અનુષ્ટુપ્

શિષ્ય —કોણુ છે રંક ને શ્રીમાન્, અમૃતથી મીઠું કહો,
જીવતા જાણવો કોને મરેલો શમના સમો? ૧૨

હરિણીવૃત

ગુરૂ —અધિક ઉરમા તૃષ્ણા જેને, સદા નર રંક તે,
અધિક ઉરમા જે સંતોષી, સદા ધનવત તે,
પીયુષ રસથી મીઠી જાણો, નિરાશ તરંગિણી,
અરર જગમાં જીવે તોયે મરેલ નિરૂદ્યમી ૧૩

શિષ્ય —હશે શો પાશ સંસારે, મોહ શો મદિરા સમો,
અંધ છે કોણ આ લોકે, મૃત્યુ શું મુજને કહો ૧૪

ગુરૂ —મમત જનને બાંધે જોરે, સદા દૃઢ પાશથી,
જરૂર નરને મોહે નારી, અધિક સુરા થકી,
મદન વશ જે થાયે, તે છે ખરેખર આંધળો,
અપયશ અરે જે પોતાનો, ગણો મરણા સમો ૧૫

શિષ્ય —ગુરૂ છે કોણ હે દેવ, શિષ્ય સાચોજ કોણ છે?
મહોટો રોગ શું નાથ, તેનું ઔષધ શું હશે? ૧૬

ગુરૂ —હિતતણી દિયે શિક્ષા જેઓ, ખરે ગુરૂ દેવ તે,
નિજ ગુરૂતણી સેવા સાધે, ખરેખર શિષ્ય તે,
ભવજ ગણુવો વ્યાધિ મોટો અરે જન સર્વને,
તદપિ હણુવો હોયે વ્યાધ, ભજો ભગવતને ૧૭

શિષ્ય —ઘરેણું કયું હશે સારૂં, શ્રેષ્ઠ તીર્થ કયું હશે?
તજવા યોગ્ય શું દેવ, સાંભળવાનું શું ઘટે? ૧૮

ગુરૂ.—મનહર અલંકારો જાણો, સદૈવ સુશીલને,
સરસ સૌ તીર્થોમાં જાણો, સદા મન શુદ્ધને,
પરધન તજો નિત્યે ભાઈ, તજો પરનારને,
ગુરૂવર તણા ને વેદોના સુણો સહુ વાક્યને ૧૯

શિષ્ય —બ્રહ્મ પ્રાપ્તિતણા હેતુ, શા શા હે ગુરૂદેવ છે?
વસુધામાં વળી દેવ સાચા સતજ કોણ છે? ૨૦

ગુરૂ —સુશીલ જનની સંગે રે'વું, પરાર્થપણું ધરો,
સતત મનમાં રહો સંતોષી, વિચાર ઉરે ધરો,
નથી નથી નથી પ્રીતિ જેને, જગ વિષયોપરે,
પ્રતિપળ શિવે નિષ્ઠા જેની, સદા શુભ સંત તે ૨૧

શિષ્ય —પ્રાણીને તાવ છે શાનો, મૂર્ખ માનવી છે કયું?
કરે શું નિત્ય હે દેવ, જીવવું કહેવાય શું? ૨૨

ગુરૂ —પ્રબળ બળતી ચિંતા ચિત્તે, ભયંકર તાવ છે,
મૂરખ ગણુવો તેને, જેને ઉરે ન વિવેક છે,
કર નર સદા ભક્તિ પ્રેમે, પ્રતિપળ પ્રભુની,
જીવિત ગણવું તેને, જેમાં નહિ છબી દોષની. ૨૩

શિષ્ય—બધાથી અધિકો શૂરો, કોણ કહેવાય હે ગુરો?
ડાહ્યો તથા મહાધીર, કોને સમબુદ્ધિ કહો? ૨૪

ગુરૂ —કુસુમશરથી મર્મસ્થાનો હણાય ન જેહના,
શુરવીર બડો જાણો તેને, ખરેખર વિશ્વમાં,
સમમતિ તથા ડાહ્યો ધીરો ગણાય જ તે સદા * ૨૫

લાલજી વીરેશ્વર જાની

* શિષ્ય અને ગુરૂના પ્રશ્નોત્તરમાં અનુક્રમે "અનુષ્ટુપ" અને "હરિણી વૃત્ત છે

(અપૂર્ણ)

# आत्म संयम.

આપણે સુખ મેળવવા હમેશા પ્રયત્ન કરીએ છીએ જે વસ્તુ મળવાથી આપણે માનીએ છીએ કે આપણને સુખ મળશે તે વસ્તુ મેળવવા આપણે મથીએ છીએ સુખ સર્વ કોઇ ઇચ્છે છે દુઃખ કોઇને ગમતુ નથી દુઃખથી પરિતાપ ઉપજે છે, સુખથી શાંતિ અને આનંદનુ ભાન થાય છે આ વિશ્વમા સુખ ઘણા શોધે છે છતા કેટલાયને સુખ મળતુ નથી

સુખ આપનાર ઇશ્વર છે, ઇશ્વરને વેગળા મુકી કેટલાક સુખ શોધે છે તેઓ નિરાશ થાય છે આપણે સુખ મેળવવા ઇશ્વરની સહાય લેતા શીખવુ જોઇએ ઇશ્વરની સહાય શી રીતે મેળવવી એ આપણે જાણવુ જોઇએ વ્યવહારમા કોઇ ઉચ્ચ અધિકારીની કે કોઇ ધનવાનની પ્રિતિ મેળવવી હોય છે તો તેના આચાર વિચારને આપણે અનુકુળ થઇ જઇએ છીએ, ઘણા ખુશામત કરનારા અમલદારોની હાજી હા કરે છે, અને તેમની પ્રીતિ મળે છે જેમની આપણે પ્રીતિ મેળવી હોય છે તેઓ આપણને વખતે આવે સહાય પણ કરે છે તેવીજ રીતે પરમાત્માની પ્રીતિ આપણે મેળવીએ તો જરૂર પરમાત્મા આપણને સહાય કરે તેના સઘળા મનોરથ સિદ્ધ થાય એમા નવાઇ નથી

પરમાત્માની પ્રીતિ મેળવવા આપણુ પરમાત્માના જે ગુણ ધર્મો છે તે આપણામા ધારણ કરવા જેમકે સત્ ચિત્ત અને આનંદ એ ત્રણ મુખ્ય ગુણ પરમાત્માનો ગણાય છે તેને આપણે સેવવા, તે ગુણો આપણા કરી લેવા સદા સત્ય બોલવુ, સત્યપણે વર્તવુ. સત્ય એવા ઇશ્વરમા પ્રિતિ જોડવી, અસત્ય પ્રપંચનો ત્યાગ કરવો ચિત્ત-ચૈતન્યવાળા થવુ, ચિત્તને એકાગ્ર કરવાની કળા સિદ્ધ કરવી, સદા પ્રયત્નશીલ રહેવુ, સ્ફુર્તિવાળા રહેવુ જડ, આળસુ થઇ પડયા ન રહેતા સદા ચૈતન્ય શક્તિને આપણામા પ્રકટાવવા પ્રયત્નશીલ રહેવુ આનંદ એ પણ ઇશ્વરનો ગુણ છે સદા આનંદી રહેવુ કલેશ માત્રનો ત્યાગ કરવો. આ સંસાર અસાર છે, સંસારના પદાર્થો નાશવંત છે, એક માત્ર ઇશ્વરજ સત્ય છે એવો દ્દઢ અનુભવ કરી શોક, મોહ, ક્રોધ, દ્વેષનો ત્યાગ કરી સદા આનંદી રહેવુ, આનંદમા મસ્ત રહેવુ

આવી રીતે ઇશ્વરના ગુણ ધર્મોને ધારણ કરી ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા યત્નશીલ બનવુ વ્યવહાર સેવવા છતા પણ ઇશ્વર પ્રતિની દ્દઢ પ્રિતિ કાયમ રાખવી. આપણા અહ-અભિમાનને ઇશ્વરમા ગળિત કરી દેવુ મિથ્યા અભિમાનને વશ થવુ નહિ પણ ઇશ્વરના સામાર્થ્ય વડે ઝુલવુ જોઇએ આવી રીતે ઇશ્વરની પ્રીતિ સંપાદન કરે છે તેમને સુખ પણ સત્વર મળે છે

ઘણા મનુષ્યો પોતાના ઇચ્છેલા પદાર્થો મેળવવા માટે જીવતોડ મહેનત કરે છે, છતા તે પદાર્થો તેમને મળતા નથી કારણ કે તેઓ આત્મસયમી હોતા નથી આત્મસયમી ધારેલા પદાર્થો મેળવી શકે છે આત્મસયમી થવા માટે પ્રાણી માત્ર ઉપર પ્રેમ રાખતા શીખવુ ધૈર્યને ધારણ કરવુ, દયા રાખવી, ઉચ્ચ ઇચ્છાઓ રાખવી, શુભ વિચારોનુ સેવન કરવુ જોઇએ અન્ય પ્રતિ તિરસ્કાર ન રાખવો, અસંતોષી ન બનવુ, લોભી ન થવુ, ઇન્દ્રિય લોલુપતા ન રાખવી, નકામી અનેક ઇચ્છાઓ સેવવી નહિ આથી મનુષ્યનુ જીવન સુંદર બની જાય છે તે ઇશ્વરની પ્રીતિ મેળવી શકે છે. અને તેવો આત્મસયમી મનુષ્ય પોતાની ધારેલી ઇચ્છા સિદ્ધ કરી સુખ મેળવી શકે છે

આત્મસયમ અને સુખ એક જ વસ્તુ છે આત્મસયમી ન થવાથી જ મનુષ્યો દુખી રહે છે શોક, ચિતા, વ્યાકુલતાથી વ્યગ્ર બને છે જે મનુષ્ય આત્મસયમી છે તે પૂર્ણ આનદને પ્રાપ્ત કરી શકે છે જે મનુષ્યો વિષય લપટી છે, અને ઇન્દ્રિયોના દાસ બનેલા હોય છે તેનાથી સુખ સેકડો ગાઉ દૂર છે મનુષ્ય જ્યા સુધી આત્મસયમી બની શકતો નથી ત્યા સુધી તેને સુખ મળી શકતું નથી, પણ તે દુખ અને દુર્બળતામા ડુબાતો જાય છે આત્મસયમી ન હોવાથી ઘણા ઉન્મત્ત બની જાય છે જેઓ આત્મસયમી બને છે તેઓ પૂર્ણ સુખની નજીક જાય છે તેમનામા બલ અને વીર્ય આવે છે જેમણે આત્મ-સયમ સાધ્યો હોય છે તેમને સુખ અને આનદની ખામી હોતી નથી

મનુષ્યે સુખી થવા આત્મસયમી બનવુ જોઇએ જ્યા આત્માનો નિવાસ છે, ત્યા ચિત્તવૃત્તિઓનો સયમ સાધવો, ચિત્તની આત્માની સાથે એકાગ્રતા સાધવાનો અભ્યાસ સેવવો, તેના પરિણામે આત્માનુ બળ મનુષ્યમા જાગ્રત થવાનુ જેમ કોઇ પાણીનો નળ બધ હોય પણ તેની ચકલી ખોલતા તે નળનુ પાણી અન્ય વાસણમા ભરાય છે તેમ મનુષ્યે પોતાના આત્માના બળને પોતાનામા વ્હેવરાવવા માટે આત્માની સાથે ચિત્તવૃત્તિ-ઓને એકાગ્ર કરી આત્મસયમ સાધવા

વ્યવહાર અને પરમાર્થ સિદ્ધ કરવાનો આ આત્મસયમ સાધી, પરમાત્માની પ્રીતિ સપાદન કરવાનો સરળ માર્ગ છે જ્યારે માનસિક શકિતને કોઇ જુદા જુદા માર્ગે જોડવામા આવે છે ત્યારે તે નિર્બળ બને છે પણ જ્યારે તેને ચારે બાજુથી એક ચિત્ત કરી એક કેન્દ્રમા એકત્ર કરવામા આવે છે અને પછી કોઇ કાર્ય સિદ્ધ કરવાના કઠિન માર્ગમા તેનો ઉપયોગ કરવામા આવે છે તો નવુ બળ ઉત્પન્ન થાય છે બળને મેળવવુ અને એ આત્મ શકિતને કેન્દ્રિત કરવી એ આત્મસયમદ્વારા જ બની શકે છે

સૂર્યના કિરણો છુટા છવાયા ફેલાયલા હોય છે, ત્યારે તો તે માત્ર તાપજ આપે છે સૂર્યના કિરણોમા અગ્નિ રહેલો છે તે અગ્નિની ઉષ્ણતાનુ આપણને ભાન થાય છે, પણ તે કિરણોને સૂર્ય કાચ વડે કરી કેન્દ્રિત કરવામા આવે છે ત્યારે તે કેન્દ્રિત થયેલા કિરણો અગ્નિનુ રૂપ ધારણ કરી પાસે પડેલા પદાર્થને બાળે છે તેરીજ રીતે મનુષ્યની માનસિક શકિતઓ છુટી છવાઇ જુદા જુદા કામમા રોકાઇ હોય છે ત્યારે તેનુ કાંઈ બળ હોતુ નથી, પણ જ્યારે તમામ શકિતઓને એકત્ર કરી તેનો સયમ કરી કોઇ એક કાર્યમા વાળવામા આવે છે ત્યારે જરૂર મહદ્ કાર્ય થઇ શકે છે

આ પ્રમાણે એકજ કાર્યમા સમગ્ર શકિતયોને એકાગ્ર કરવાની કળા હાથમા જોઇતી હોય તો ચિત્તને એકાગ્ર કરતા શીખવુ, આત્મસયમી થવુ આત્મામા ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવાનો અભ્યાસ રાખવો રોજ થોડો થોડો અભ્યાસ કરતા તેનુ બળ જામે છે અને પરિણામે આત્માની અલૌકિક શકિતયો આપણામા જાગ્રત થાય છે આત્મશકિતદ્વારા મહદ્ કાર્યો સિદ્ધ થઇ શકે છે તેને પછી કદી નિષ્ફળતા મળતી નથી, કે નિરાશા ઉત્પન્ન થતી નથી જે આત્મશક્તિને આત્મસયમદ્વારા પ્રાપ્ત કરી શકે છે તેજ સાચો વિજયી નીવડે છે

ઘણા મનુષ્યો આત્મસયમ શી રીતે થાય તે જાણતા નથી વનમા જઇ તપ કરવાનુ તેમા હોતુ નથી, ભગવા વસ્ત્ર પહેરવાના નથી, સસાર છોડવાનો નથી, માત્ર પોતાના ઘરમા બેસી શાન્ત સ્થિર થઇ અનેક માર્ગે વ્હેતી વૃત્તિઓને આત્માભિમુખ કરવાની છે આત્મામા ચિત્ત વૃત્તિઓને

સ્થિર કરવી મનને અનેક વિષયોમા ભટકતુ અટકાવી માત્ર આત્માની સાથે સલગ્ન કરવુ, અનેક ઇચ્છાઓનો ત્યાગ કરી માત્ર એક સાચી ઈચ્છાને જાગ્રત કરવી, એ આત્મ સયમ સાધવાનો સરળ માર્ગ છે આથી નિર્બળતા મટી સબળતા આવે છે, નીચતા જઇ શ્રેષ્ટતા પ્રાપ્ત થાય છે. જીવન સ્થિર થાય છે, અશુભ વિચારો શુભ વિચારોમા પલટાઇ જાય છે, તામસી વૃત્તિઓ સાત્વિક બની જાય છે દુ ખ સુખમા પલટાઇ જાય છે

આત્મસયમી થતા આવડે તો સુખ તરત મળે જેથી આનદનો નાશ થતો હોય તેવી મનોવૃત્તિઓનો ત્યાગ કરવો આ જગતમા મનુષ્યો વગર વિચારે અન્યને કટુ શબ્દોથી, દ્વેષી વાકયોથી, છલ કપટથી, કે મિથ્યા અભિમાનથી અને પક્ષપાતથી દુ ખી કરે છે અને પોતે તેવા દ્વેષના, અશુભના વિચારોથી દુ ખી થાય છે આત્મસયમી મનુષ્ય કોઇના પ્રતિ દ્વેષ રાખતો નથી, જેઓ આત્મસયમી થઇ શકતા નથી તેઓજ દુ ખી થાય છે, શોક, ચિતા વ્યાકુલતા તેમનેજ સતાવે છે

જે મનુષ્યો આત્માની સાથે એકાગ્રતા સાધી આત્મસયમી બને છે, તેઓ જગત્ માત્ર ઇશ્વરના વિલાસ રૂપ છે એમ સમજે છે પ્રાણિ માત્રમાં ઇશ્વરનો નિવાસ છે એમ માને છે

તેઓ સર્વને પોતાના જેવા ધારે છે તેનુ ઉત્તમ જીવન ગાળનાર, ઇશ્વરને પ્રસન્ન રાખવા ઇચ્છનારને દુ ખ, શોક કે ચિતા સતાવી શકતા નથી પ્રાણી માત્ર પ્રતિ પ્રિતિ રાખનાર ઇશ્વરની પ્રિતિ મેળવી શકે છે ઇશ્વરની પ્રીતિ મેળવવા તે ઇશ્વરના ગુણ ધર્મોને પોતાનામા ધારણ કરી સર્વ પ્રાણીમાત્રને ઇશ્વરના અશ રૂપ માને છે આવા મનુષ્યોનુ જીવન દિવસે દિવસે ઉત્તમ બને છે આવા મનુષ્યો પોતાના વ્યવહારના કાર્યો ઉત્તમ પ્રકારે સિદ્ધ કરી શકે છે, એટલુજ નહિ પણ પરમાર્થ પણ ઉત્તમ પણે સાધી શકે છે

આવા ઇશ્વરની પ્રિતિ સપાદન કરનાર મનુષ્યોને કશી વાતની ચિતા રહેતી નથી તેમને કોઇ વાતનો પસ્તાવો થતો નથી, તેઓ સદા નીતિથી ચાલે છે કોઇનુ પણ મન દુભવતા નથી, કોઇ રીતે ભૂલ કરતા નથી, તે દરેક કાર્યમા ઇશ્વરની સહાય ઇચ્છનારા હોય છે, તેઓ ઉચ્ચ જીવન ગાળવા મથે છે, અનિતિના રસ્તે જતા ઇશ્વરથી ડરે છે તે દરેક કાર્ય સત્ય અને પ્રમાણિકપણાથી કરે છે કારણ સત્ય એ ઇશ્વરનો મહાન ગુણ છે અને તે તેમણે ધારણ કરેલો છે

આત્મસયમી મનુષ્ય સદા આત્માની સાથે એકાગ્રતા સિદ્ધ કરવા ઇચ્છે છે ઇશ્વરથી જુદા પડવા તે ઇચ્છતા નથી તેવા મનુષ્યો દરેક કાર્ય ધીરજથી શાતિથી અને ઉત્સાહથી કરે છે કોઇ પણ કાર્ય કરવામા તે લપલપાટ કે ઉતાવળ કરતા નથી, તે હમેશા ધીરેથી પણ મક્કમ કાર્ય કરી શકે છે આવા મનુષ્યો સદા ઇશ્વરના નિયમને આધીન રહે છે, કુદરતના નિયમનો ભગ કરતા નથી, ફળ મેળવવાની તાલાવેલી કરતા નથી, માત્ર પ્રયત્ન કરવો, એ સમજે છે,

આત્મસયમી મનુષ્ય સત્યના નિયમસર ચાલે છે, તેઓ ગમે તેવી રીતે મારી મચરડીને પોતાની વાત સત્ય છે એમ કહેતા નથી ને સદા સત્યનેજ માને છે જેમા અસત્યનો અશપણ હોય નહિ તેવી રીતે તે વર્તે છે જે મનુષ્યો પોતે પોતાના ઉપર જય મેળવી શકતા નથી, જેઓ પોતાના મનને કબજે કરી શકતા નથી તેઓ બહાર કોઇપણ પ્રકારે જય મેળવી શકતા નથી જેમણે પોતાના મનને વશ કર્યું હોય છે જેઓ મનની મરજી પ્રમાણે પોતે તણાતા નથી પણ પોતાની મરજી પ્રમાણે મનને ચલાવી પોતાના ઉપર અધિકાર મેળવી શકે છે, જે પોતાને જીતી શકે છે તેજ અન્યને જીતી શકે છે, તેવા

મનુષ્યોજ ઇશ્વરની પ્રીતિ મેળવી શકે છે, તેવા મનુષ્યોજ સદા શાંતપણે પોતાના કાર્ય સિદ્ધ કરી શકે છે, તેવા મનુષ્યોજ સુખનો લાભ લઇ શકે છે

મનુષ્યે સદા ધર્મચુસ્ત રહેવુ પોતે પોતાનો ધર્મ બરોબર પાળવો, આચાર વિચાર શુદ્ધ રાખવા, જયા ધર્મ છે ત્યા જય છે, જયા અધર્મ છે ત્યાંજ ક્ષય છે કદી ક્રોધ કરવો નહિ, ઝાઝીપણું છોડવુ વારવાર ચીડાઇ જનારનુ મન અવ્યવસ્થિત હોય છે જેઓ કદી ક્રોધ કરતા નથી અને સદા શાંત હોય છે તેમનુ મન પણ સ્થિર હોય છે ક્રોધી મનુષ્યનુ મન ચંચળ હોય છે મનુષ્યને ક્રોધ ઘણુજ નુકશાન કરે છે ઇશ્વરના દ્વાર ક્રોધથી બધ રહે છે માટે વિવેકી મનુષ્યે સદા શાત રહેવુ ક્રોધનો ત્યાગ કરવો, જેટલી મનની શાંતિ તેટલીજ સ્થિરતા સમજવી મન સ્થિર થતા આત્મસયમ જલ્દી થઇ શકે છે

જે મનુષ્યો સત્ય બોલનારા છે, તેવુ સર્વ કોઇ માને છે તે મનુષ્યો આત્મસયમી છે તે દરેક કાર્યમા વિજય મળે છે, તેઓ બીજા મનુષ્યો ઉપર પોતાનો પ્રભાવ પાડી શકે છે જે મનુષ્યો દુઃખ અને વિપત્તિ સમયે પોતે પોતાને વશ રાખી શકતા નથી તે કદાપી અન્યના ઉપર પોતાનો અધિકાર જમાવી શકતા નથી અત્યારે દેશના નેતા ઘણા બને છે, પણ તેમનુ કોઈ સાભળતુ નથી, કારણ તેમણે પ્રથમ પોતાના ઉપર વિજય મેળવ્યો નથી હોતો જે પોતે પોતાને વશ કરી શકે છે તેજ અન્યને વશ કરી શકે છે જે મનુષ્યો કોઈ પણ કાર્ય કરતા શકાશીલ બની જાય છે ક્રોધી બની આવેશમા આવી જાય છે, તેવા મનુષ્યો આ જગતમા કોઇ પણ મહાન કાર્ય કરી શકતા નથી આવા મનુષ્યો વ્યવહારના સાધારણ કાર્યોમા પણ સફળતા મેળવી શકતા નથી, તેમનાથી તેમના ઘર કે દુકાનનુ કામ પણ બરોબર રીતે થઇ શકતુ નથી

જે મનુષ્યો પોતાના ચચળ મનને વશ કરી શકે છે ડામાડોલ વિચારોને સ્થિર કરી એકજ વિચારમા મનને જોડી શકે છે તેવા મનુષ્યોજ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, તેમને શરૂઆતમા કદાચ તેનો લાભ ન જણાય તો પણ ભવિષ્યમા તે સુખ, શાંતિ અને આનદને મેળવી શકે છે આત્મસયમી થવાથીજ જ્ઞાન મળે છે મનને એકાગ્રતા કરી આત્મામા સ્થિર કરવાથી આત્મસયમી બનાય છે અને આત્મસયમી મનુષ્ય જ જ્ઞાન, સુખ, શાંતિ અને આનદ પ્રાપ્ત કરી શકે છે

જે મનુષ્યો ચચળ મનના હોય છે તે ઉદાસ રહે છે, અનેક પ્રકારના તર્ક વિતર્ક કરનારા હોય છે, દરેક વાતમા શકાશીલ રહે છે ઘડીમા કોઇ કાર્ય કરવાનો નિર્ણય કરી બીજી ક્ષણે તે કાર્યમા ભય જોતા તેને પડતુ મુકે છે તેમનુ જીવન આત્મસયમી હોતુ નથી તેઓ સદા નિરાશી, નિસ્તેજ અને અનેક વિચારો કરનારા હોય છે તેમનુ જીવન નિરસ મરુ ભૂમિજેવુ હોય છે આવા મનુષ્યો સંસારમા સદા દુઃખનોજ અનુભવ કરે છે તેમનુ જીવન ક્લેશ મય બની જાય છે,

આત્મસયમી મનુષ્ય પ્રારબ્ધ યોગે દુઃખ આવી પડતા ડરતો નથી, તે સદા નિર્ભય રહે છે તેને સદા ઇશ્વર સહાય કરશેજ એવી શ્રદ્ધા હોય છે તેનુ મન સ્થિર હોય છે દુઃખમા પણ સુખનો અનુભવ કરે છે ઇશ્વરની સાથે પ્રીતિ રાખનાર મનુષ્યનું મન વિહ્વળ થતુ નથી, વિપત્તિમા પણ જય મળશે એવી તેમને દૃઢ શ્રદ્ધા હોય છે એવા મનુષ્યો પોતાના સહાયક તરીકે ઇશ્વરનેજ માને છે

આત્મસયમી બનવામા અનેક લાભ છે તેમને સદા સુખ જ મળે છે સુખની ઇચ્છામા તે આધળા બની જતા નથી જે મનુષ્યો હમેશા નવા નવા ભોગ વિલાસોની ઇચ્છા કરે છે તેમને જ દુઃખ અને દરિદ્રતાનો અનુભવ કરવો પડે છે જેઓ આત્મસયમી,

સંતોષી, શાંત અને વિવેકી હોય છે તે સદા સુખી હોય છે જે મનુષ્યો ક્ષણિક સુખોમા ફસી જાય છે તેઓ જીવનના સાચા સુખને મેળવી શકતા નથી

ઘણા મનુષ્યો વિષયી લમ્પટી જીવન ગાળનારને વધુ સુખી માને છે, પણ તે તો માત્ર ઇન્દ્રિય સુખોને માટે જ જીવનારા છે, પણ જેઓ સયમી છે, જેમણે પોતાના શરીર અને મનને પોતાને વશ કર્યું હોય છે, તેઓ જ સાચા સુખના ભોક્તા બની શકે છે ઇન્દ્રિયોની લોલુપતાનો ત્યાગ કરવો, વિષયોમા ભટકતી ઇન્દ્રિયો જ મનુષ્યને અનીતિના ખાડામા ધકેલી દે છે, તેથી આત્મસયમી થવા ઇચ્છનારે પોતાની ઇન્દ્રિયોનું દમન કરવુ ઇન્દ્રિય નિગ્રહ કરનારને જ શારિરીક સુખ, બળ અને વીર્યની પ્રાપ્તિ થાય છે

જે મનુષ્યો પોતાના અનેક વિચારોને એક જ વિચારમા જોડવાનો અભ્યાસ કરે છે, મનને સ્થિર કરી આત્માભિમુખ થવાનો અભ્યાસ કરે છે તેઓ આધ્યાત્મિક બળ, સુખ, અને શાતિ પ્રાપ્ત કરે છે આવા મનુષ્યો ઇશ્વરની પ્રીતિ મેળવી શકે છે, આત્મસયમી બને છે અને આત્માની અલૌકિક શક્તિઓને પોતામા પ્રકટાવી શકે છે તેમની વિદ્યા, બુદ્ધિ અને જ્ઞાનની પણ વૃદ્ધિ થાય છે

મનુષ્ય જેમ જેમ સ્વાર્થને છોડી સત્ય માર્ગે ચાલતા શીખે છે તેમ તેની બુદ્ધિ સ્થિર થતી જાય છે, શુદ્ધ અને પવિત્ર મન થતા જ્ઞાનની વૃદ્ધિ થાય છે તેજ સભ્ય અને સુશીલ ગણાય છે કે જે પોતાના ઉપર જય પ્રાપ્ત કરી શકે છે આત્મસયમી મનુષ્ય તો આત્મ સુખને ઇચ્છે છે, ઇન્દ્રિય લોલુપતા તેની ઘટી જાય છે, તે સદા આગળ વધે છે, ક્રોધ કામમા પાછો પડતો નથી, તેવા મનુષ્યોને સદા સુખ જ મળે છે, શાતિ અને આનંદનો અનુભવ તો આત્મસયમી મનુષ્યને જ થાય છે

ઇશ્વરના સત્ય એ ગુણમા જ ઘણી શક્તિ રહેલી છે જે મનુષ્યો એકલા સત્યને જ સિદ્ધ કરે છે, પોતાના આચાર વિચારમા સત્યને જ વળગી રહી પોતાના સત્ય ધર્મને પાળે છે તેનામાં અપરિમિત શક્તિ આવે છે એકલા સત્યને ધારણ કરનારા મહાન આશાઓને સિદ્ધ કરે છે સત્યના પ્રકાશમા જ તેને સુખ મળે છે સત્યનું પાલન કરનાર ઇશ્વરની પ્રીતિ મેળવી શકે છે, અને જેણે ઇશ્વરની પ્રીતિ મેળવી તેને બીજું શુ મેળવવાનું હોય ! સર્વ તેને મળે છે

ઇશ્વરીય જ્ઞાન આત્મસયમ દ્વારા પ્રાપ્ત થઈ શકે છે ઇશ્વરીય જ્ઞાન થતા મનુષ્ય માત્રને તે પોતાના આત્મા તુલ્ય માને છે તે જનસમાજનો સાચો સેવક બની રહે છે જેમણે આ પ્રમાણે ઇશ્વરીય જ્ઞાન મેળવવા આત્મસયમ સાધ્યો હોય છે, તેમનામા ઇશ્વરીય શક્તિ પ્રકટ થાય છે, દરેક કાર્યમા તે સફળ થાય છે, અને સુખ તો તેને હમેશા પ્રાપ્ત જ હોય છે એવા મનુષ્યના સુખ અને આનદની કિંમત મૂર્ખ, આળસુ અને વ્યવહારમા રચ્યા પચ્યા રહી પ્રપંચમા મચ્યા રહેનારને હોતી નથી

સુખી થવા માટે મનુષ્યે સદા આત્મસયમ સાધતા શીખવુ, તેવા આત્મસયમી મનુષ્ય જ પોતાના દરેક કાર્યમા વિજય મેળવી શકે છે આવા મનુષ્યો આ સસારના વિકારોથી દૂર રહી શકે છે આવા મનુષ્યો યોગીઓની માફક જગતને નાશવત અને અનિત્ય માને છે ઇશ્વરને નિત્ય અને સત્ય અનુભવે છે

આત્મસયમી મનુષ્યને નથી વ્યવહારની ચિંતા કે નથી પરમાર્થની ચિંતા તે સદા આત્મસુખમા મગ્ન રહે છે તે સદા આત્માના આનદની મસ્તીનો અનુભવ કરે છે જેમણે જેમણે પોતાના આત્માની સાથે સયમ સાધ્યો છે તેજ સાચા સુખી છે તમારે સાચુ સુખ જોઇએ તો આત્મસયમી થજો

---

# माउन्टआबु

( અનુસંધાન ગતાંકથી )

વિમળશાહ આરાસુરના અબાજી માતાનો ભક્ત હતો માતાજીની પૂજા સેવાથી જ્યારે તેના ઉપર માતાજી પ્રસન્ન થયા ત્યારે તેમણે વિમળશાહને વરદાન માગવાનું કહ્યું જેથી તેણે જૈન ધર્મના ૬૦ દેરા કુભારીયામા બંધાવવાં એવુ માગી લીધુ તે દેરાં તૈયાર થયા એટલે માતાજીએ તેને પૂછ્યુ કે આ દેરા કાના પ્રતાપથી બંધાયા, ત્યારે વિમળશાહે કહ્યુ કે ગુરુ પ્રતાપે એટલે માતાજીના કોપથી તે દેરા બળવા લાગ્યા એટલે વિમળશાહને ભાન આવ્યુ કે આ દેરા માજીના પ્રતાપથી બધાવ્યા છે, અને મે ગુરુના પ્રતાપથી બંધાવ્યા એવુ કહ્યુ જેથી માજી ગુસ્સે થયા લાગે છે એટલે વિમળશાહે માજીને ફરી પ્રાર્થના કરી કહ્યું કે માજી આ દેરાં આપના પ્રતાપથી બંધાવ્યા હતા, હવે મારો ગુન્હો માફ કરો. એટલે માજીએ અમિ દૃષ્ટિ નાખી બીજા દેરા બળી ગયા અને માત્ર પાચ દેરા કાયમ રહ્યા આ દેરા હજુ કુભારીયામા અબાજી માતા પાસે છે તે પછી વિમળશાહે માતાજીને ફરી પ્રસન્ન કર્યા એટલે માજી પ્રસન્ન થયા અને આબુ ઉપર આ ભવ્ય મદિરો બધાવ્યા જ્યાં આદિનાથજીના મદિરમાં અબાજી માતાની પ્રતિષ્ટા પણ કરાવી છે

અહીં પાસેજ ખોદતા નીકળેલી શામળાજીની મૂર્તિ છે

અહીં બાર વર્ષે જૈનોની મોટી યાત્રા ભરાય છે ત્યારે દેવળ ઉપર ધજા ચઢાવે છે વળી ફાગણ વદ ૮ ના રોજ અહીં યાત્રા ભરાય છે આ મદિરો બહારથી જોતા સાદા જણાય છે, અદર જોતા જ તે ઘણા કિમતી અને સૌદર્યવાળા લાગે છે

ગામમા પેસતાજ જૈનોને ઉતરવા માટે મોટી બે વિશાળ ધર્મશાળાઓ છે ત્યા જૈનો ઉતરી શકે છે જૈનો સિવાય બીજા હિદુઓને ઉતરવા દેતા નથી

**કુંવારી કન્યા અને રસીયા વાલમ**—દેલવાડાના જૈન મદિરોની પાછળ કુવારી કન્યાનું મદિર છે આબુથી દેલવાડે પહોચતાં જૈન મંદિરોની આથમણી દિશામા આ મદિરો આવેલા છે જેમા રસીયા વાલમનું મદિર તો પડી ગયા જેવુ છે અહીં એક મદિરમા કુવારી કન્યાની સુંદર પ્રતિમા છે આ મંદિરની સામે રસીયા વાલમનુ મંદિર છે

આ સંબધમા કહેવાય છે કે આબુના પરમાર રાજાની રાણીએ પોતાની પુત્રીને પરણાવવા માટે એવી પ્રતિજ્ઞા લીધેલી કે જે આ આબુ પહાડ ઉપર એક રાતમા ચાર રસ્તાઓ બાંધે તેને મારી કન્યા આપવી

કન્યા મોટી થઇ પણ કોઇ રસ્તા બાધી શકે તેવો મળ્યો નહિ ત્યારે વાલ્મિકી ઋષિએ વિચાર કર્યો કે આ રાણીની પ્રતિજ્ઞા પાળવી. જેથી પોતે રસીયા વાલમ નામ ધારણ કરીને એક રાતમા ચાર રસ્તા બાધવાનુ કબુલ કર્યુ તેમણે એક રાતમા ગોમુખ–વસિષ્ટાશ્રમ જવાનો ૭૫૦ પગથીયાવાળો રસ્તો બાધ્યો, અચળગઢ ચઢવાનો રસ્તો બાધ્યો, અનાદ્રા જવાનો રસ્તો બાધ્યો અને ગુરુ શિખર ઉપરથી ઉતરવાનો રસ્તો બધાતો હતો તે વખતે રાણીએ જાણ્યુ કે આ કોઇ ભીલ જેવા હલકા કુળનો માણસ રસ્તા બાધે છે તે મારી

સરત પુરી કરી આ કન્યા લઇ જશે જેથી માગ કુળને કલંક લાગશે એવા વિચારથી તેણે વ્હાણું થયું છે એવુ જણાવવા કુકડા જેવો અવાજ કર્યો

આ કુકડાનો અવાજ સાભળી રસીયા વાલમે સ્હવાર થઇ ગયું હશે અને કન્યા તો હવે નહિ મળે એમ માની ઝેર પીવા તૈયાર થયો, પણ કન્યા ક્યી છે તે પ્રથમ જોઇપછી ઝેર પીવાનો વિચાર કરી તે કન્યાનુ મો જોવા ગયો પણ ગણીએ તેને કન્યા બતાવી નહિ, જેથી તે રસીયા વાલમ ત્યાજ ધરતીમા સમાઇ ગયા

આ પછી રાણીને ખબર પડી કે આ સાધારણ ભીલ ન્હોતો પણ વાલ્મિક ઋષિ રસીયા વાલમનુ નામ ધારણ કરી આવેલા હતા જેથી રાણીને ઘણો પસ્તાવો થયો જેથી તે અને કન્યાએ પણ ત્યાજ દેહ છોડયો. આ સ્થળે ત્રણેની જુની દેરડીઓ છે અહીં ઘણા ગણીના દેવળ પાસે ઇંટો નાખે છે, એ ઇંટોનો ઢગલો પણ છે રસીયા વાલમની આરસની મૂર્ત્તિ, કુવારી કન્યાના મદિર સામેજ એક ખડેરમા છે

અહિ પાસેજ શેશશાયી ભગવાનનુ મદિર તથા એક મહાદેવનુ મદિર જીર્ણ અવસ્થામાછે

અહીં પાસે ટેકરીમા નળગુફા વીગેરે કેટલીક ગુફાઓ છે

અહિ પાસે પંગુતીર્થ છે જે તળાવ જીર્ણ અવસ્થામા છે તેમા સ્નાન કરવાથી કૈલાસ વાસ થાય છે એક પાગળા બ્રાહ્મણને શકરનુ તપ કરવાથી શકરે તેને ધન અને પગ આપ્યા હતા તે ઉપરથી આ સરોવરનુ નામ પગુતીર્થ પડ્યું છે અહીં પાસે એક જીર્ણ વાવ પણ છે

પાપ કરેશ્વર મહાદેવ અને દેલવાડા વચ્ચે અગ્નિતીર્થ છે ત્યા યજ્ઞેશ્વર મહાદેવ છે પાસે પીડારક તીર્થ છે ત્યા પીડારક નામના બ્રાહ્મણે સ્નાન કરી શકરનુ તપ કરવાથી વિદ્યા પ્રાપ્ત થઇ હતી અહીં પાણીનો નાનો કુડ અને શિવ પાર્વતિની મૂર્ત્તિ છે

આ સ્થાનો જીર્ણ અવસ્થામા છે

**ત્રેવર તાલ**—દેલવાડેથી અચળગઢ જવાય છે ત્યાથી ભાડે ગાડા મળી શકે છે આ-બુથી ગાડુ ન કર્યું હોય તો દેલવાડેથી ભાડે ગાડુ કરી લેવુ સ્હવારના આઠ વાગે ગાડાં હાંકે છે એક ગાડામા ચાર માણસ બેસી શકે છે દેલવાડેથી એકાદ માઇલ જતા ત્રેવર તાલ નામના તલાવ જવાનો રસ્તો જુદો પડે છે આ તળાવ સિરોહી દરબારે ૩'૦૦૦ રૂપિયા ખર્ચીને બધાવેલું છે આબુને પાણી પુરુ પાડવા માટે આ તળાવ બધાવેલું કહેવાય છે આ તળાવનુ નામ તે વખતના એજટ ટુ ધી ગવર્નર જનરલ મીકોલોનલ ત્રેવર ઉપ-રથી પાડેલું છે

અહીંથી પાછા અચલેશ્વર જવાની સડકે આગળ પાણીની પરબ આવે છે ત્યા જેને પાણી પીવુ હોય છે તે પીવે છે આ પહેલા રસ્તે એકાદ વખત ગાડા લુટાયેલા તેથી દેલવાડેથી ચોકીદાર બધાં ગાડા સાથે લઇને જાય છે વચ્ચે ચોકી આવે છે ત્યાથી બીજો ચોકીદાર ગાડાં સાથે આવે છે અહીંથી પહાડની કિનારીએ રસ્તો શરૂ થાય છે રસ્તો સાંકડો હોય છે ગાડા પણ કાળજીથી હાંકે નહિ તો છેક નીચે ગબડાય એવુ છે

**કનખલતીર્થ**—દેલવાડાથી ૮ માઇલ આગળ જતા ઓરીયા ગામ આવે છે, ત્યા કનખલ તીર્થ છે અહી પૂર્વે સુમતી રાજાએ સૂર્ય ગ્રહણ વખતે દાન આપવાથી ઘણા વર્ષ સુધી રાજ્ય ભોગવી કૈલાસમા ગયો હતો. અહી જૈનોના મહાવીર સ્વામીનું દેવળ છે પાસે ચક્રેશ્વર મહાદેવનુ મદિર છે, પાસે ચક્રતીર્થ છે જ્યા અશાડ સુદ ૧૧ ના રોજ મેળો ભરાય છે

**અચળેશ્વર-અચળગઢ**—ઓરીયા મૂકી એકાદ માઇલ આગળ જતા અચળગઢ આવે છે જ્યાંથી અચળગઢનો ચઢાવ શરૂ થાય છે, ત્યા આગળ વડ પાસે ગાડા છુટે છે અને યાત્રાળુઓ દર્શન કરવા જાય છે નીચે એક બાજુ જૈનોના તીર્થંકર **શાંતિનાથનુ** દેવાલય છે તે કુમારપાળે બંધાવેલુ કહે છે આ જૈનોના દેરાસર સામે **શ્રી અચળેશ્વર** મહાદેવનુ મોટું શિવાલય છે આ મહાદેવ સ્વયંભુ કહેવાય છે ચિતોડના રાણા સમરસિંહે અચળેશ્વરની સ્થાપના કરેલી કહેવાય છે

મંદિરની ચારે બાજુ વિશાળ કંપાઉન્ડ છે અંદર મહાદેવનુ મંદિર બેઘ ઘાટનુ છે મંદિરમા અંધારૂ રહે છે, તેથી દીવો કરીને દર્શન થાય છે જળાધારી કેડ સુધી ઉંચી છે અને ચોખંડી છે, અહી બીજા શિવમંદિરોની માફક શિવનુ લિંગ બેસાડેલુ નથી પણ જળાધારીની વચ્ચે એક ખાડો છે તે ખાડામા ઉત્તર તરફ આડુ શિવલિંગ છે તે પગના અંગુઠા જેવુ જણાય છે આ ખાડો ઠેઠ પાતાળ સુધી છે એમ કહેવાય છે તેમા ગમે તેટલુ પાણી રેડે છે પણ બહાર નીકળતું નથી

તેમની પૂજા થાય છે. લિંગ નાનુ છે, મંદિરની સામે એક નાનુ મંદિર છે તેમા પંચ ધાતુનો નંદી છે આ નંદી મોટા પોઠીયા જેવડો છે શિવાલયમા મોટુ ત્રિશૂળ છે

શિવાલયની પાછળ વાવ છે તેનુ પાણી મીઠુ છે અહિં શિવાલયની બહાર એક મોટુ સરોવર છે તેને મંદાકિની કુંડ અથવા અગ્નિકુન્ડ કહે છે અત્યારે તો તે ચારે બાજુ પથ્થરથી બાંધેલુ છે છતા પથ્થરો ઉખડી ગયેલા છે આ તળાવની આથમણી બાજુએ પથ્થરના મોટા ચાર પાડા છે અને પાસે અર્જુનની મૂર્તિ બાણ તાણી ઉભેલી છે અહી પહેલા ઋષિઓ યજ્ઞ કરતા હતા ત્યારે આ કુંડમા યજ્ઞમા હોમવાનુ ઘી ભરી મૂકતા, તે ઘી ભેંસાસુર અને બીજા રાક્ષસો પી જતા હતા, તે રાક્ષસોને પાંડવોએ માર્યા હતા તે ચારે પાડાના પેટમા બાણ વાગેલું તેના નિશાન છે આ કુન્ડ ૯૦૦ ફીટ લાંબો અને ૪૪૦ ફીટ પહોળો છે

શિવાલયની બહાર લોઢાની મોઇ છે તેને ભીમની મોઇ કહે છે આ લોઢાના ગોળ અને લાબા ગચીયાને ઉચકવા કેટલાક પ્રયત્ન કર છે પણ ઉચકાતી નથી

આ શિવાલય વસ્તુપાળ અને તેજપાળે રીપેર કરેલુ કહેવાય છે

શિવનો નંદી સંવત ૧૪૬૪ મા સ્થાપન કરેલો જણાય છે મહમદ બેગડાના વખતમા આ નંદીને તોડવા તેણે પ્રયત્ન કરેલો, અને તેનુ નિશાન નંદીના પેટમા જણાય છે, ત્યા બીજી ડગરી બેસાડેલી છે પણ તેવામા આ મંદીરમાથી એટલી બધી મધમાખો નીકળી જે તેને અને તેના સૈન્યને કરડવા વળગી પડી કે તેને ત્યાથી એકદમ આબુ છોડીને નાસી જવુ પડયુ અચળેશ્વર મહાદેવને પહેલા બાર ગામ પળતા હતા અત્યારે તો પુજારી બ્રાહ્મણને માસીક અમુક રકમ મળે છે આવા પુરાતની પવિત્ર સ્થાનની બરોબર વ્યવસ્થા લાગતી નથી પુજારી પણ ત્યા રહેતો નથી

આ મંદિરમા એક બાજુ વિષ્ણુનુ દેવાલય છે મંદીરમા મોટા મોટા ચંપાના ઝાડો છે.

**ભ્રુગુઋષિનો આશ્રમ**—મંદાકિની કુન્ડની ઉત્તરે એક નાનો સરખો કુન્ડ છે તેને **રેવતી** કુન્ડ કહે છે ત્યાથી સામી ટેકરી ઉપર થઈ એકાદ માઇલઉત્તરે ભ્રગુ ઋષિનો આશ્રમ આવે છે ત્યા મહાદેવનુ દેવાલય છે અને બ્રહ્માજીની મૂર્તિ છે અહી ગૌમુખી કુંડ છે આ કુંડમા ગાયના મુખમાથી પાણી પડતુ હતું પણ હાલ તે પાણીનો પ્રવાહ બંધ પડેલો છે કુંડની બાજુ ઉપર નાની સરખી વાવ છે અહી એકાદ સાધુ સેવા પુજા માટે રહે છે અહિંથી ગુરુ શિખરની ટેકરી ઉપર ગુરુ દત્તાત્રયનું મંદિર જણાય છે

આ સ્થળ ઉજ્જડ જગ્યામા છે ખાસ કાઇ જોવા જેવુ નથી,-ખડેરો જેવુ હોવાથી યાત્રાળુઓ અહી આવી શકતા નથી

**ભૃતુહરીની** ગુફા મદાકિની કુડ સામે એક ખડેર જણાય છે તેને ભૃતુહરીની ગુફા કહે છે, અને પાસે મકાન બધાવેલુ છે તેનુ ખડેર છે અહી દેવીની ખડીત મૂર્તિ છે પહેલા અહિ એક મહતનો અખાડો હતો પણ તે દુરાચારી નીકળવાથી શિરોહી સ્ટેટે અહી કોઇએ રહેવુ નહિ એવુ ઠરાવ્યાથી આ સ્થાન ખડેર જેવુ બની ગયુ છે

## અચળગઢ

**અચળગઢ-જૈનોના મદિરો**—અચળેશ્વરના દર્શન કરી લોકો અચળગઢ ઉપર ચઢે છે ઉપર ચઢવાનો રસ્તો પથ્થરના પગથાળથી બાધેલો છે ઉપર ચઢતા પેહ્લાના દરવાજા પાસે હનુમાન ચોકી આવે છે ત્યા હનુમાનની મોટી મૂર્તિ છે આગળ ચઢતા એક તળાવ આવે છે તેને કર્પુરસાગર કહે છે આ તળાવમા પાણી હમેશ ભરેલુ રહે છે અચળગઢમા રહેનારા પીવે છે પાસે ચડતા જમણા હાથે **નરનારાયણનુ** મદિર છે તથા વૈશ્નવોને ઉતરવાની ધર્મશાળા છે ત્યા સામેજ બાગ છે, તેમા માળી રહે છે અહીથી **પુલ** અચળગઢના જૈન મદિરોમાં જાય છે

ઉપર ચઢતા બીજો દરવાજો આવે છે તેને ચપા દરવાજો કહે છે ત્યા ધર્મશાળા છે ત્યા જૈનોનુ કારખાનુ છે, અને ભડારી પણ ત્યાજ રહે છે જૈનો અહી ન્હાઇ ધોઇ મદિરમા જાય છે ભડારી જૈન મદિરોનો હિસાબ રાખે છે અહી કેટલીક દુકાનો પણ છે, તથા નાના નાના ઝુપડા છે

ઉપર ચઢતા યાત્રાળુઓને ઉતરવા માટેની ધર્મશાળા આવે છે તેમા જૈન યાત્રાળુઓ ઉતરી શકે છે બપોરના કેટલાક ત્યા રસોઇ બનાવી જમે છે ગોદડા અને વાસણો પણ ભડારી પાસેથી જૈનોને મળી શકે છે જૈનો સિવાયના હિદુઓને અહિ ઉતરવા દેતા નથી તેમ જોઇતી ચીજ પણ આપતા નથી

જો ભડારી પૂછે અને જૈન કહે તો તેને સર્વ મળે પણ જૈન નથી પણ હિદુ છીએ, બ્રાહ્મણ કે ગમે તે બીજી નાત બતાવે તો જાણે તેમના પ્રતિ તેમને તિરસ્કાર ઉત્પન્ન થતો હોય તેવી રીતે ભડારી વર્તે છે વળી જમાદારને પણ આજ્ઞા મળે છે કે જૈન સિવાયનાને ધર્મશાળામા ઉતરવા દેવા નહિ જ્યારે આબુથી ભાડુ ખર્ચી અહી યાત્રાળુઓ આવે પછી, તે ભલે જૈન ન હોય છતા આ સ્થળ જોવા આવે, અથવા તો જૈન મદિરો પ્રતિ કાઇક મમભાવ હોય અને આવે તો તેના પ્રતિ આવુ તિરસ્કારયુકત વર્ત્તન કરવુ એ ખરેખર અયોગ્ય જ છે

અમને ભડારીએ પૂછ્યુ કે શી ન્યાત છો, એટલે અમે કહ્યું કે અમે બ્રાહ્મણ છીએ એટલે ભડારીએ અમારા પ્રતિ તિરસ્કારની દૃષ્ટિએ જોઇ ત્યાથી ચાલ્યા ગયા, એક પણ પ્રશ્નનો જવાબ આપ્યો નાહ, એટલુજ નહિ પણ અમે બીજા યાત્રાળુઓ સાથે ધર્મશાળામા ગયા તો ત્યા જમાદારને મોકલ્યો કે જૈન સિવાયના બધાને અહીથી કાઢી મુકવાનો ભડારી-અર્થાત કારભારીનો હુકમ છે માટે તમે એકદમ અહીથી ચાલ્યા જાવ

આ પ્રમાણે આબુથી એકલ ડોકલ અહી આવનારને જૈન કારભારી કે જમાદાર આમ સતાવે તો તેની શી વલે, ખરા બપોરે તે કયા જાય, અમને દેલવાડાના કારભારીએ જાતે અમારી સાથે રહી મદીરો બતાવી અમારી સાથે સભ્યતાથી વર્ત્તાવ રાખ્યો ત્યારે આ અચળગઢના કારભારીએ આ પ્રકારનું તિરસ્કારયુકત વર્ત્તન ચલાવ્યુ તે ઘણુજ ખેદ ઉપજાવનાર છે

ધર્મશાળામા થઇને જૈનોના મદીરોમા જવાય છે ધર્મશાળાના એક ખૂણામા એક નાની બારીમા થઇ ઉપર ચઢવાના થોડા પગથીયા છે ત્યા નાનો સરખો દરવાજો છે ત્યા પારસનાથનુ અને નેમીનાથનુ બે મદિરો છે આ મદિરો સવત ૧૫૧૮મા બાધેલો છે આ મદીરો પાસે ગણેશજી અને ભૈરવ નાથજીની મૂર્ત્તિઓ પણ છે

અચળેશ્વર મહાદેવની એક બાજુએ અચળગઢની ટેકરી આવેલી છે અને તે અચળગઢની આજુ બાજુ કોટ બાંધેલો છે અચળગઢને પહેલા ચન્દ્રાવતી નગરી કહેતા આ જૈન મદીરો કુભારાણાએ બધાવેલા કહેવાય છે

પારસનાથના મદિરથી ઉચે ચઢતા આદીનાથનુ મોટુ મદિર આવે છે આદીનાથની ચાર દીશામા ચાર મોટી પદ્માસન વાળી મૂર્તિઓ બેસાડેલી છે આ મૂર્તિઓ સોનાની છે અને તેનુ વજન ૧૪૪૦ મણ છે એમ કહેવાય છે પણ આ મૂર્તિઓ તપાસ કરતા પચ ધાતુની બનાવેલી કહેવાય છે અચળેશ્વર મહાદેવના નદીની જેવી પચ ધાતુની મૂર્તિ છે તેવીજ પચ ધાતુની આ આદીનાથજીની ચારે બાજુ ચાર મૂર્તિઓ છે મદિરની અદર પ્રવેશ કરી ચારે બાજુ ફરી શકાય એવો રસ્તો છે અને ચૌમુખ આદિનાથજીની ચારે બાજુ મૂર્ત્તિઓ એક સરખી જોઇ શકાય છે આ મદિરની છેક ઉચે ચઢી અગાસી ઉપરથી જોતા અખો આબુ પહાડ જોઇ શકાય છે એમજ આબુરોડ સ્ટેશન, બનાસ નદી, આબુ હાઇસ્કુલ વિગેરે જોઇ શકાય છે મદિરો ભવ્ય છે જૈનો શ્રદ્ધાપૂર્વક પૂજન અર્ચન કેસરનુ ચદન ફરી ભેટ કરી શકે છે

આ જૈન મદિર કુભા રાણાની વિધવા રાણીએ ૧૫મી સદીમા બધાવેલુ કહેવાય છે

આ પ્રમાણે જૈન દેરા જોઇ યાત્રાળુઓ ધર્મશાળામા આવે છે મદિરોની પુજા કરાવનાર ગોઠી હોય છે રોહાના જૈનોના પચ તરફથી આ મદિરોનો વહીવટ થાય છે અમે ભડારીને કહેવુ કે અમારે આ સ્થળનુ કેટલુક વર્ણન લખવુ છે, એટલે તો તે ઘણા ચીડાયા, અને જમાદારને હુકમ કર્યો કે તેમને કાઇ પણ લખવા દેશો નહિ, તેમની પાસે કાગળ કે પેન્સીલ હોય તો તે ખુચાવી લેજો અમે કહ્યુ અચળગઢનુ વર્ણન તો ઘણાએ કર્યુ છે યુરોપિયનોએ પણ કર્યુ છે ત્યારે તમે કેમ પ્રગટ થવા દોધુ, વળી વર્ણનમા તો જૈનોને પણ ફાયદો છે જૈન મદિરોની પ્રતિષ્ટા વધે છે, જૈન યાત્રાળુઓને અહી યાત્રા કરવા આવવુ સુગમ પડે પણ તેમણે તો જહાગીરી જ ચલાવી

જૈન આગેવાનોએ ભવિષ્યમા આવો બનાવ ન બને તે માટે ભડારીને સૂચના આપવી ઘટે છે આ પ્રમાણે અમે જૈન દેવળો જોઇ ત્યાથી જરા ઉચે ચઢતા શ્રાવણ-ભાદરવાના બે કુડ આવે છે ત્યા ગયા, આ કુડ પણ પડી ગયા જેવી સ્થિતિમા છે તેમા પાણી પણ હમેશા ભરેલુ જ રહે છે અહીથી ઉચે ચડતા ઉચી ટેકરી ઉપર રાજા અજીતસિહનો મહેલ છે, તેનુ ખડેર છે શ્રાવણ ભાદરવાના કુડ પાસે એક નવુ મદિર છે તે માતાજીનુ મદિર છે

આ ટેકરી ઉપરથી એક બાજુ નીચે ઉતરતા ગોપીચદની ગુફા આવે છે તેને કેટલાક હરિચદની ગુફા પણ કહે છે આ ગુફા આ ટેકરીના છેક છેવાડા ભાગ ઉપર છે, ત્યા સાચવીને ન જાય તો નીચે જ ગબડી પડે આ ગુફા પાસે ઉભા રહી અચળેશ્વર મહાદેવ જણાય છે

## ગુરુ શિખર

અચળગઢથી નીચે ઉતરી અચળેશ્વર આવી ત્યાથી પાછા ફરતા ઓરીયા ગામ આવે છે ત્યાં ડાક બગલો પણ છે અહી મહાવીર સ્વામીનુ મદિર છે ઓરીઆથી ગુરુ શિખર

જતા થોડે દૂર જાવઈ ગામ આવે છે ત્યા **નાગતીર્થ** છે અહી બાણગગા તથા નાગ તળાવ છે અહી શ્રાવણ સુદ ૫ નાગપાચમના રોજ મેળો ભરાય છે તે વખતે અહી ઘણા નાગ જણાય છે એમ કહેવાય છે અહિથી આગળ જતા છ ટેકરીઓ ચઢવાની અને તેટલીજ ઉતરવાની આવે છે

રસ્તામા કેદારેશ્વર મહાદેવ તથા કેદારકુડ આવે છે છેક છેલ્લી સાતમી ટેકરી ગુરુ શિખરની આવે છે તે ટેકરી ૫૬૫૦ ફીટ ઉચી છે આ ટેકરી આબુ સીવીલ સ્ટેશનથી ૧૦માઇલ થાય છે, ઓરીયાથી ૫ માઇલ છે ગુરુ શિખર ઉપર જવાનો પગ ડડીઓ રસ્તો છે રસ્તો બાધેલો નથી, વળી અહી રસ્તામા પથ્થર પણ આવે છે અહી એકલા જઇ શકાતુ નથી ઓરીયાથી ભોમીયો લઇ જવુ આ રસ્તે ચાલીને જવુ પડે છે,

ગુરુ શિખરની ઉચી ટેકરી ઉપર ચઢયા ત્યાં એક શિવાલય છે ત્યા **દત્તાત્રયનું મ-** દિર છે દત્તાત્રય વિશ્નુનો અવતાર મનાય છે અહી ગુરુદત્તાત્રયના પગલા છે અહી એક મોટો ઘટ છે તે સવત ૧૪૫૮ મા બાધેલો કહેવાય છે તે ઘટ લોકો વગાડે છે અહી ઘણી ગુફાઓ પણ છે અહી માધુ રહે છે, યાત્રાળુઓ અહી રાત રહેવુ હોય તો રહી શક છે

આ ગુરૂ શિખરની ટેકરી આબુ ઉપર ઉચામા ઉચી ટેકરી છે ત્યાં રહી માઉન્ટ આબુનો બધો દેખાવ જોઇ શકાય છે શિરોહી ગામ જણાય છે અબાભવાની માતાનું મદિર જે આરાસુરમા છે તે જોઇ શકાય છે, તેમ અરવલી પહાડની બીજી ટેકરીઓ પણ જોઇ શકાય છે અહી વાદળા અથડાય છે ઉપરથી આજુ બાજુ જોતા આબુનુ સુદર દૃષ્ય જણાય છે

ગુરુશિખરથી પાછા ઓરીસા આવી ત્યાથી માઉન્ટ આબુ પાછા જવાય છે

ગુરુ શિખર જવાનો રસ્તો વિકટ છે, ટેકરીઓ ચઢ ઉતર કરવાની હોય છે છ ટેકરી ચઢી ઉતરી સાતમી ટેકરી ગુરૂશિખરની આવે છે, તે ઉપર ચઢે ત્યારે ગુરૂદત્તાત્રયના પગલાના દર્શન થાય છે વળી સાધારણ રીતે અહી વાઘ વરુ હિસક પ્રાણીઓનો ભય ગણાય છે એટલે લોકો અહી આવતા નથી દેલવાડેથી અચળગઢ જતા જૈનોનો સગાત થાય છે જૈનો અચળગઢના દર્શન કરી સાજે પાછા દેલવાડે જાય છે, તે કાઈ ગુરૂશિખર આવતા નથી એટલે હિદુ યાત્રાળુઓ જો સગાત હોય અને ટેકરીઓ ચઢવા ઉતરવાનુ બળ હોય તો ભોમીયાને લઇ અહી આવે છે

ભોમીયા વગર એકલા આ રસ્તે જવુ વિકટ છે જેમને ગુરુશિખર જવુ હોય તેમણે દેલવાડાથી સવારે નીકળી અચળગઢ જવુ પાછા ઓરીઆ આવી ત્યા રાત રહેવુ ઓરીયાથી સવારમા નીકળી ગુરુ શિખર ચઢવુ દસ અગીયાર વાગે ઉપર પહોચી દર્શન કરી બે ત્રણ કલાક વિશ્રામ લઇ ભાથુ લઇ ગયા હોય તો ભાથુ જમી લેવુ પછી ત્રણેક વાગે નીચે ઉતરવુ તો પાંચેક વાગે ઓરીયા આવી રાત રહેવુ અને બીજે દિવસે આબુ જવુ

આથી ચાલવામા બહુ ત્રાસ નહિ પડે અને સારી રીતે યાત્રા થઈ શકશે આ પ્રમાણે ગુરુ શિખરની યાત્રા કરી આબુ પોતાને મુકામે આવવું આગલા દિવસનો થાક લાગ્યો હોય તો એકાદ દિવસ આબુ ઉપર રહી વળી બીજે દિવસે ગૌમુખ વસિષ્ટાશ્રમ જવા ઉપડવુ. દેલવાડાથી ગાડામા જવુ હોય તો તે ગાડા જતા આવનાના ભાડે મળે છે અને સાજે દેલવાડે જાય છે રાત ઓરીયા રહેતા નથી માટે જેમને ગુરુ શિખર જવુ હોય તેમણે માત્ર જતાનુંજ ભાડુ ઠરાવવુ અથવા મૂકી જઈ બીજે દિવસે લઈ જાય તે પ્રમાણે પ્રથમથીજ નક્કી કરવુ

---

( અપૂર્ણ )

# નવલકિશોર અને નિર્મળા

(લે-રા. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ બી એ)

(અનુસંધાન ગતાંકથી)

## પ્રકરણ ૧૪ મું

### જેમાં નવલ—નિર્મળાનો પ્રેમ પકડાઇ જાય છે

દયાશંકર થોડીવાર ઉભા રહ્યા અને શાંતથી તેમના તરફ જોઇ રહ્યા ઘણી આશ્ચર્યની બાબત તો એ હતી કે આ બનાવ તેમણે નજરોનજર જોયેલો હોવા છતા તેમના ચ્હેરા ઉપર કોઇ પણ પ્રકારની લાગણી જણાતી નહતી તે ઉંચા અને પ્રઝાદાર હતા, અને તેમનામા શારીરિક અને માનસિક શક્તિ હશે એવો ખ્યાલ આવતો હતો તેમના જ્ઞાન તંતુઓમા એ શક્તિ હોવાથી તેમનામા અડગ નિશ્ચય કરવાની ટેવ હશે એમ ચોકખે ચોકખુ માલુમ પડતું હતું એક મોટામા મોટી સભામા તેમની પ્રતિભા પડે તેવા તે જણાતા હતા

દયાશંકર જ્યારે ગદાપચ્ચીશીની ઉમરે હશે ત્યારે તે ઘણા જ જોરાવર અને આશાવાદી હશે એમ માલુમ પડતું હતું તે વેપારી હતા છતા બહારની કસરતોથી અને સાદા જીવનથી તેમણે શરીરનુ જોર ટકાવી રાખ્યુ હતું ઘણા વરસોથી તેમણે ગંભીર જીવન ગાળેલું હતું, અને જગતના સાધારણ આનંદોથી વખત ગુમાવવાનુ તેમને ઠીક લાગતું ન હતું બહાર ફરવા જવુ અથવા ઘોડે બેસીને જવુ એટલે દિવસનુ એક કામ તે સમજતા હતા અને તે આનંદ મેળવવા તરિકે નહિ પણ જરૂરનુ છે એમ માનતા હતા

કોઇ પણ પ્રકારની આળસ કોઇમા તે જોતા તો તે સહન કરી શકતા નહિ કવિઓ અને તરંગીઓની, માફક ફરતા અને આનંદ શોધતા લોકોની કલ્પનાઓને તે એકક્ષણ પણ ગણકારતા નહિ કોઇ પણ લોકો અમે પૈસાદાર છીએ તેથી કામ નહિ કરીએ એમ કહે તો તેના તરફ તે તિરસ્કારની દ્રષ્ટિથી જોતા હતા આ પ્રમાણે તેમનો સ્વભાવ હોવાથી કુદરતી રીતે તેમને પોતાના ઉપરી જે કહેવાતા તેમનાથી પણ ઉંચે દરજ્જે જવાનો નિશ્ચય રાખતા હતા જ્યારે તે નાની ઉમરના હતા ત્યારે શહેરની પોળો અને બગીચાઓમા ફરીને જે જે પુસ્તકો વાંચીને તેમને જ્ઞાન મળે તેવુ જ્ઞાન બહાર ફરીને મેળવી લીધુ હતું

આ પ્રમાણે તેમણે કીર્તિ મેળવવાના બીજ નાનપણથી જ વાવ્યા હતાં, અને ભવિષ્યમા એક મહાન્ પુરૂષ થવાનો તેમનો ઇરાદો પાર પડે તેમ લાગતું હતું પોતાની નાની ઉમરમા પણ તેમણે એટલો તો ઠરાવ કર્યો હતો કે પહેલા પોતે પોતાની જાત ઉપર કાબુ મેળવવો અને પછીથી પૈસો કમાવો આ ઇરાદાને પાર પાડવાને તેમણે લક્ષ બિંદુએ પહોચવાને થાય એટલો પ્રયાસ કર્યો હતો. આ વચ્ચે આવતી અડચણોને બાજુપર કઢાવવાને તેમનાથી બને તેટલી કોશીશ કરી હતી

જીવનમા આ અડચણોની સામે થવાને તેમણે શારીરિક અને માનસિક બળ મેળવી લીધુ હતું આથી તેમણે તેમના જીવન અને તેમના સાક્ષીઓ સબંધી ઘણું જ્ઞાન મેળવી

લીધુ હતું આથી તે શાંત, સખત અને હિસાબ ગણનારા થાય એમા જરાએ નવાઇ ન હતી કોઇવાર માણસ પૈસો મેળવવાને બહુ મહેનત ન કરે, તોપણ પોતાની પાસે જે હોય તે બચાવવાનો પ્રયત્ન તો જરૂર કરે દયાશંકરમા નાનપણમા જે ઘગશ હતી તે ઉમર વધતા સખત, દૃઢ અને પાસે જઇ ન શકાય એવા થવામા ફેરવાઇ ગઇ હતી કેટલાક તેમને બહુ સખત માનતા હતા

તેનામા બહુ લાગણીનો અવિર્ભાવ કે ઉડાઉપણુ ન હતું તે એમ સમજતા કે માણસે પોતાને જોઇએ તે પોતે પેદા કરવુ અને બીજાને તેટલીજ સરખી કિંમતે આપવુ તેની ઇચ્છાને આધીન હોવાથી તેમની પાછલી ઉમરે પણ તે વધારે કંજુસ હોય તેવા લાગતા હતા. તેમણે પોતાની જીંદગીના આરંભમાજ એક નિશ્ચય કર્યો હતો ને તે કીર્તિ મેળવવાનો, આ કારણથી તેમણે માત્ર પૈસાદાર થવું એટલુંજ નહિ, પણ વધારે પૈસાદાર થવુ એમ નિશ્ચય નાનપણથીજ કરી મૂકેલો હતો અક્રમ રીતે ધીરજથી તેમણે ધન તો મેળવ્યુ પછી તેમણે એવો ઠરાવ કર્યો કે એ ધનને અમુક રીતેજ વાપરવુ જેવી રીતે ધન કમાવામા તેમણે ચતુરાઇ વાપરી તેવીજ ચતુરાઇ તે વાપરવામા વાપરી તેથી તેમને નામનો ખિતાબ મળ્યો તે જે થોડા વરસમા પૈસો મેળવી પ્રખ્યાત થયા તેટલાજ વરસમા મોટા મોટા ધમાદા કામ કરીને વરસો, મહિના કરતા થોડા જ દિવસમા વધારે પ્રખ્યાત થયા ને તેથી સ્ટેટની રૂએ તેમના નામના ઉચ્ચાર થવા લાગ્યા

પ્રિય વાચનાર, આવા પૈસાદાર અને ધર્માદાના મહાન્ કામ કરીને નામના મેળવનાર માણસ જેણે દયાશંકર નામને શોભાવ્યુ અને ઘણી જ દયા કરી તે નિર્મળા ઉપર દયા નહિ કરે ?

નવલની પાસે ઉભેલી નિર્મળાનો ગભરાયલો ચ્હેરો જોઇને તેમના મનમાં કંઇક તો થયુ, પણ તે તરતજ બદલાઇ ગયુ ને બહારથી કોઇ તે જાણવા પામ્યુ નહિ તે જે જગ્યાએ ઉભા હતા ત્યાથી જરા પણ ખસ્યા નહિ, તેમણે બારણાની સાખ ઉપર પોતાનો હાથ મુક્યો હતો તે જરા પણ ખસેડ્યો નહિ, પણ ઉલટો વધારે સ્થિર કર્યો તેમના ચ્હેરા ઉપર વધારે આકરા જણાઈ અને તેથી નિર્મળા વધારે આશ્ચર્ય ચકિત બની એણે પોતાના માથા ઉપર જે સાડી ગભરાઇને મુકી હતી તે ઉપાડી લીધી

એટલાથી તે તમામની ઉપર શાંતિની જે છાયા પડી હતી તેનો પડદો ઉપડ્યો દયાશંકરે બારણું પુરેપુરૂ ઉઘાડ્યુ અને એરાક બાજુ ઉપર ઉભા રહ્યા

દયાશંકરે નવલને જરા મગરૂરાઇથી કહ્યુ, " તમે મારા ઓરડામા જાવ અને હુ આવુ ત્યા સુધી થોભજો મારે તમારી સાથેની વાતચિત અધુરી રહી છે તે ત્યારે પુરી થશે "

આ શબ્દો દયાશંકરે ધીમા સાદે કહ્યા પણ તેમણે એવા રૂપમા કહ્યું કે જેથી નિર્મળાની આશા ઉડી ગઇ અને તેના ચ્હેરા ઉપર નિરાશાના ચેહેરા પડ્યા તે થોડાક પગલા નવલ તરફ ગઈ

" ઉતાવળી ન થા રહે, જુઓ નવલ આપણા મેળાપ સંબંધી નિર્મળા થોડુ ઘણુ જાણે છે તમારે હવે નિર્મળા તરફની કોઇ પણ આશા રાખવી નહિ "

આટલા શબ્દો બોલીને દયાશંકરે પોતાની દૃષ્ટિ તે બન્નેના ઉપર નાખી

" ઠીક, તમે જે કહો તે ખરૂ." નવલે ઉત્તર આપ્યો તે તે વિચારમા હતો અને તેના શબ્દો તે વિચારના પરિણામે કુદરતી રીતેજ નીકળી ગયા તેના હાથના ધક્કાથી બારણુ જરા તેના તરફ ખેચ્યુ અને ઓરડાની વચ્ચે પડેલા એક મોટા ગોળ ટેબલ આગળ જરા થોભ્યો.

# છાસના ઉપર સો વર્ષ જીવવું.

( અનુવાદક—રમણીકરાય જેઠાલાલ દવે )

દુનિયામા સૌથી અધિક અને મોટો માણસ અમેરીકામા છે એનું નામ જોન ડી રૅાકફેલર છે અત્યારે એની અવસ્થા ૮૫ વર્ષની છે એમના શરીરના બાધા હજુ પણ મજબુત છે ૫૮ વર્ષની ઉમ્મરે એમનું શરીર આટલુ બધુ મજબુત નહતુ, કે જે હાલ ૮૫ વર્ષની ઉમ્મરે છે એણે ઘડપણમા જુવાન થવા માટે એક ગુરુને શોધી કાઢ્યા હતા આપણા જુના સાહિત્યોમા ચ્યવનઋષિની વાત પ્રખ્યાત છે કે એમણે ઘડપણમા પણ જુવાની મેળની હતી રોકફેલર મહાશયે રૂપિઆ ખર્ચીને પણ જુવાની કાઇ પાસેથી નહોતી લીધી

હિન્દુઓ દૂધથી અધિક બીજા કોઇ પણ ખોરાકને નથી માનતા શરીર અને ઇન્દ્રિઓને પોષણ કરનાર દૂધ છે દૂધની ઉપયોગીતા ગણીને ગાયને ગાયમાતા ગણે છે, અને ગોહત્યા ( ગાયને મારવુ ) એ હિન્દુઓમા તેના જેવુ બીજુ કોઇ પાપ નથી એજ ગોમાતાના દૂધથી રોકફેલર પોતાની ગયેલી જુવાની મેળવી છે એમને મન્દાગ્નિની બીમારી હતી ખાધુ પચતું નહતું ધિમે ધિમે એમનું મૃત્યુ નજદિક આવતું હતું કેમકે આ દુઃખની દવા ઘણી કરી પણ મટતુંજ નહિ ડાકટરો દવા આપે તે પણ ઉલ્ટિ થઇને પાછી નીકળી જતી હતી બહુજ પૈસા ખર્ચ કર્યા પણ તેમની મન્દાગ્નિ દૂર ન થઇ

રોકફેલર એક ઉદ્યોગી મનુષ્ય છે તેમના નિરન્તર ઉદ્યોગ અને મહેનતના કારણ અને પોતાના બાહુબળથી ૨૫૦ મિલીયન ( પચ્ચીસ કરોડ ) પાઉન્ડ પેદા કર્યા હતા આ પચ્ચીસ કરોડ પાઉન્ડ એટલે અબજ ૭૫ કરોડ રૂપીઆની બરોબર હતા પહેલા એ સાધારણ મજુરીની અવસ્થામા હતા પણ પરમેશ્વરની કૃપાથી અને પોતાના ઉદ્યોગ અને શક્તિથી દુનીયામા સૌથી અધિક ધનવાન થઇ ગયા છે પોતાનુ દરદ સારૂ થવાને માટે ઘણા પૈસા વાપરી નાખ્યા પણ કાંઇ ફેર ન પડ્યો રોકફેલર એવો નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય પણ મારા મન્દાગ્નિ ઉપર મારો વિજય થસ કરૂં

ભૂમડળમા સૌથી વધારે પૈસાદાર આ વ્યક્તિ લગભગ ઘણો વખત ભૂખ્યા રહ્યા જો કંઇ ખાય તો પચે નહિ મન્દાગ્નિ એટલી તેજ થઇ ગઇ કે પછી ખાવાને માટે એમણે જરા પણ પ્રયત્ન ન કર્યો ફક્ત જીવન ટકાવી રાખવાને માટે એ બિસ્કુટ અને દૂધ થોડા પ્રમાણમા લેતા અમેરીકામા એવો એક જાતનો હલકો ખોરાક બને છે કે—માંદા, ઘરડા માણસ અને બાળક પણ ખાઇ શકે છે ખોરાકને બદલે દૂધ અને બિસ્કુટ લેવુ પડતું હતું પણ સન્તોષ જરા પણ ન વળતો, ખાવા માટે જીવ લલચાતો હતો પણ મન્દાગ્નિને લીધે ભૂખેજ રહેતા હતા

પેટની બિમારીઓ વધી તેથી તેઓ બહુ થાકી ગયા પણ કોઇએ ઉપાય ન બતાવ્યો, અને જેણે ઉપાય કર્યા તે પણ નકામા ગયા

લગભગ દશ વર્ષ થઇ ગયા પછી જ્યારે તેમના એક મિત્ર બહાર ગામથી ડાકટર એચ. એફ બિગાર એમને ત્યા આવ્યા, અને રાજમે પણ ત્યા બોલાવી એવા હતુથી આવ્યા હતા. એક વખત બન્ને મિત્રોમા પ્રોફેસર મેચ્નીકાફના સિદ્ધાંત ઉપર વાત કરતા હતા મેચ્નીકાફને પેટ અને મન્દાગ્નિ ઉપર લેકટીક એસિડ (Lactic acid) નામનો તેજાબ દહીં અને મીઠામા છે તે અત્યન્ત ઉપયોગી માન્યો છે

મેન્નીકાફ્નો સિદ્ધાન્ત એ હતો કે મીઠું, દહીં અને છાસથી શરીર નિરોગી બને છે, માટે તમે પણ દહીં ખાવ રૉકફેલરને દહીં ખાવાની રૂચી ન થઇ ત્યારે તેમણે કહ્યું, તમે તે દહીંને વલોવીને છાશ કરી પછી તે છાશ પીઓ આથી રૉકફેલર મહાશયે તે પિવાનુ કબુલ કર્યું અને પિવા માંડ્યુ ત્યારે તે કાઇ તેમને પચવા માડ્યુ આ પ્રયોગ ઘણો વખત ચાલુ રાખવા માટે, એમણે સારી ગાયો રાખી અને તેમણે પોતાને માટે તે ગાયોના દૂધનુ દહીં બનાવરાવીને પછી તે દહીંની છાશ બનાવીને પીતા હતા દિવસમા ત્રણ વખત છાશ પિતા ને બે વખત દૂધ લેતા તે તેમને પચી જતું હતું હવે દરેક વસ્તુ પચાવવી તે તો સહેલ થઇ ગયુ હતું

માનસિક અવસ્થાનો પ્રભાવ પાચન શક્તિપર ઘણોજ રહે છે તેમણે 'એક્સ રે' x ray ની સહાયતાથી આતરડાઓના જુદી જુદી રીતે ફોટાઓ લીધેલા છે, તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ગુસ્સાની વખતે પેટની સર્વ ક્રિયાઓ બધ થઇ જાય છે, અને ખુશ હોઇએ છીએ તે વખતે પાચન કરવાની ક્રિયા જોરથી ચાલે છે એથી રૉકફેલર મહાશયે તેમનો સર્વ કારભાર તેમના છોકરાને સોંપીને તેમણે પોતાનુ જીવન શાન્તીપૂર્વક વિતાવવા માડ્યુ છેવટે રૉકફેલરની મદાગ્નિ મટી ગયુ ધન એ સર્વ સુખનુ મૂળ નથી, તેમજ ગમે તેટલા સાગ મિષ્ટાનો ઉડાવો તોપણ છાસ જેવી વસ્તુના સિવાય પણ ચાલતું નથી, તેવીજ રીતે આપણુ જીવન સુખમય ગાળવા મોજશોખની સાથે જરા કસરતની પણ જરૂર પડે છે તેવા સિદ્ધાંત ઉપર તેઓ કસરત કરે છે અને કસરતથી તેમનુ જીવન સો વર્ષ ઉપર પણ ગાળી શકશે ખરા

# મીઠું અને તેના ઉપયોગ.

મનુષ્યને જ્યારે પ્લેગ થાય છે ત્યારે તેના હૃદયની ગતિ અતિ દુર્બળ થઈ જાય છે આ માટે તેને મીઠુ નાખેલું થોડુ થોડુ નવાયુ પાણી પાવામા આવે છે

બાળક જ્યારે એવીજ કાઈ નુકશાનકારક વસ્તુ અધિક ખાઇ જાય છે ત્યારે તેને ગરમ પાણીમા ચમચો મીઠુ પાવામા આવે છે મીઠુ પાવાથી ઉલ્ટી થાય છે કે જેથી આરામ થાય છે

રૂશિયામા બાળક જન્મતા જ તેના શરીરે મીઠું ઘસવામા આવે છે ત્યાની બાનુઓનુ માનવુ છે કે આ પ્રકારે કરવાથી બાળક બિમાર થતું નથી

અફીણનો નીસો જ્યારે અધિક ચઢી જાય છે ત્યારે નવાયા (હસેકા) પાણીમા મીઠું મેળવીને તે વડે વારવાર દર્દીને ઉલ્ટી કરાવવામા આવે છે ( આથી દર્દીને નિદ્રા નહિ આવે, તે છતા જો તે બેહોશ થવા લાગે તો ગરમ ગરમ ચ્હા પાવી જોઇએ, એવા ઉપાય લેવા કે દરદીને નિદ્રા નહિ આવે )

વાળ ધોવાના મસાલામા મીઠાનો પ્રયોગ—વેસણમા મીઠું મેળવીને તે વાળોમાં ખુબ ચોળવાથી અને પછી પાણીથી ધોઇ કાઢવાથી વાળ ખુબ સાફ થઇ જાય છે

હાથમા ડુંગળીની વાસ—ગંધ આવતી હોય—મીઠાવડે હાથોને ખુબ મસળવા અને પછી ગરમ પાણીથી ધોઇ કાઢવુ

ડુંગરીથી ગંધાતા ચપ્પુ છરીઓ, થાળી વાડકા, વાસણ સાફ કરવા મીઠાથી તમને ખુબ માજવા અને ગરમ પાણીથી ધોઇ કાઢવા

પગળ—ઘાસની સાદડી સાફ કરવી —મીઠાથી મિશ્રીત પાણીમા જાડા લુગડાનો ટુકડો બોળો અને સાદડી પર ઘસો, પછી કોરા કપડા વતી લુછી નાખો મીઠુ સાદડીને પીળી પડી જતા અટકાવે છે



# तोफानी वरसाद

( અનુવાદક રમણીકરાય જેઠાલાલ દવે )

ઉઠો જલ્દી ઉઠો, આ ઝર ઝર અવાજ શાનો થાય છે? અરે ઘરમાં એક ફુટ પાણી ભરાઇ ગયુ છે માટે જલ્દી ઉઠો

મહેશચન્દ્રની ઉંઘ ઉડી ગઈ, ને આખો મસળતે મસળતે ઉભો થયો, અને જોયુ તો ઘરમા એક ફુટ પાણી ભરાઇ ગયુ છે, અને વધારે ભરાય છે આ જોઇને મહેશચન્દ્ર ગભરાઇ ગયો, હૃદય કંપવા લાગ્યુ, હાથ પગ નરમ થઇ ગયા અને ધાર્યું કે હવે મૃત્યુ નજદિક છે ચાલો આપણે જોડેના ઘરમા જઇએ અને કોઇને બોલાવી લાવીએ એમ કહીને બન્નેએ એક બીજાનો હાથ પકડયો અને બારણુ શોધવા મહેશચન્દ્ર આગળ ચાલ્યા

ઘોર અંધારૂ હતુ મહેશચન્દ્ર દિવાની મદદથી આગળ વધ્યો, કમળા [તેની સ્ત્રી] એ તેનો હાથ ઝાલીને કહ્યુ મને પહેલા આગળ જવાદો, આપ આ બાળકને સાચવીને લાવો કમળાએ બાળકને મહેશચન્દ્રને આપ્યો

કમળા જ્યા ઉભી હતી ત્યા આગળ કમાડ હતુ કમળાએ ઉતાવળી થઇને બારણુ ' ખોલ્યુ કે તરતજ બહાર આગણાનુ પાણી બધુ ઘરમા આવ્યુ કમળા પાણીના ધક્કાથી પડી ગઇ અને પાણીના જોસથી પાછી ઘરમા ગઈ ઘરમા લગભગમાથોડુ પાણી ભરાઈ ગયુ ને કમળા ડુબવા લાગી તેણી થર થર સ્વરે-" બોલી "મને બચાવો "

મહેશચન્દ્ર તરતો હતો તેણે કમળાના તરફ જવા માડ્યુ એટલા ઘર કે જે માટીનુ હતુ તે પડી ગયુ અને છાપરાની એક વળી મહેશચન્દ્રની કમ્મર ઉપર જોરથી પડી મહેશચન્દ્રે જોરથી બુમ મારી 'હુ મરી ગયોરે મને કોઇ બચાવો," તેની પાસે એક લાકડુ હતુ તે પણ છુટી ગયુ

મહેશચન્દ્ર હવે તરી ન શક્યો સદ્‌ભાગ્યે તેના હાથમા એક લાકડુ આવ્યુ એનો તેણે આશરો લીધો અને આખી રાત તે વહેનેજ હતો આગળ જતા વચ્ચે એક પીપળાનુ ઝાડ તેના જોવામા આવ્યુ તે બહુજ થાકી ગયો હતો અને લાકડાની મદદથી તરફડીયા મારતે મારતે મહા પરાણે તે પીપળાના ઝાડ પાસે આવ્યો, અને લાકડાને છોડી દઇને ઝાડ ઉપર ચઢી ગયો અને પડે નહિ તે માટે તેને પોતાના ધોતીયાનો એક છેડો ઝાડને બાંધ્યો અને નિરાંતે બેઠો આ નિરાંત તેના ભાગ્યમા ન હતી એને થોડીક વારમાજ પોતાની સ્ત્રી અને પુત્રની ચિંતા થઈ હુ ક્યાથી ક્યા આવ્યો ને બાળક ક્યા, કમળા ડુબી ગઇ હશે કે મરણને શરણ થઇ હશે, અરેરે એનુ શુ થયુ હશે તે ઘરની નીચે દબાઇ ગઇ હશે કે પછી ક્યાની ક્યા તણાઈ ગઈ હશે આવી જાતના વિચાર કરતા કરતા મહેશચન્દ્રની આંખોમા આંસુ આવી ગયા, એનુ હૃદય અત્યન્ત આકુળ વ્યાકુળ થઇ ગયુ

આખો દિવસ એ ખાધા પિધા વગર ઝાડ ઉપર બેસી રહ્યો ઇશ્વરની લીલા અપાર છે મહેશની ચારે બાજુ પાણીજ પાણી આ પાણીમા આખી રાત તણાયો હતો પાણીના કારણથી આટની બધી તેની દુરદશા થઈ, તેણે ચારે બાજુએ ફરી નજર ફેરવી જોઇ પણ પાણી સીવાય બીજું કશુ ન જણાયુ તેણે વિચાર્યું કે હવે આપણુ મરણુ નજદીક છે એમ ધારીને એણે પરમેશ્વરને સભાર્યા એટલામા આઘેથી એક હોડી આવતી જણાઇ હોડી જોઇ મહેશચદ્રે જીવવાની આશા બાધી

ગીરીશપુરના જમીનદાર વિષ્ણુશર્મા બહુ દયાળુ સ્વભાવના હતા એમણે જોયુ કે ગામમા પાણી બધે ફેલાઇ ગયુ છે, અને લોકો બિચારા ઘર, ધન, પ્રજા વિગેરેથી વિખુટા પડી ગયા છે આ જોઇને તેનુ હૃદય પીગળી ગયુ અને પોતાના મોટા વિશાળ મકાનમા જેમણે તેમને લાવીને એક બાજુ રહેવાની સગવડ કરી આપતા તે ઉપરાંત એમણે સદાવ્રત પણ ખોલ્યુ હતુ આઠ દસ માણસોને બહાર તણાતા લાવવા માટે મોકલ્યા હતા

મહેશચદ્રની નજર આવતી હોડી ઉપર પડી હોડીનું કામ એ હતુ કે જે માણસો પાણીમા તણાઇને આ ઝાડ ઉપર ચડી ગયા હોય અથવા તણાતા હોય તેમને લઇને વિષ્ણુ શર્માને ત્યા પહોચાડવાનુ કામ કરતા હતા જ્યારે હોડી નજદીક આવી ત્યારે મહેશચદ્રનો હર્ષ માયો નહિ અને ઉતાવળથી બાધેલુ ધોતીયુ ઝાડથી છુટુ કરીને નીચે ઉતરવા માડ્યુ હોડી-વાળે કહ્યુ — " ભાઇ ઉતાવળ ના કરશો, ધીમે ધીમે ઉતરો નહિતો પડી જશો "

પરતુ મહેશચદ્રે તે જાણે ન સાભળ્યુ હોય તેમ ઉતાવળે ઉતાવળે ઉતરવા માડ્યુ આખો દિવસનો ભૂખ્યો અને પાણીની અદર તણાતો અને તરતો આવેલો હતો તેથી તેનુ શરીર નબળુ થઇ ગયુ હતુ એકાએક તેનો પગ ઉતરતા ખસ્યો અને પાણીમા પડ્યો અને ડુબ્યો

પરમાત્મા ! તમે મહેશચદ્રના નસીબમા શુ લખ્યુ હતુ પહેલા એની સ્ત્રી અને એના બાળકનો નાશ કર્યો અને હવે એને પણ ડુબાડીને મારી નાખ્યો

( ૨ )

મહેશચદ્રને જ્યારે ભાન આવ્યુ ત્યારે તેણે પોતાને પલગમા સુતેલો જોયો વાત એ હતી કે જ્યારે મહેશચદ્ર પાણીમા પડ્યો કે તરત જ તે પાણીની અદર ડુબ્યો હતો જ્યારે તે પાછો ઉપર આવ્યો ત્યારે હોડીવાળાઓએ તેને લઇને હોડીમા નાખ્યો તેના પેટમા થોડુ પાણી ભરાઇ ગયુ હતુ પણ તેને હોડીવાળાઓએ નીચે રાખીને પાણી કાઢી નખાવ્યુ, પણ તેને ભાન ન હતુ આવી સ્થિતિમા તેને ગીરીશપુર લઇ ગયા, અને વૈદ્યો અને ડાક્ટરોની દવાથી તેને ભાન આવ્યુ ભાન આવતાની જ સાથે તે પુત્ર, સ્ત્રીને માટે વ્યાકુળ થવા લાગ્યો " પ્રિય કમળા, કમળા " એમ બુમો મારવા લાગ્યો પાસે જમીનદાર વિષ્ણુશર્મા ઉભા હતા તેમણે કહ્યુ —" ગભરાઓ નાહ, આપનુ શરીર બહુજ અશક્ત થઇ ગયુ છે, પહેલા થોડુક ખાઇ લ્યો પછી તમારે જે વાત કહેવી હોય તે કહેજો "

મહેશચદ્ર બરોબર ભાનમા આવી ગયો હવે તેને થાક ઉતરી ગયો હતો, તે પલગ ઉપર બેઠો થઇને નીચે ઉતરવાની હિમત કરવા લાગ્યો વિષ્ણુશર્માએ તેને પલગમા જ બેસી રહેવાની સુચના કરી અને નોકરોને કઇ ઇસારો કર્યો

નોકરોએ ઇસારો જોઇને તરત જ ગરમ ગરમ દૂધને મીઠાઇ લાવીને હાજર કરી મહેશ ખાઇને સતોષ પામ્યો તેના શરીરમા કાંઇ થોડીક શક્તિ પણ આવી. તેને પલગમાથી નીચે

ઉતરવાની મનાઇ હતી, તો પણ નીચે ઉતર્યો અને જમીનદારના પગમા લાંબો થઇને પ્રણામ કર્યા વિષ્ણુશર્માએ તેને ઉભો કર્યો અને તેણે સર્વ વાત પૂછી, આથી મહેશે સર્વ વાત કહી એ સાભળી જમીનદારની આંખોમા આસુ આવ્યા, અને કહ્યુ–"ભાઇ આજતો ગત થઇ ગઈ છે પણ કાલે સવારે તમારી સ્ત્રી અને બાળકની શોધ કરાવીશુ હાલ આપ નિરાતે સુઇ જાઓ "

આવુ કહીને તે જમીનદાર ચાલ્યા ગયા, પણ મહેશચદ્રને જરા પણ ઉંઘ ન આવી એનુ હૃદય જર્જર થઇ ગયું હતુ એ જુદી જુદી જાતના વિચારો કરી રહ્યો હતો, કદાચ જો તેને એકાદ ઉંઘનુ ઝોકુ આવતું તો તેને ખરાબ દુખનુ સ્વપ્નુ આવતુ અને ગભરાઈ જતો

રાત ગમે તેમ કરીને વીતી તો ખરી અને સવાર થયુ વિષ્ણુશર્માએ મહેશચદ્રને તેના દિવાનખાનામા બોલાવ્યો તે પહેલા આઠ દસ માણસોને તેની સ્ત્રી અને પુત્રની શોધ માટે મોકલ્યા હતા મહેશચદ્ર મોટા માન સહિત જમીનદારને ત્યા રહેતો હતો મહેશચદ્ર પોતાનો બધો બનેલો હેવાલ ફરીથી શેઠને કહ્યો અને તેની આખમા આસુ આવ્યાં, મહેશચદ્ર શોધવા નીકળેલા મનુષ્યોની ગહ જોતો હતો પણ કોઇને જોઇ શકયો નહિ પાણી હવે ઓછુ થઇ ગયુ છે મહેશચદ્ર પણ શોધવા માટે તૈયાર થતો હતો પણ વિષ્ણુશર્માએ તેને રોકી રાખ્યો હતો

સધ્યાકાળ થવાની તૈયારી હતી આઠ વાગી ગયા હતા અને નવ પણ વાગવાની તૈયારી હતી પરતુ કોઇ ન આવ્યુ, મહેશચદ્ર વાળુ કરીને સુવાની તૈયારી કરતો હતો પણ તેને ઉંઘ ન આવી આખી રાત એણે બેઠે બેઠે વિતાવી સવાર થયુ, બધા સાથે બેઠા હતા ત્યા જે સોધવા નીકળેલા માણસો પણ આવતા હતા આ લોકોને જોઇને મહેશનુ હૃદય ધડકવા લાગ્યુ જમીનદારની પાસે પેલા લોકો આવ્યા અને પ્રણામ કર્યા બાદ તેઓ એક બાજુ ભીતને ટેકો રાખીને ઉભા, શેઠે પૂછ્યુ કેમ મહેશચદ્રની સ્ત્રી અને પુત્રનો પત્તો લાગ્યો ?" શેઠનો સવાલ સાભળીને એક એકના મ્હો સામુ જોવા લાગ્યા, પણ છેવટે તેમાંના એક જણે કહ્યુ, "નાજી મહેશચદ્રની સ્ત્રી તથા બાળકનો પત્તો લાગ્યો નથી પણ એક ભયકર વાત છે તે કહેતાં તો અમારી છાતી ફાટી જાય છે "

વિષ્ણુશર્મા ઉતાવળથી બોલ્યા—" બોલો શું છે જલ્દિ બોલો !"

સાહેબ, અમે એમ સાભળ્યુ છે કે કુદનપુરનો પણ

વિષ્ણુશર્મા—" શુ તે પણ તણાઇ ગયુ કે શુ ? બોલો જલ્દિ બોલો ?

નોકર—" હાજી એમ જ "

આ સઘળો વૃતાંત સાભળીને વિષ્ણુશર્માની આંખોમા આસુ વહેવા લાગ્યા " હાય મારી લક્ષ્મી " એમ કહીને રડવા લાગ્યો મહેશચદ્ર તો બિચારો સજ્જડ થઇ ગયો

કુદનપુરમા વિષ્ણુશર્માનુ સાસરૂ હતુ એમની પ્રિયપત્ની લક્ષ્મી હાલ ત્યા હતી તે બહુજ દયાળુ હતી તે બિચારી સહેજ તેના પિએર મળવા માટે ગઇ, ને તેનો શુ કાળ થયો આવી દશા જોઇને વિષ્ણુશર્માના દુખનો પાર ન રહ્યો

( ૩ )

" એ ગાડીવાળા ગીરીપુર આવવુ છે ! " હા " શું ભાડુ લઇશ ! "

" પાચ રૂપીઆથી ઓછુ નહિ થાય બસ એકજ વાત કહી દીધી છે કેમકે ત્યાની સડક બહુ ખરાબ છે ને રેત પણ પુષ્કળ છે.

રામેશ્વરે કહ્યુ—જો સાભળ ભાઇ, અમે લોકોની મદદને માટે જઇએ છીએ માટે ભાડુ વ્યાજબી કહે તને ખબર છે કે ગીરીશપુરની સ્થીતી કેવી ખરાબ થઇ છે ગરીશપુરના માટે કલકત્તામા એક મોટી સસ્થા સ્થાપી છે, અને ત્યા પૈસાનુ ઉઘરાણુ કરીને ત્યાના લોકો કે જે નિરાધાર વસ્ત્ર વગરના થઈ ગયા છે તેઓ માટે અમો અન્ન અને વસ્ત્રો લઇને ત્યાં જઇએ છીએ, અમે અમારો સ્વાર્થ છોડીને અમે પણ અમારાથી બનતી મહેનત બજાવવા માટે તૈયાર થયા છીએ, તો તને જરા પણ તે લોકો ઉપર દયા નથી આવતી માટે ભાઇ તુ પણ તારો નફો કાઢીને રીતસર ભાડુ કહેને

રામેશ્વરના આ શબ્દો સાભળીને ગાડીવાળાના મનમા દયા ઉત્પન્ન થઈ અને તેને કહ્યુ કે જાવ તમે જે આપશો તે લઇશ '

રામેશ્વરે તેમના જોડીદારોને પૂછીને ગાડીવાળાને ચાર રૂપીઆ ભાડાના આપવાના કરીને કહ્યું કે ભાઇ અમારે દસ ગાડીઓ જોઇએ છીએ માટે બીજી ગાડીઓ મગાવ આથી ગાડીવાળાએ બીજી ગાડીઓ મગાવી

ગાડીઓ આવી આઠ ગાડીઓમા સઘળો સામાન ભર્યો અને બાકીની બે ગાડીઓમા સ્વયસેવકો બેઠા ગાડીઓ ચાલી, રસ્તો બહુજ ખરાબ હતો સડકનુ ઠેકાણુ ન હતુ અને પુશ્કળ રેત, અને કીચડ હતો ગાડીઓના પૈડા પણ કળી જતા હતા સ્વયસેવકો કે જેઓ બેરીસ્ટરો, વકીલો, શેઠ સાહુકારોના છોકરાઓ હતા તેઓ જરા પણ મહેનતથી પાછા ન પડતા તેઓ જાતે મહેનત કરીને કીચડના ખાડામાથી પૈડાને જોર કરીને કાઢતા હતા રસ્તો બહુ ખરાબ તથા ઝાડીવાળો હતો જેમ જેમ તેઓ આગળ ચાલતા થયા તેમ તેમ ઘણી માણસોની લાસો અને મરેલા જનાવરો જોયા આ સ્થળ આગળ તો એવી ખરાબ દુર્ગંધ મારતી હતી ત્યા એક ક્ષણ પણ ઉભું ન રહેવાય તો પણ આ સ્વયસેવકોએ તો પોતાના દેશની ખાતર જેમ તેમ કરીને આગળજ ચાલતા અને મધ્યાકાળના વખતે તેઓ ગીરીશપુર પહોચ્યા જમીનદાર વિષ્ણુશર્મા કે જે દયાળુ હતા તેમનુ સીરનામુ તેમની પાસે હોવાથી તેઓ તેમની પાસે ગયા

વિષ્ણુશર્માએ પણ આ લોકો શા માટે આવ્યા છે તે સર્વ સાભળીને તેમને માટે ખાવા પીવાનો બંદોબસ્ત સારો કર્યો હતો તેથી સ્વયસેવકો પણ તેમને આશિષ આપતા સવાર થયુ તે વખતે સ્વયસેવકોએ જવા માટે રજા માગી અને કાઇ મદદ માટે યાચના કરી અને જણાવ્યુ કે જે ઘરો તણાઇ ગયા છે ને જે અનાથ અને ઘર વગરના થઇ ગયા છે તેમને માટે એક નાનુ ગામ બનાવવુ છે માટે આપના તરફથી મદદ થાય તો સારૂ "

વિષ્ણુશર્માએ તરતજ સ્વયસેવકોને બે હજાર રૂપીઆ આપ્યા અને ગાડીઓ ગાડા વિગેરેની મદદ આપી અને કહ્યું કે જો જરૂર પડે તો પછી રૂપીઆ મગાવજો વિષ્ણુશર્માનું દયાળુ અતઃકરણ જોઇને સ્વયસેવકો તો પાણી પાણી થઇ ગયા સ્વયસેવકોનો નેતા રામેશ્વર હતો તેણે કહ્યુ—જમીનદાર સાહેબ, આપે જે મદદ કરી છે અને હજુ પણ મદદ આપવાનુ કહો છો એ જાઇને અમને ઘણો આનદ થાય છે આપનુ નામ અમર રહેશે ખરેખર આપતો મનુષ્યધારી દેવ પુરૂષ છો

વિષ્ણુશર્માએ હસતે હસતે કહ્યુ—માફ કરો બહુ થયુ તમે બધા તો મોટા મોટા પૈસાદાર માણસના છોકરાઓ આટલુ બધુ કષ્ટ વેઠો છો તે કાઇ ઓછુ છે ? મે તમને તમારા કામમા શુ મદદ કરી છે ? હવે એ વાતને જવાદો બીજુ એક તમારે એ જોવાનુ

રામેશ્વર—હમણાંજ ?-હમણાં કેમ ? આ રાત્રી અહિં રહીને પાછી સવારે જઇશું

મહેશચંદ્ર—"નહિ પંડીતજી" હમણાંજ જવું પડશે આપણો બધો સામાન તૈયાર છે અને આપણે પણ અહિં ઠીક આરામ લીધો છે હવે આપણને થાક હોય તેમ જણાતું નથી માટે હમણાંજ જવું પડશે. એક અગત્યનું કામ છે તેથી હું કહું છું

સ્વયંસેવકોએ મહેશચંદ્રની વાત માની અને તેઓએ ગાડીઓ તૈયાર કરવા માંડી, એક ગાડી રોગી સ્ત્રીને અને કમળાને બેસવા માટે ખાલી રાખી હતી તેમાં તેઓને બેસાડયાં રસ્તામાં ઘણાં સંકટો વેહતા વેહતા સ્વયંસેવકો રાતે ગિરીશપુર પહોચ્યા, ગાડીઓનો અવાજ સાંભળી વિષ્ણુશર્મા બહાર ફાનસ લઇને નીકળ્યા તેમની આંખોમાં નિદ્રા તો હતીજ નહિ કેમકે તે બિચારાની તો પોતાની સ્ત્રી લક્ષ્મીના વીરહથીજ નિદ્રા ઉડી ગઇ હતી અને તે તો લક્ષ્મીને શોધવા ગયેલા લોકોની રાહ જોતો હતો, ફાનસના આધારે વિષ્ણુશર્માએ મહેશચંદ્રને ઓળખ્યો અને બોલ્યો—" કોણ મહેશચન્દ્ર ? અત્યારે રાત્રે ! "

મહેશચંદ્ર " હાજી, અત્યારે આવવાનું એક કામ છે સ્વયંસેવકો પણ મારી સાથે આવ્યા છે એમને માટે એક ખાલી રૂમ કરાવી આપો, અને મારી સાથે એક માંદી સ્ત્રી છે, તેને માટે તો આપનો જ રૂમ આપજો "

વિષ્ણુશર્માએ વિસ્મય પામીને કહ્યું—" શું મારોજ રૂમ આપવાનો છે ! "

મહેશચન્દ્રે મશ્કરીમાં—જી હા, હા, તમારાજ રૂમમાં તેને ઉતારવાની છે "

વિષ્ણુશર્માએ આશ્ચર્યની સાથે તેમનો રૂમ ઉઘાડી આપ્યો લક્ષ્મીને હવે લગભગ બધો રોગ નષ્ટ થયો હતો કમળા અને લક્ષ્મી બન્ને જણી એક એકના હાથની મદદથી અંદર ચાલવા માંડયું અને પાછળ મહેશચન્દ્ર અને તેની પાછળ વિષ્ણુશર્મા અને સ્વયંસેવકો હતા વિષ્ણુશર્મા એ સ્વયંસેવકોને એક રૂમમાં લઇ ગયા કમળા અને લક્ષ્મીને મહેશચંદ્ર એક રૂમમાં લઇ ગયો, કમળાએ એ પલંગ ઉપર લક્ષ્મીને સુવાડી અને કમળા પંખો નાખવા લાગી, જ્યારે વિષ્ણુશર્મા ત્યાં તે રૂમમાં આવ્યા ત્યારે મહેશચન્દ્રે દીવો ઉંચો કરીને દીવાનો પ્રકાશ માંદી સ્ત્રીના ઉપર પાડયો પ્રકાશ પડતાની સાથેજ વિષ્ણુશર્માએ ગભરા ગભરા થઇને મહેશચન્દ્રને પૂછયું—" આ સ્ત્રીને તમે કયાંથી લાવ્યા અને તેનું નામ શું લક્ષ્મી છે

કહો જલ્દિ કહો ભાઈ

" હાજી એતો આપની પત્ની લક્ષ્મી જ છે " એટલામાં લક્ષ્મી બેઠી થવા જાય છે, પણ કમળાએ તેને બેઠી થવા માટે ના પાડી અને કહ્યું કે—"હજુ તમારામાં બહુજ અશક્તિ છે માટે સુઇ રહો "

આજે વિષ્ણુશર્માના આનંદનો પાર રહ્યો નહિ અને મહેશચન્દ્રને છાતી સરખો દબાવીને બોલ્યો " હે પ્રિય ભાઇ, હું આ તમારો કરેલો બદલો જીંદગી સુધી ભૂલીશ નહિ "

મહેશચન્દ્ર બોલ્યો આ વિષયમાં મારૂં કશુંજ કામ નથી પણ તે તો બધું આ સ્ત્રીનું કામ છે

વિષ્ણુશર્મા—આ સ્ત્રી કોણ છે !

મહેશચન્દ્ર—" તે મારી સ્ત્રી છે "

વિષ્ણુશર્માના હર્ષનો હવે પાર રહ્યો નહિ સ્વયંસેવકો આ બધી વાતથી અજાણ્યા હતા છેવટે સ્વયંસેવકોના ઉપરી રામસેવકે મહેચન્દ્રને કહ્યું કે "ભાઇ આ બધો શું મામલો છે?"

મહેશચન્દ્ર—ભાઇ તમે એકવાર બધા બેસી જાવ પછી હું બધી વાત કહું આવા

શબ્દો સાંભળતાંજ બધા સ્વયંસેવકો બેસી ગયા અને બધી બનેલી વાત મહેશચન્દ્રે કહી સંભળાવી પછી તેણે પોતાની સ્ત્રી કમળાને કહ્યું કે તમારૂં શું થયું હતું !

કમળા તેણીના કોમળ સ્વરથી બનેલી વાત કહેવા લાગી " જ્યારે હું તમને બચાવવા આવી ત્યારેજ હું ડુબી અને જ્યારે ઉપર આવી ત્યારે મારા હાથમાં એક લાકડું આવ્યું અને એને પકડીને હું તણાવા લાગી તણાતાં તણાતાં હું બેભાન થઇ ગઇ જ્યારે હું ભાનમાં આવી ત્યારે મેં જોયું તો હું એક સારા મકાનમાં એક પલંગ ઉપર સુતેલી હતી પણ ઘર પુરુષનું મને જણાવાથી હું પલંગમાંથી બેઠી થઇ અને બહાર જવા લાગી, એટલામાં એક માણસ ત્યાં આવ્યો. તેમણે મને બહાર જવા માટે ના કહી અને કહ્યું કે હજુ તમે અશક્ત છો. હવા ફરવાથી બિમાર થશો માટે હજુ બેએક દિવસ આરામ કરો અને પછી તમને હું જાતે તમારા ઘેર મૂકવા આવીશ માટે હાલ તો આરામ કરો પછી મેં તેમના બોલ ઉપર વિશ્વાસ રાખીને રહેવાનો વિચાર કર્યો દિવસ વીતી ગયો રાત્રી પડી હું વાળુ કરીને સુઇ રહેવાની તૈયારીમાં હતી એટલામાં તે પુરૂષ કે જેણે મને ઉઠવા મનાઇ કરી હતી તે પુરૂષ ત્યાં મારી રૂમમાં આવ્યો મને ચિન્તા અને દુઃખને લીધે નિંદર ક્યાંથી આવે ? એને મારી નજદીક આવતો જોઇ હું એકદમ બેઠી થઇ ગઇ એ દુરાચારી પુરૂષે આવીને મારી આગળ એની કામના પ્રકટ કરી પહેલા તો મારે અને એને બન્ને વચ્ચે થોડો ઝઘડો થયો, પણ મેં ધાર્યું કે આ ઝઘડાનું રૂપ ખરાબ આવશે અને ચોક્કસ એમાં મારા શીયળનો ભંગ જરૂર થશે. એમ ધારીને મેં તે પુરૂષ કે જે નીશાબાજ અને જેને એક દિવસ પણ દારૂ વગર ન ચાલે તે પુરૂષની સામે યુક્તિ કરી, અને કહ્યું કે –" જો અત્યારે તમારી ખરેખરી વાસના હોય તો જાવ અને કાંઇ થોડા દારૂ લાવો આ દારૂડીઆ પુરૂષને દારૂની વાત કહેતા તે તો તત્તજ ત્યાંથી ઉઠીને જોડેના રૂમમાં દારૂ લેવા ગયો તે દરમીઆન મેં પણ ધીમેથીપાછળ પાછળ જવા માંડ્યું એ જ્યારે બીજા રૂમમાં ગયો ત્યારે મેં પાસેની સીડી ઉપરથી ઝટ ઝટ ધીમે પગલે નીચે ઉતરવા માંડ્યું હું નીચે ઉતરીને કમ્પાઉન્ડની બહાર દોડી ગઇ અને આખી રાત તો મેં ચાલચાલજ કર્યું છે મને ખબર નથી કે એક રાતમાં કેટલા ગાઉ ચાલી હઇશ પછી સવાર થયું, ત્યારે હું પેલા ગામમાં આવી કે જ્યાં તમે બધા મને મળ્યા હતા તે ગામમાં, ગામની બહાર મેં એક ઝાડ નીચે આ બાઇ ( લક્ષ્મી ) ને પડેલી જોઇ મેં તેની ખબર પૂછી એમણે કહ્યું કે હું પીએરથી સાસરે જતી હતી તેવામાં તો મારી ગાડી પાણીની રેલથી તણાઇ ગઇ અને હું તણાતે તણાતે અહિં આવી છું હું બચી તો છું પણ મને તાવ ઘણો સખત આવે છે એમ કહ્યું તેટલામાં તો તેને મૂર્છા આવી આ સ્ત્રીને મૂર્છા આવી ત્યારે મેં થોડુંક પાણી છાંટીને હું તેને મારા સાલ્લા વતી પવન નાખવા લાગી જ્યારે તેણી શુદ્ધિમાં આવી, ત્યારે મેં કોઇ સ્થળે આમને મરતા સુધી રાખવાનો વિચાર કર્યો. અને હું ત્યાં આગળ ગામમાં તપાસ કરવા લાગી, પણ ગામમાં તો માત્ર મંદિર સિવાય જગ્યા ન હતી પણ ત્યાં હું ગઇ ત્યારે મને તે મંદિરના અભિમાની મહંતે કહ્યું કે આ મંદિરમાં કોઇને આવવાનો અધિકાર નથી માટે હાલને હાલ તું મારા મંદિરની બહાર નીકળ મેં બધી વાત કહી અને તે મહંતના મ્હોડા આગળ હું કરગરી રતા તે મહંતે ચોક્ખી ના પાડી હતી પછી હું જ્યારે પાછી આવી હતી ત્યારે મને આ ઝુંપડી દેખાઇ એથી હું તે ઝુંપડી તરફ વળી ત્યાં એક વૃદ્ધ પુરૂષ રહેતો હતો તેને મેં મારી સર્વ હકીકત કહી આથી તે દયાળુ વૃદ્ધ પુરૂષે કહ્યું કે આવો બ્હેન, ભલે સુખેથી આવો આ ઝુંપડી તો મેં બેજ દિવસથી બનાવી છે પણ તે જુઓ નસીબમાં

હોય તેજ તેમારહે માટે ચાલો બ્હેન કહો ક્યા છે તે માદી સ્ત્રી ચાલો આપણે જઇને તે સ્ત્રીને અહિ લાવીએ પછી હું અને તે વૃદ્ધ પુરૂષ ગયા અને લક્ષ્મિને તે ઝુંપડીમા લાવ્યા બિચારા વૃદ્ધ પુરૂષે અમને ઘણી મદદ કરી, અને કોઇ કોઈ જાતના ઝાડના વેલાના મુળીઓ લાવીને લક્ષ્મીને પાતો, પણ કાઇ આરામ થયો નહિ ને બે ત્રણ દિવસ પછી તો તમે બધા આવ્યા

સ્વયંસેવકો અને વિષ્ણુશર્મા એ કમળાની વાત સાંભળીને દીગ થઇ ગયા. અને બધાએ કમળાને ધન્યવાદ આપ્યો

થોડીવાર પછી મહેશચન્દ્ર બોલ્યો " વાળુ બધુ થયુ તો ઠીક પરન્તુ બાળક ક્યા છે?"

કમળા એકદમ ગભરાઇને બોલી "શુ બાળક આપની પાસે નથી !

'ના મારી પાસે નથી '

કમળાની આંખોમાથી ઝર ઝર આસુ વહેવા લાગ્યા તેટલામા વિષ્ણુશર્મા બોલ્યા કે શાન્ત થાવ, ગેડ છો શા માટે જુવો મહેશચન્દ્ર તમે ગયા તેજ રાત્રે એક સાધુ મારે ત્યા આવ્યા હતા અને તેમની સાથે એક બે વર્ષનો બાળક મને આપી ગયા છે, જુઓ તે તમારો બાળક છે'

તે સાધુ પુરૂષે કહ્યુ હતુ કે આ બાળકની મા અને બાપ અત્યારે આ વખતે તમારે ત્યા નથી અને આવે એટલે સોંપી દેજો તે પતિ પત્નિ બને સાથે આવશે તે ધાર જો કે તેજ આ બાળક ના માતા પિતા છે

આવુ કહીને વિશ્ણુશર્માએ તે બાળકને લાવવા માટે નોકરને મોકલ્યો નોકર તરતજ છોકરાને લઇને જલ્દી પાછો આવ્યો છોકરાને જોઇને કમળાનો હર્ષ માયો નહિ આ છોકરો કમળાનોજ છે એ બરોબર કમળાએ જોયુ તેની દસે આગળીએ ચક્ર હતા અને ડાબા ગાલે એક લાખુ હતુ તે ઉપરથી કમળાએ છોકરાને ઓળખ્યો

અહિઆ બધા લોકો આનદમા મગ્ન હતા બીજે દિવસે બધા સ્વયસેવકોએ ઘેર જવા માટે કહ્યુ પણ વિશ્ણુશર્માએ જવા ન દીધા અને તે લોકોને રાખ્યા, તે દિવસે એ બધા સ્વયસેવકો તથા બીજા વિશ્ણુશર્માના શરણે આવેલા લોકોએ એક સાથે બેસીને બધાએ મિષ્ટાન જમ્યા

બીજે દિવસે સ્વયસેવકો કલકત્તા જતા રહ્યા પછી એક વખત મહેશચન્દ્રે પણ જવા માટે કહ્યું, તે વખતે વિષ્ણુશર્માની આંખોમાથી આસુ આવી ગયા અને બોલ્યો કે હે બાઇ તમે ઘેર જઇને શુ કરશો? મારે હાલ અહિ મારા દવાખાનામા ડાકટરની ખાસ જરૂર છે, માટે તમને હુ અહિ મહિને બસો રૂપીઆના પગારથી રાખુ છુ માટે નિરાતે અહિ રહો તમને રહેવા માટે મકાન પણ આપીશ અને સુખેથી રહો આથી મહેશચન્દ્રે ત્યાં રહેવાનો વિચાર કર્યો અને રહ્યો જ્યારે સુખ કે દુખ આવે છે ત્યારે કાઇ કોઇને કહીને નથી આવતુ પણ ગમે તેટલુ દુખ પડે તોપણ હિમત હારવી નહિ

જે માણસ સંકટ વખતે હિમત છોડીદે કે હાય હવે મારી શી દશા થશે? હવે હુ શુ કરી માગ ભરી છોકરાનું શુ થશે, એ પ્રમાણે વિચારો કરીને હિમત છોડી દેવી નહિ. પણ ગમે તેટલુ સકટ આવે, બલેને તોફાની વરસાદની રેલો આવે કે ભલે દુખના ડુંગરો પડે તો તોપણ જરાપણ હિમત છોડ્યા વગર આપણુ કાર્ય કરવુ, તોજ મહેશચન્દ્રની માફક તેની તેજ સ્થીતીમા આવશો જે માણસ હિમત રાખતો નથી તે માણસ ચોકકસ દિવસે દિવસે દુર્બળ થાય છે

# श्री गोरक्ष योग विद्या

[ અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૧૪ થી ]

**ખેચરી મુદ્રા**—ચાલુ-જીવ્હાની નીચેની નસને એ પ્રમાણે રોમ રોમ માત્ર [ વાળ જેટલો ભાગ ] છેદન કરી, તે ભાગ ઉપર સિંધાલુણ અને હરડેનું ચુર્ણ ચોપડવુ પણ યોગીઓએ સિંધાલુણને બદલે કાથો ચોપડવો એવી રીતે સવાર સાંજ સાત દિવસ સુધી કરી પછી આગળ કહ્યા પ્રમાણે રોમ માત્ર છેદન કરવુ ફરી ઉપરની દવા લગાવવી એવી રીત ૭ માસ પર્યંત નિત્ય યુક્તિથી કરે તો જીવ્વાના મુળની નાડી જે જીવ્હાને કપાલ કુહરમા પહોચતા રોકે છે તે સુખ પૂર્વક કપાઈ જાય છે જીભને પાછી વાળીને ત્રણે નાડિયોનો માર્ગ જે કપાલ છિદ્ર, તેમા યોજે તો તે ખેચરી મુદ્રા છે. તેને વ્યોમ ચક્ર પણ કહે છે

તાળવા ઉપરના છિદ્રમા જીવ્હા પ્રવેશ કરીને એક ઘડી માત્ર ખેચરી મુદ્રા સ્થિર રહે તો યોગિને સાપ વિછી આદનુ વિષ ચડતુ નથી અને ઘડપણ, રોગ, મૃત્યુને જીતી શકે છે વળી-પલિત-અર્થાત ચામડીની કરચોલીયો પડતી નથી તેમ માથે પળીયા આવતા નથી તાલુના ઉપર છિદ્રની સન્મુખ જીન્હા રાખીને સ્થિર કરી ભ્રૂમધ્યગત ચદ્રમાથી નીકળતા અમૃતનુ પાન જે યોગી કરે તે એક પખવાડીયામા મૃત્યુને નિસદેહ રીતે જીતી લેછે એ નિશ્ચય છે અને જે યોગીનુ શરીર નિત્ય આ ચદ્રામૃતથી પૂર્ણ થઇ જાય તો તેને તક્ષક નાગ જો ડસે તો પણ તેને ઝેર ચડતુ નથી અને તે દુખી થતો નથી

જેમ અગ્નિ કાષ્ટને અને દીવો તેલવાળી બત્તીને છોડતો નથી તેમ ચદ્રામૃત પૂરિત દેહને જીવ કદાપિ છોડતો નથી આચાર્ય કહે છે કે, જે યોગી આ ચદ્રમૃતનુ રોજપાન કરે છે તેજ ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયો સમજવો નહિતો તો તે કુલ નાશક છે જીવ્હાને કપાલના છિદ્રમાં પ્રવેશ કરાવી ચદ્રામૃતનુ પાન કરવુ એ મહાપાતકોનો નાશ કરનાર છે

તાળવાની ઉપરના છિદ્રમા જીભનો પ્રવેશ થતા ગરમીથી ભ્રકૂટિની અંદર ડાબા ભાગમા રહેલુ ચદ્રામૃત દ્રવિત થઇ જીવ્હાગ્રમા પ્રાપ્ત થાય છે તેને અમર વારૂણી પાન કહે છે જ્યારે ઉપર પ્રમાણે જીભને ખેચરી મુદ્રાથી વધારી ઉપર કહેલી વિધિથી ચદ્રામૃતનુ પાન કરવામા આવે છે ત્યારે મુખમા ખારૂ, તીખુ, ખાટુ ગળ્યુ આદિનો સ્વાદ જણાય છે ત્યારે યોગીના રોગ તથા વૃદ્ધાવસ્થાનો નાશ થાય છે, શસ્ત્રનુ નિવારણ થાય છે આઠે સિદ્ધિ મળે છે અને દેહ ભાવ પ્રાપ્ત થાય છે સિદ્ધાંગનાઓનુ આકર્ષણ કરવાનુ સામર્થ્ય આવે છે

જીવ્હાને કપાલ છિદ્રમા લગાવી મુખ વિપરીત કરણીની માફક ઉચુ નીચુ કરી કુડલીનીના ધ્યાન સહિત પ્રાણાયામથી ભ્રકુટિથી દ્વિદલ કમળની નીચે કટસ્થ પાડશ દલકમલમા હૃદયયોગથી પ્રાપ્ત જે નિર્મલ ધારામય તરંગ સહિત ચદ્રામૃત રસ છે તેને યોગી પાન કરે, તો તેને જવરાદિ રોગ થતા નથી, તથા કમળના ગાળા જેવુ કોમળ શરીર બની ઘણા કાલ પર્યંત તે જીવી શકે છે

મેરૂ પર્વત જેવી સર્વથી ઉંચી સુષુમ્ણાના ઉપરના ભાગમા સ્થિત ચદ્રામૃતરૂપ જેમા સ્થિત છે એવા છિદ્રમા સત્વ ગુણાત્મા બુદ્ધિ રૂપે આત્મતત્ત્વ છે અને ગગા, યમુના, સર-

સ્વતી, નર્મદા સંજ્ઞક ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી આદિ નાડિયોના તે વિવરમાં મુખ છે એ દ્વાર ચન્દ્રમંડલગત અમૃત વ્યર્થ ચાલી જવાથી શરીર જરામૃત્યુને પ્રાપ્ત થાય છે એથી પ્રથમ કહેવામાં આવ્યું કે સુકરણ નામે ખેચરી મુદ્રા કરીને ચંદ્રામૃત વ્યર્થ અવિત નહિ થવા દેવાથી મૃત્યુ આવતું નથી આ મુદ્રા વગર દેહની સિદ્ધિ લાવણ્ય, બલ, વજ્ર સમાન દૃઢ શરીર થતું નથી

ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી હસ્તિજીહ્વા, એ નાડિયોનો પ્રવાહ ઉપલી તરફ છે તેના પ્રવાહ સંયુક્ત આત્માને સાક્ષાત પ્રકટ રાખનાર વિવર છે એ વિવરમાં ખેચરીમુદ્રા સ્થિત થવાથી અવિદ્યા અને અવિદ્યાનું કાર્ય શોક, મોહાદિ દૂર થાય છે

સમસ્ત બીજોમાં મુખ્ય એક સૃષ્ટિસમ બીજ છે બધા દેવોમાં ભગવાન મુખ્ય છે, તેમ સમસ્ત મુદ્રાઓમાં ખેચરી મુદ્રા મુખ્ય છે

**ઉડ્ડિયાનબંધ**—જે કારણથી ઉડ્ડિયાન બંધથી રોકેલો પ્રાણવાયુ કંઇ પણ વિશ્રામ ન લેતાં ઉડીને જેમ સુષુમ્ણામાં ગતિ કરે છે તે કારણથી ત્યાં મૃત્યુરૂપી હાથીની ઉપર સિંહ જેવો આ બંધ કહેવાય છે ઉડ્ડિયાન બંધનું સ્થાન-ઉદરની પશ્ચિમ બાજુ અને નાભિની નીચે આ બંધનું સ્થાન યોગીઓ કહે છે એથી આ બંધ આ સ્થાનમાં કરવો

અન્યગ્રંથનો આધાર—નાભીનો ઉપરનો તથા નીચેનો ભાગ ઉદરને-પેટને અડકે એવી રીતે પેટને પાછું અંદર ખેંચવું એને ઉડ્ડિયાન બંધ કહે છે, આ બંધ મૃત્યુરૂપી હાથીને નિવૃત્ત કરવા માટે સિંહ સમાન છે ઉત્તમ ગુરૂ પાસેથી અભ્યાસ કરીને આ બંધનો નિરંતર અભ્યાસ કરવાથી વૃદ્ધ પણ જુવાન થાય છે

નાભી (ડુંટી) ના ઉર્ધ્વાધ ભાગોને ખેંચીને પાછળ પીઠ સાથે અડકે ત્યાં સુધી અંદર ખેંચવી [ પેટ પોચું કરવું ] એવા આ બંધનો છ માસ સુધી રોજ અભ્યાસ કરે તો મૃત્યુ જીતાય છે બધા બંધોમાં ઉડ્ડીયાન બંધ ઉત્તમ છે તે દૃઢ થઇ જાય તો સ્વભાવ સિદ્ધિ મુક્તિ થાય છે આ બંધનો અભ્યાસ કરવાથી પક્ષિયોના જેવી ગતિથી સુષુમ્ણા દ્વારા પ્રાણ મસ્તકમાં બ્રહ્મરંધ્રમાં સ્થિત થતાં સમાધિ પ્રાપ્ત થાય છે અને સમાધિ થતાં મોક્ષ થાય છે એ સ્વાભાવિક મુક્તિ છે

**જાલંધર બંધ**—જાલંધર બંધ કંઠ સ્થાનમાં થાય છે તે અનેક રોગોને હરે છે શરીરના નાડી જાલનું બંધન કરે છે વ્યોમ ચક્રસ્થ ચંદ્રકામૃતને કપાલ કુહરસે નીચે પડવા દેતું નથી એ કારણથી તેને જાલંધર બંધ કહે છે

કંઠનું સંકોચન કરીને પ્રાણ વાયુની ગતિને રોકવી એ જાલંધર બંધ છે એથી ચંદ્રકલામૃત નીચે ઢળીને સૂર્ય રૂપ અગ્નિમાં પડતું નથી અને વાયુ કદાચિત વિરૂધ્ધ થતો નથી

અન્ય ગ્રંથનો આધાર—કંઠ નીચે હૃદયથી ચાર આંગળ ઉપર દાઢી રાખીને દૃઢ સ્થાપન કરવી તે જાલંધર બંધ વૃદ્ધાવસ્થા તથા મૃત્યુનો નાશ કરનાર છે કંઠના દૃઢ સંકોચન માત્રથી ઇડા પિંગલા બંને નાડિ સ્તંભિત થાય છે કંઠ સ્થાનમાં જે વિશુદ્ધ નામે ચક્ર છે તે અંગુષ્ઠાદિ બ્રહ્મરંધ્રાંત ષોડશ આધારોનું મધ્યમ ચક્ર છે આ ૧૬ આધારોનું વર્ણન કરવામાં આવ્યું છે

નાભીને પશ્ચિમ તાન રૂપ ઉડ્ડીયાન બંધ કરે (નાભીને પાછી બરડે અડે તેમ સંકોચવી) અને કંઠ નમાવી જાલંધરબંધથી ઇડા પિંગલા નાડિયોને સ્તંભન કરે, તે પછી પશ્ચિમ

માર્ગે સુષુમ્ણામા પ્રાણવાયુને પૂરવો આ વિધિથી વાયુની ગતિ બધ થતા પ્રાણવાયુ સ્થિર થઈ બ્રહ્મરંધ્રમા સ્થિર રહે છે એને **પ્રાણલય** કહે છે એથી મૃત્યુ, જરા, રોગ, દેહની ત્રિવલી, શ્વેત રોગતા,મૂર્છા, આળસ વિગેરે આવતા નથી

૧ મૂળબધ, ૨ ઉડ્ડીયાન બધ, અને ૩ જાલધર બધ એ ત્રણ બધ શ્રેષ્ઠ છે મત્સ્યેન્દ્રાદિ મહા સિદ્ધો વસિષ્ટાદિ મુનિઓ તેનુ સેવન કરતા હતા ઉપાયોથી સિદ્ધિ પ્રગટ થાય છે, જેથી ગોરક્ષાદિ સિદ્ધોએ જાણતા હતા તાલુના મૂળમા સ્થિત દિવ્યરૂપ ચદ્રમામાથી અમૃત સ્રવિત થાય છે તેને નાભિમા સ્થિત અગ્નિરૂપ સૂર્ય ગ્રાસ કરી લે છે, તેથી દેહને વૃદ્ધાવસ્થા આવે છે આ પ્રકરણમા એ સૂર્યના મુખ વચના અર્થાત જેથી ચદ્રામૃત સૂર્યના મુખમા ન પડે એ યુકિત કહી છે તથા વિપરીતકરણી મુદ્રા [ જેનુ વર્ણન આગળ આવશે ] પણ આમા ઉપયોગી છે એ સર્વનો અભ્યાસ ગુરૂ મુખથી સર્વ વિધિ જાણી ગુરૂ સમુખ કરવો યોગ વિદ્યાનો અભ્યાસ ગુરૂ વગર કરવો નહિ

**મૂલબધ**—અપાનવાયુને ઉપર ખેચીને પ્રાણવાયુની સાથે યોજવો, પગની એડીથી ગુદા અને લિંગના મધ્યે આવેલ યોનિ સ્થાનને દૃઢ દબાવવુ ગુદાદ્વારને દૃઢ સકુચિત કરવુ જેથી અપાન વાયુ બહાર ન નીકળે એને મૂલબધ કહે છે અપાનવાયુ અને પ્રાણવાયુને ઐકય કરી જે નિરતર મૂલબધનો અભ્યાસ કરે છે તેના મલમૂત્રનો ક્ષય થાય છે અને વૃદ્ધ પણ જવાન થાય છે

ગોરક્ષસહિતામા દસ મુદ્રાઓમા ૧ મહામુદ્રા, ૨ ખેચરી, ૩ ઉડ્ડીયાનબધ, ૪ જાલધર બધ, ૫ મૂલબધ એ પાચ મુદ્રાઓનુ વર્ણન ઉપર કરવામા આવ્યુ છે

બાકીની પાચમા ૧ મહાબધ, ૨ મહાવેધ, ૩ વિપરીતકરણી ૪ વજ્રોલી, ૫ અને શકિત ચાલન એ પાચ છે તેનો સાધારણ પ્રકાર પહેલા કહેલો છે તથાપિ વિશેષ પ્રકારે અન્ય ગ્રથાતર મતથી અત્રે તેનુ વર્ણન આપવામા આવે છે

**મહાબધ મુદ્રા**—ડાબા પગની એડિથી યોનિસ્થાનને ડબાવી જમણો પગ ડાબા ઉપર સ્થાપન કરવો અથાત મૂલબધ કરીને પછી જાલધરબધ કરીને વાયુને પુરી મનને મધ્ય નાડી સુષુમ્ણામા પ્રવૃત્ત કરી યથાશકિત કુભક કરીને મદ મદ રેચન કરવો એવી રીતે વામાગમા અભ્યાસ કરી બને અગોના અભ્યાસની સખ્યા સરખી કરવી આ સમસ્ત નાડિયોની ઉપરની ગતિ રોધક મહાસિદ્ધિદાયક મહાબધ છે તે મૃત્યુપાશને કાપનાર છે ઇડા, પિગલા, સુષુમ્ણા ત્રણેનો સગમ [ત્રીવેણી સગમ] ધારણ કરી મનને ભ્રકુટિમાં શિવ-સ્થાનમા સ્થિત કરવું જેમ કાંતિ, ગુણ, શોભાયુકત સ્રી એ પુરૂષ વગર વ્યર્થ છે, એવી રીતે મહાવેધ વિના મહામુદ્રા અને મહાબધ નિષ્ફલ છે એથી હવે મહાવેધ મુદ્રાનું વર્ણન કરીએ છીએ

**મહાવેધ મુદ્રા**—એકાગ્ર બુદ્ધિથી યોગીએ મહાવેધમુદ્રા આ પ્રકાર કરવી નાસાપુટથી [ નાકના છિદ્રથી ] પૂરક કરીને [ અદર વાયુને પૂરવો ] જાલધર બધ કરી વાયુની ઉર્ધ્વ ગતિને રોકી કુભક કરવો બને હાથની હથેળી જમીન ઉપર મૂકી પગની એડીને યોનિ-સ્થાનમા દબાવી હાથના ઉપર આધાર રાખી શરીર જમીનથી કાઈક ઉચુ કરવુ આ વખતે મુલબધ મુદ્રા રાખવી પછી મદ મદ રીતે પોતાના ચરીરાસનથી પૃથ્વીને અડવુ વળી ઉચા થવુ એથી વાયુ ઇડા, પિગલાનુ ઉલ્લઘન કરીને સુષુમ્ણામા જાય છે આ મુદ્રામા સ્વા-

નુભવથી તથા હરિગુરૂપદિષ્ટ માર્ગથી કહું છુ કે શરીર પૃથ્વીથી ઉચુ કરી ફરી જમીનને અફાડવાથી આ મુદ્રા દઢ રહેતી નથી કદાચ બળથી ગબે તો મુલબધ રહેતો નથી. એથી સુગમતો એ છે કે પદ્માસનથી આ કાર્ય સુખપૂર્વક થાય છે અને વળી સરળતા એ થાય છે કે હાથના જોરથી શરીર ઉઠાવવાથી મુલબંધ સુગમતાથી થાય છે

આ વિધિથી સુર્ય ચદ્રમા અગ્ન્યાત્મક ઇડા પિગલા સુષુમ્ણાનો સયોગ મોક્ષના હેતુ રૂપ છે એમ થવાથી નાસિકા પુટમાથી મદમદ રેચન કરવો આ મહાવેધના અભ્યાસથી અણિમાદિ અષ્ટસિદ્ધિ મળે છે વલિપલીત, કપ, થતા નથી

આ મહામુદ્રા, મહાબંધ, મહાવેધ મુદ્રાઓ ગોપ્ય [ ગુપ્ત ] છે વૃદ્ધાવસ્થા તથા મૃત્યુને દૂર કરે છે અને જઠરાગ્નિને વધારે છે અષ્ટસિદ્ધિ આપે છે આઠ પહોરમા આઠ વાર આનો અભ્યાસ કરવો એ પુણ્યને વધારે છે, પાપના સમૂહને વજ્ર સમાન કાપે છે, યોગીઓએ આ પ્રકારે રોજ થોડો થોડો વખત અભ્યાસ કરવો

**વિપરીતકરણી મુદ્રાની વિધિ**—ઉપર નાભિ આવે અને નીચે તાળવુ રાખવાથી નાભિસ્થ સૂર્ય ઉપર અને ભ્રકુટિમા રહેલ ચદ્રમા નીચે આવી જાય છે જેથી ચદ્રામૃત સૂર્યરૂપ અગ્નિમા પડતુ નથી એ વિપરીતકરણી મુદ્રા છે આ મુદ્રામા માથુ નીચે અને પગ ઉંચા રાખવામા આવે છે બન્ને પગ પદ્માસન વાળી બને હાથ અને માથુ જમીન ઉપર રાખી બંન્ને પગ ઉંચે રાખવા, અભ્યાસ વધતા પદ્માસન છોડી પગ ઉચા કરવા અથવા ફરી પદ્માસન વાળવું હાથ અને માથાના આધારે ઉધા ઉભા રહેવુ તેથી આ મુદ્રા થાય છે અભ્યાસથી સુગમ પડે છે પ્રથમ માથુ જમીન ઉપર મૂકવુ, હાથ જમીન ઉપર મૂકી ભીતની સહાયથી પગ ઉચા કરવા, અથવા કોઇ માણસ પાસે પગ ઉંચા કરાવવા, માથા નીચે પોચુ ઉસીકુ કે લુગડુ રાખવુ, અભ્યાસ થતા ભીતની સહાય લેવાની કે માણસની સહાય લેવાની જરૂર નહિ પડે ઘણાએ ખેલમા મદારી લોકો અને કસરત કરનાર લોકોને નીચે માથુ અને ઉપર પગ રાખી ઉભા રહેતા જોયા હશે

આ વિપરીતકરણી મુદ્રાનો રોજ અભ્યાસ કરવાથી જઠરાગ્નિ વધે છે, તેને જમવાનુ વધુ જોઇએ છીએ ભૂખ ઘણી લાગે છે જો આ મુદ્રાનો અભ્યાસ કરનાર ઓછુ જમે તો જઠરાગ્નિ પ્રજવલિત થઇ તેના દેહને સુકવી દે છે પહેલે દિવસે માત્ર થોડી વારજ માથુ જમીન ઉપર રાખી પગ ઉપર ઉચા રાખવા, પછી રોજ થોડી થોડી મિનીટ વધારતા જવુ એવી રીતે ધીમે ધીમે અભ્યાસ કરવાથી મુદ્રા સિદ્ધ થતા વલીપલિત છ મહિનામા દૂર થાય છે જો દરરોજ એક એક પ્રહર સુધી આ મુદ્રાનો અભ્યાસ વધારી સ્થિર રહી શકે તો તે કાલમૃત્યુને જીતે છે આ સબધમા ભાગ્યોદયમા શિર્ષાસન સબધી આવેલા લેખમાં વધુ વાચી ખુલાસો મેળવવો

**વજ્રોલી મુદ્રા**—જે વજ્રોલી મુદ્રા સિદ્ધ કરે છે તેને અણિમા સિદ્ધિ પ્રાપ્ત થાય છે આ મુદ્રામા બે વસ્તુની જરૂર હોય છે સ્ત્રી સગ પશ્ચાત દુગ્ધ પાન કરવુ અને પોતાને વશ વર્તનારી સ્ત્રી હોવી જોઇએ આ વજ્રોલી મુદ્રામા સગમ કર્યા પછી મદમદ ક્ષરિત થયેલા વીર્યને ઇદ્રિય સકોચન કરીને ઉપર ખેચવાનો અભ્યાસ સિદ્ધ કરવો તેથી વજ્રોલી મુદ્રાની સિદ્ધિ છે આ મુદ્રા સિદ્ધ કરતા પહેલા ૧૪ આગળની ચાદીની કે કાચની છિદ્રવાળી ભૂગળી બનાવવી જે ૧૨ આગળ સીધી અને બે આગળ વાકી રહે. એ ભૂગળી લિંગ છિદ્રમા

રોજ બએ આગળનો પ્રવેશ કરાવી એક બાજુથી ફુકીને વાયુનો પ્રવેશ કરાવવો એમ કરતા કરતા ૧૪ આગળ પ્રવેશ કરાવવાથી ઇંદ્રિય માર્ગ શુદ્ધ થાય છે ત્યારે આ માર્ગથી જલનુ આકર્ષણ કરવાનો અભ્યાસ કરવો અભ્યાસ સિદ્ધ થયા પછી વીર્યનુ આકર્ષણ કરે તો સિદ્ધ થાય છે જેને ખેચરીમુદ્રા અર્થાત પ્રાણજય સિદ્ધ હોય તેને વજ્રોલીની સિદ્ધિ થાય છે

આ મુદ્રામા સ્ત્રી સયોગથી જ્યારે બિદુ [ વીર્ય ] શરીરમાથી ચલાયમાન થતા તેને વજ્રોલી મુદ્રાથી ઉપર ખેચીલે અથવા ગરેલા બિદુને સ્ત્રીના રજસહીત આકર્ષણ કરી ઉપર ચઢાવી સ્થાપન કરી શકે છે આ પ્રકારે જે બિદુની રક્ષા કરે છે તે યોગી મૃત્યુને જીતી શકે છે બિદુના પતનથી મૃત્યુ અને તેની રક્ષાથી અમરત્વ પ્રાપ્ત થાય છે એથી આ વિધિથી બિદુને યોગી સ્થિર કરી શકે છે આ અભ્યાસથી શરીરમા બિદુધારણથી સુગંધિ પ્રકટ થાય છે જ્યા સુધી શરીરમા બિદુ સ્થિત છે ત્યા સુધી કાલનો ભય હોતો નથી.

વીર્ય ચિત્તને આધીન છે ચિત્તના ચલાયમાન થવાથી વીર્ય ચલાયમાન થાય છે અને ચિત્તની સ્થિરતાથી બિદુ સ્થિર રહે છે એવી રીતે શુક્ર અર્થાત વીર્યને આધીન જીવિત છે એથી વીર્યની સ્થિરતાથી જીવિત સ્થિર અને ચલાયમાન હોવાથી મરણ થાય છે, એથી શુક્ર અને મનની રક્ષા કરવી એ મુખ્ય છે

એવી રીતે રજોવતી સ્ત્રીના રજને બિદુસહિત આકર્ષણ કરીને ઉપર ખેચીને સ્થાપન કરનાર એવા વજ્રોલીના અભ્યાસ કરનારા યોગવેત્તા હોય છે, વજ્રોલીના સહજોલી અને અમરોલી એ બે ભેદ પણ છે વજ્રોલીનુ ફળ એજ સહજોલી તથા અમરોલીનું પણછે

ગાયના છાણાની ભસ્મ બનાવી તે જળમા મિશ્રિત કરી વજ્રોલી પશ્ચાત તે ભસ્મ સ્ત્રી પુરૂષે શરીરે ચોપડવી તે સહજોલી છે આ સાધનાઓમા ભોગ સહિત મોક્ષ પણ મળે છે જે યોગી પુણ્યવાન ધૈર્યવાન, તત્ત્વદર્શી અને નિર્મત્સરી છે તેને સિદ્ધ થાય છે જે મત્સરી અર્થાત અન્યનુ શુભ જોઇ દ્વેષ કરનારા છે તેમને સિદ્ધિ મળતી નથી

અમરોલિ કાપાલિક—અર્થાત કાન ફટે જોગીયોને વિશેષ રીતે ઇષ્ટ છે જે પુરૂષો ચદ્રામૃતનુ પાન કરી, નાસ પણ તેનો લે છે તથા વજ્રોલીનો અભ્યાસ કરે છે તે કાપાલિની અમરોલી છે

**સ્ત્રીની વજ્રોલી મુદ્રા**—જે સ્ત્રી અભ્યાસથી પુરુષના બિદુને ખેચી પોતાના રજની વજ્રોલી મુદ્રા કરી રક્ષા કરે છે તે પણ યોગિની છે વજ્રોલી મુદ્રાથી તેના રજનો નાશ થતો નથી તથા શરીરમા નાદ પણ ઉત્પન્ન થાય છે ચંદ્ર રૂપ બિદુનો સુર્યરુપ રજની સાથે બહાર સયોગથી સૃષ્ટિ અર્થાત ગર્ભ ઉપન્ન થાય છે જ્યારે અભ્યાસથી અદરજ એ બેનો યોગ થાય છે તો યોગ સિદ્ધિ થાય છે પરમ પદ મળે છે અને એ બેના અદર સયોગથી સમસ્ત દેવતા સ્થિર રહે છે રજ, બિદુ વજ્રોલીના અભ્યાસથી દેહમા પ્રાપ્ત થતા સર્વ સિદ્ધિ મળે છે જે સ્ત્રી રજને ઉપર શરીરમા ચઢાવી રક્ષા કરે છે તે યોગીની છે ભૂત ભવિષ્ય અને વર્તમાન જાણે છે અને અતરિક્ષની વચ્ચે રહેવાની વૈમાનિક ગતિ પ્રાપ્ત થાય છે,

વજ્રોલીના અભ્યાસથી રૂપ, લાવણ્ય, બલ વજ્રસહનનભાવ પ્રાપ્ત થાય છે આ યોગ પુણ્ય આપનાર અને સસારીને વિષય ભોગ ભોગવતા પણ મુક્તિ આપનાર છે

**શક્તિચાલન મુદ્રા**—આ મુદ્રાનુ વર્ણન પ્રથમ અજપા ગાયત્રીના વિષયમાં કહેવામાં

આવ્યુ છે આ મુદ્રા આદિનાથ શિવે કહેલી છે એમા આ મુદ્રા યોગીને અણિમાદિ સિદ્ધિ આપનાર છે આ મુદ્રાઓનુ ગુરુ પરપરા પ્રાપ્ત જ્ઞાનથી વર્ણન કરેલુ છે તેનુ જ્ઞાન જે ગુરુ આપે છે તે સદ્દગુરુ, સ્વામી અને સાક્ષાત ઇશ્વર છે

જે શિષ્ય પોતાને ઉપદેશ આપનાર સદ્દગુરુના આસન, કુભક, આહાર વિહાર, ચેષ્ટાદિ વાક્યોને આદરપૂર્વક ગ્રહણ કરવા તત્પર રહે છે તે અણિમાદિ સિદ્ધિયોને જીતી કાલ મૃત્યુને જીતે છે

## પ્રણવાભ્યાસ

હવે પ્રણવના અભ્યાસની વિધિ કહીએ છીએ એકાત સ્થળમા બેસી દઢ પદ્માસન વાળીને શરીર કદ, માથુ સીધા ટટાર કરીને નાસાગ્ર દૃષ્ટિ નિરતર રાખી પ્રણવના જાપ કરવા.

પ્રણવના અકાર, ઉકાર, તથા, મકાર એ ત્રણ વર્ગમાં ૧ ભૂ ૨ ભુવ. ૩ સ્વ એ લોક, ૧ ચદ્રમા, ૨ સૂર્ય, ૩ અગ્નિ એ ત્રણ દેવતા રહે છે તે પ્રણવ પરમકારણ રૂપ જ્યોતિર્મય ચૈતન્ય ૐકાર સ્વરૂપ છે. પ્રણવમા ભૂત, વર્તમાન, ભવિષ્ય એ ત્રણ કાલ, ઋગ્ યજુ, સામ એ ત્રણ વેદ, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ લોક, ઉદાત્ત, અનુદાત્ત, સ્વસ્તિ એ ત્રણ સ્વર, બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ દેવતા રહે છે એ પ્રણવ સ્વરૂપ પરબ્રહ્મ જ્યોતિસ્વરૂપ છે

પ્રણવના અ, ઉ, મ, એ ત્રણ માત્રા ૐ, માં ક્રિયા, ઇચ્છા, અને જ્ઞાનશક્તિના ભેદે કરીને બ્રહ્માણી, રૂદ્રાણી, અને વૈષ્ણવી એ ત્રણ શક્તિયો રહે છે તે પ્રણવ ૐકાર સ્વરૂપ પર બ્રહ્મજ્યોતિ છે ત્રિલોકાત્મા અકાર, ઉકાર અને બિદુસ્વરૂપ મકાર એ ત્રણ માત્ર જેમા રહે છે એવા બ્રહ્મ જ્યોતિસ્વરૂપ પ્રણવ છે

એ પ્રણવને આ સમગ્ર વિશ્વના કારણભૂત માનીને મુખથી બોલીને જપ કરવા (વાચક જપ કરવા) શરીરથી સિદ્ધાસનાદિથી સગુણ બ્રહ્મની ભાવના કરીને પ્રણવનો અર્થ સમજવા અભ્યાસ કરવો તથા મનથી પરબ્રહ્મ સ્વરૂપપ્રકાશ ચૈતન્ય સમજીને સર્વદા સ્મરણ કર્યા કરવુ

જે યોગી બાહ્યાભ્યતર પવિત્ર થઇને અથવા તો બાહ્ય શુદ્ધિ માન કરીને જે રીતે બની શકે તે રીતે પ્રણવનો અર્થ સમજી અભ્યાસપૂર્વક જપ કરે છે તેના શરીરના પાપ નષ્ટ થાય છે જેમ કમળદલ જલમા રહે છે પણ જલ તેના પાનને સ્પર્શ કરી શકતુ નથી એવી રીતે આ વિધિથી પ્રણવાભ્યાસ કરનાર પણ નિર્લેપ રહી શકે છે

## પ્રાણાયામ પ્રકાર

પ્રાણવાયુના નિશ્વાસોશ્વાસ થયા કરવાથી બિદુ પણ ચલાયમાન થાય છે જો પ્રાણાયામથી પ્રાણવાયુ સ્થિર થઇ જાય તો યોગી ચિરકાલ યોગાભ્યાસથી સમર્થ થઇ શકે છે દીર્ઘ જીવી થઈ ઇશ ભાવને પ્રાપ્ત થાય છે જેથી યોગીએ વાયુનો નિરોધ કરવો જોઇએ જ્યા સુધી શરીરમા વાયુ સ્થિર રહે છે ત્યા સુધી જીવ શરીરને છોડતો નથી જ્યારે પ્રાણવાયુ શરીરમાથી નીકળી જાય છે ત્યારે તે અવસ્થાને મરણ કહે છે જીવન મરણ પ્રાણવાયુને આધીન છે જેથી પ્રાણવાયુનો નિરોધ જરૂર યોગ્ય વિધિથી કરવો જોઇએ

જ્યા સુધી પ્રાણવાયુ કુભકથી દેહમા સ્થિર હોય છે, તથા જ્યા સુધી ચિત્ત વિષય

વાસનાને ત્યાગી અંત કરણ બ્રહ્માકાર નિર્વિકાર રહે છે, અને જ્યાં સુધી ભ્રૂમધ્યમા દૃષ્ટિ નિશ્ચલ રહે છે ત્યા સુધી કાલનો ભય રહેતો નથી. જે કારણથી જીવન મરણ પ્રાણવાયુને આધીન છે તે હેતુથી બ્રહ્મા અને સનકાદિ સિદ્ધન્ દત્તાત્રેયાદિ મુનિ પ્રાણાયામના સાધનમા તત્પર રહે છે અન્ય યોગિયોને પણ આ અભ્યાસથી કાલનો ભય રહેતો નથી. એ હેતુથી પ્રાણાયામનુ સાધન કરવુ યોગ્ય છે

પ્રાણવાયુ અને અપાનવાયુરુપ હસ ઇડાપિંગલાના માર્ગથી છત્રીસ આગળ બહાર નીકળે છે એ હેતુથી 'बहि' प्रयाण कुरुते प्राण એ વાયુ પ્રાણ કહેવાય છે પ્રાણાપાન વાયુરુપ હંસ છે જ્યારે શરીરના મળથી વ્યાપ્ત નાડી જાલ, નાડી શોધન પ્રાણાયામના પ્રભાવથી શુદ્ધ થઇ શુદ્ધ નિર્મળ થાય છે ત્યારે યોગાભ્યાસને ઉપયોગી પ્રાણવાયુને રોકવાનુ — (કુભક કરવાનું) સામર્થ્ય યોગીનામા આવે છે નહિ તો આવતું નથી.

## નાડીશોધન પ્રાણાયામ વિધિ

નાડીનુ શોધન કરનાર પ્રાણાયામની વિધિ કહીએ છીએ એકાંતમાં સ્થૂલ અને કોમલ આસને બેસી પદ્માસન વાળી સ્થિર થવુ પછી ચન્દ્ર નાડી (નાસિકાનુ ડાબુ છિદ્ર) દ્વારા ૧૨ વખત પ્રણવનો જપ કરતાં મદ મદ શ્વાસને અદર ખેચી પૂરક કરવો પછી ૧૬ વખત પ્રણવનો જપ કરતા સુધી પ્રાણને અદર રોકી રાખવો અર્થાત કુભક કરવો આ વખતે ચન્દ્રમડલનુ ધ્યાન કરવુ પછી ૧૦ સખ્યા પ્રણવનો જપ કરતાં કરતાં સૂર્ય નાડી (પિગલા—અર્થાત નાસિકાના જમણા છિદ્ર) દ્વારા પ્રાણને મદ મદ રેચન કરવો, એટલે વાયુને બહાર કાઢવો આ ચન્દ્રાંગ એટલે વામાગ પ્રાણાયામ છે

ચન્દ્રાગ પ્રાણાયામમા દુધ, દહીં સમાન અતિ શુક્લવર્ણ અમૃતસ્વરુપ ચન્દ્રમાનુ કઠ તથા નાભિમા ધ્યાન કરવાથી આનન્દનો અનુભવ થઇ સુખ મળે છે

સૂર્ય નાડી (પિગલા નાડી અર્થાત નાસિકાના જમણા છિદ્ર) દ્વારા પ્રાણવાયુને પ્રણવનો ૧૨ વખત જપ કરતા ધીમે ધીમે પૂરક કરવો અથવા શ્વાસને અદર લેવો પછી ૧૬ વખત પ્રણવનો જપ કરતા સુધી વાયુને અદર રોકી રાખી નાભિમડળની અદર આદિત્યમડળનુ ધ્યાન ધરવુ અને પ્રણવના ૧૦ જપ કરતા કરતા ચદ્રનાડી [ ઇડાનાડી અર્થાત નાસિકાના ડાબા છિદ્ર ] દ્વારા પ્રાણનુ મદ મદ રેચન કરી શ્વાસને બહાર કાઢવો એ દક્ષિણાગ અર્થાત સૂર્યાંગ પ્રાણાયામ છે સૂર્યાંગ પ્રાણાયામમાં કુભક સમયે જાજ્વલ્યમાન અગ્નિ જ્વાલા સમુદાય સમાન અગ્નિમય સૂર્યમડલનુ પોતાના નાભિ કમલમાં ધ્યાન કરી જે યોગી પ્રાણાયામ કરે છે તે આનદને પામે છે

ઉપરના વિષયનુ સ્પષ્ટ વિવેચન કરીએ છીએ જો પ્રાણવાયુને ડાબી નાસીકના છિદ્રદ્વારા ૧૨ પ્રણવમત્ર જપતા જપતા અદર પૂરી પૂરક કરવો અદર ૧૬ પ્રણવ મત્રનો જપ કરતા ચદ્રમડલમા ધ્યાન ધરી કુભક કરવો અર્થાત શ્વાસને રૂંધી રાખવો અને ૧૦ પ્રણવ મત્રનો જપ કરતા સૂર્યનાડી દ્વારા રેચન કરવો તે એક પ્રાણાયામ થયો ફરી નાસિકાના જમણા છિદ્રદ્વારા પ્રણવના ૧૨ જપ કરતા શ્વાસને અદર પૂરવો તે પૂરક, પ્રણવના ૧૬ જપ કરતા સુધી અદર સૂર્યમડલના ધ્યાન સહિત પ્રાણને રોકી કુભ કરવો અને પ્રણવ મત્રના ૧૦ જપ કરતા નાસિકાના ડાબા છિદ્રદ્વારા શ્વાસને બહાર કાઢવો તે રેચન એ બીજો પ્રાણાયામ થયો ફરી ડાબી બાજુથી શ્વાસ પૂરી, કુભક કરી જમણા છિદ્રથી રેચક કરવો તે ત્રીજો પ્રાણાયામ થયો આ પ્રકારે ચદ્રાગ પૂરકના કુભકમા ચન્દ્રબિબ પ્રાણવાયુ સ્વરુપનું અને સૂર્યાંગ

પૂરકના કુભમા સૂર્યબિબ અપાનવાયુ સ્વરૂપનુ ધ્યાન કરનારા યોગીનાં સમસ્ત નાડી જાલ ત્રણ મહિના ઉપરાત સિદ્ધ અર્થાત નિર્મલ થાય છે

આ નાડી શોધનનો ઉત્તમ પ્રકાર છે જે સયમમા રહી ધોતિ, નેતિ, નૌલી, બસ્તી, ત્રાટક, ભસ્ત્રા એ ષટકર્મનો પરિશ્રમ ન કરે તો પણ આ પ્રાણાયામોના અભ્યાસથી તેમનુ નાડીશોધનનુ તે કાર્ય સિદ્ધ થાય છે

કહ્યુ છે કે

प्राणायामैरेव सर्वे प्रशुष्यन्ति मलाइति
आचार्याणा तु केषां चिदन्यत्कर्मन संमतम् ॥

અર્થાત પ્રાણાયામથીજ નાડીમલ શુદ્ધ થઈ જાય છે જેથી યાજ્ઞવલ્ક્યાદિકોને અન્ય ધોતિઆદિ ષટકર્મ સંમત નથી

**અન્યગ્રંથનો આધાર**—અરૂણોદયથી સૂર્યોદય પર્યંત ૩ ઘડી પ્રાતઃકાલ, દિવસના પાચ વિભાગ કરી મધ્યભાગ તે મધ્યાન્હકાલ, સૂર્યાસ્તથી ૩ ઘડી આગળ પાછળ સાય-સધ્યાકાલ, અને અર્દ્ધરાત્રિમા બે મુહુર્ત્ત નિશીથકાલ કહેવાય છે એ ચારે કાલમા દરેક કાલમા ૮૦, ૮૦ પ્રાણાયામ કરવા અર્ધી રાત્રે ન કરી શકે તો ત્રણ કાલમા તો જરૂર અભ્યાસ કરવો જોઇએ ચારે વખત મળી ૩૨૦, અને ૩ વખત કરે તો ૨૪૦ પ્રાણાયામ થાય છે

જે પ્રાણાયામ કરતા પરસેવો વળે તે કનિષ્ટ પ્રાણાયામ ગણાય છે જેમા કપ થાય તે મધ્યમ અને જેમાં વાયુ બ્રહ્મરધ્રમા જઈ શકે તે ઉત્તમ ગણાય છે જેથી યોગીએ નિરતર પ્રાણાયામનો અભ્યાસ કરવો.

૪૨ વિપલ કુભક રહે તે કનિષ્ટ, ૮૪ વિપલ સુધી કુભક રહે તે મધ્યમ અને ૧૨૫ વિપલ કુભક રહી શકે તો તે ઉત્તમ પ્રાણાયામ ગણાય છે જ્યારે પ્રાણાયામ સ્થિર થઇ જાય છે ત્યારે પ્રાણ બ્રહ્મરધ્રમા જઈ શકે છે, ત્યાં ૨૫ વિલાસ સ્થિર રહે ત્યારે પ્રત્યાહાર ૨૫ પલ પર્યંત રહેતા ધારણા તથા ૬ ઘડી પર્યંત રહેતો ધ્યાન અને બાર દિવસ સુધી સ્થિર રહે તો સમાધિ અવસ્થા પ્રાપ્ત થાય છે

પ્રાણાયામ કરતા જો પરસેવો થાય તો તેને સર્વાંગમા ખુબ મસળવો એથી ગાત્ર લઘુ અને દૃઢ થાય છે અર્થાત જડતા મટે છે અભ્યાસ વખતે દૂધ ઘીનુ ભોજન કરવુ જ્યારે કેવળ કુભકનો અભ્યાસ દૃઢ થઇ જાય ત્યારે આ નિયમનો પછી આગ્રહ રહેતો નથી

જ્યારે નાડીની શુદ્ધિ થાય છે ત્યારે બાહરના ચિન્હમા દેહ કૃશ થઇ કાંતિ વધે છે બહુ કાલ પર્યંત કુભક ધારણ કરવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થઇ નાદ પ્રકટે છે અને નિરોગતા પ્રાપ્ત થાય છે એ સર્વ નાડિ શુદ્ધિના ગુણ છે

નાડી શોધન થતા પછી મત્ર, જપ, અમુક કાલ પર્યંત પ્રાણવાયુની ધારણાનુ સામર્થ્ય આવે છે ઉદ્રાગ્નિ પ્રદિપ્ત થઈ, સ્પષ્ટ રીતે નાદનુ શ્રવણ થાય છે અને આરોગ્યતા પ્રાપ્ત થાય છે.

અપૂર્ણ

# सामार स्वीकार

श्री सस्तु साहित्य वर्धक कार्यालय अमदावाद मन्त्रीश्री भिक्षु अखडानदजी तरफथी अभिप्रायार्थे मळेला पुस्तको.

**वीरदुर्गादास** अथवा मारुसरदारो लेखक श्रीयुत विठ्ठलदास धनजीभाइ पटेल, नडीआद. प्रकाशक सस्तु साहित्य वर्धक कार्यालय अमदावाद पृष्ट २४० मूल्य ०-८-० पाकु पुठु ही ०-१२-० रोयल मोळ पेजी जेमा वीरदुर्गादासनी छबी पण छे तेमा मारुसरदारोना आगेवान, वीरदुर्गादासे औरगजेब सामे लडाइमां जीत मेळवी मारवाडने स्वतत्र कर्यु हतुं ते तथा वीरदुर्गादासना पराक्रमो सबधी घणु जाणवानु मळे छे आ ऐतिहासीक वार्त्ता वाचवा जेवी छे

**स्वामी रामतीर्थ**—ग्रथ ४ भाग १२-१३ तेमनी जीवन कथा तथा उपदेश. प्रयोजक स्वामी स्वयज्योतितीर्थ, प्रकाशक सस्तु साहित्य वर्धक कार्यालय अमदावाद पृष्ट ६४० मूल्य पाकु पुठु रु २-०-० जेमा श्री रामतीर्थनु विस्तृत जीवन चरित्र छे जेमा स्वामीजीनुं जीवन खास वाची मनन करवा जेवु छे तेमा स्वामीजीना उपदेशो पण आपवामा आव्या छे

**प्रीतमदासनी वाणी**—सग्रह करी तथा सशोधन करी प्रसिद्ध करनार भिक्षु अखडानदजी सस्तु साहित्य वर्धक कार्यालय अमदावाद पृष्ट ४२० मूल्य पाकु पुठु रु १।= छुटक रु १।। आ पुस्तकमा सत प्रीतमदासनुं जीवन वृतात तथा तेमना भजनोनो सग्रह छे प्रितमदासजीनी वाणीनु पुस्तक सदेसरमा तेमना मदिरमा पुस्तक रुपे छे तेमाथी आ भजनो उतारी तेमज बीजा प्रितमना प्रसिद्ध अप्रसिद्ध काव्योनो सग्रह करी तेने सशोधन करी आ पुस्तक प्रसिद्ध कर्यु छे तेमा लगभग ३५७ पद्योनो सग्रह छे भाविक भक्तोने आ पुस्तक उपयोगी थइ पडशे एवु अमारु मानवु छे

**महान सम्राट अकबर.** अनुवादक भीमजी हरजीवन परीख. प्रकाशक सस्तु साहित्य वर्धक कार्यालय आवृति बीजी पृष्ट ३३८ मूल्य पाकु पुठुं रु १। तेमां अकबरना जीवन चरित्रनो सग्रह छे तेमा हिंदुस्ताननु भव्य चित्र दर्शाव्यु छे आ पुस्तक वांचता रस पडे छे मूळ बगाळी पुस्तकनो आ अनुवाद छे

**श्री शिवाजी छत्रपति** बीजी आवृत्ति प्रकाशक सस्तु साहित्य वर्धक कार्यालय पृष्ट ५४४ मूल्य रु ग आ पुस्तकमा श्री शिवाजी महाराजनु विस्तृत जीवन चरित्र छे मूळ मराठी उपरथी आ ग्रथनु भाषातर करेलु छे. शिवाजी धार्मिक हतो छता घणो शूरवीर हतो आखु पुस्तक वाची मनन करवाथी घणु जाणवानु मळे छे मुसलमानी साम्राज्य आगळ वधतु अटकावी शिवाजीए राज्य सपादन कर्यु अने हिंदुओने मुसलमान धर्ममां जता बचाव्या हता

आ पुस्तक वाचता छेवट सुधी आनद रस कायम रहे छे अने शिवाजीनी शूरवीरताना घणा दृष्टातो जाणवामां आवे छे

**स्वर्गनी कुंची** लेखक स्व अमृतलाल सुदरजी पढीयार चोथी आवृत्ति पृष्ट ३७८ मूल्य पाकु पुठु रु १।=

યોગી-બેન, તે હયાત છે, તેના અવળાં કર્મનો બદલો મેંજ તેને આપ્યો છે આઠ દિવસ પછી અહિં આવશે ને માગ આગળ ફરી અનીતિ છોડી નીતિથી ચાલવાની પ્રતિજ્ઞા કરશે એટલે હુ તેને છુટો કરીશ તે પછી તમે બંને મળી નીતિથી ચાલી તમારો વૈભવ ભોગવજો અને સાથે સાથે દુખીને, નિર્ધનને, ગરીબોને જરૂર સહાય કરજો

આટલુ બોલી યોગી ચાલ્યા ગયા સતી પોતાના પતિ જીવતા છે અને ફરી આવશે. એમ માની ચિંતા ત્યજી આનંદ માનવા લાગી દિવસ ઉપર દિવસ ચાલ્યા, પતિ આવવાની સતી રાહ જોવા લાગી બરોબર આઠેક દિવસે સધ્યાકાળે લક્ષ્મિસિંહે પગે ચાલતા ગામમા પ્રવેશ કર્યો

આ વખતનો લક્ષ્મિસિંહ, દીવાળીની આબરૂ લેનાર લક્ષ્મિમાસહ ન્હોતો, તે નરમ બની ગયો હતો તેણે પોતાની ભૂલ જોઇ હતી યોગીના ચમત્કારથી તેનુ ખસેલુ કાળજુ ઠેકાણે આવી ગયુ હતુ પતિ આવવાથી સતીનુ હૈયું ઠર્યું તેણે તેમને આશ્વાસન આપ્યુ જ્યારે મનુષ્યને માથે આફત આવે છે ત્યારે તે સુધરી જાય છે જ્યા સીધુ ચાલે છે ત્યાં સુધી તે જુવાનીના મદમા વિષયમાંધ બની મ્હાલે છે, પણ વિપત્તિ આવતા ઇશ્વર સાંભળે છે લક્ષ્મિસિંહને પણ તેમ થયુ

આ પછી લક્ષ્મિસિંહ વિલાસસુંદરીની સલાહથી પોતાનો કારભાર ચલાવવા લાગ્યો પોતાના ધનનો પરોપકારાર્થે ઉપયોગ કરવા લાગ્યો

મોહનલાલ ભયનો માર્યો બૂમો પાડવા લાગ્યો, પણ તેને છોડાવવાની કોઇની હિંમત ચાલી નહિ

યોગીએ કહ્યુ હજુ પણ માની જા, આ હુકમનામુ ભરપાઇ કરી રૂપિયા લઇ લે. અને ઘર લેવાની વાત ભૂલી જા

મોહનલાલે ગળગળા અવાજે કહ્યુ ભલે, મને છોડો, બાપજી હુ સહી કરૂં છુ

એટલે યોગીએ તેને છુટો કર્યો એટલે તે ઉભો થયો પછી કહ્યું કે "મહાશય, આપ બીજા વીસ રૂપયા વધુ આપો તો ઠીક, હુ સહી તો કરૂ પણ મારૂ આટલુ માનો."

યોગી—ઠીક, એમજને, લે ચાલ સહી કર જો વાંકુ બોલ્યો તો મર્યો જ સમજજે

મોહનલાલે સહી કરી હુકમનામુ ભરપાઇ કરી આપ્યુ અને યોગીએ તેને રૂપીયા આપી દીધા નાજર અને પટાવાળો તો આ બનાવ જોઇ ત્યાથી ચુપચાપ થઇ ગયા તે પછી યોગીએ પાસે ઉભેલા ડાકટરને કહ્યું કે આપ રામદાસના પુત્રની દવા કરો છો કેમ? તેને હવે કેમ છે?

દાક્તર—આજ તો તેની તબીયત ઘણીજ ખરાબ છે

યોગી—ઠીક આ વધેલા રૂપિયા તમે તેની દવામા વાપરજો

એમ કહી રામદાસને કહ્યુ કે કેમ રામદાસ, તમે તમારા પુત્રની દવાતો ઘણી કરી હશે હવે જાવ તમે ભગવાન શ્રી કૃષ્ણનું ચરણામૃત લાવીને તમારા પુત્રને પાઓ તેના શરીરે ચોપડો, તેથી તેને આરામ થશે તમે તો ભકત છો પ્રભુની મહીમાનો પાર નથી

રામદાસ—પ્રભો, આપના દર્શન થવાથી મારા પુત્રને જરૂર આરામ થશે પણ ભગવન્! આપ કોણ છો? આપનુ ઓળખાણ આપી અમને કૃતાર્થ કરશો. અમારા ગરીબનો બેલી ભગવાન છે, શુ આપ ભગવાન મનુષ્ય દેહ ધરી મારા સંકટ દૂર કરવા પધાર્યા છો?

યોગી—"તે વાત પછી, હાલ તમે જાઓ શ્રી કૃષ્ણજીના ચરણામૃત લાવી તમારા પુત્રને પાઓ.

રામદાસ ચરણામૃત લેવા ગયો અને તે લઇ ઝટ પાછો આવ્યો તો મહાપુરૂષ ત્યા ન્હોતા ત્યા ઉભેલા મનુષ્યોએ કહ્યુ કે હમણાજ આ તરફ ગયા રામદાસે બધે શોધ કરી પણ કાંઇ પત્તો ન લાગ્યો

તે દિવસે સંધ્યાકાળે રામદાસના રૂપિયા લઇ મોહનલાલ ઘેર ગયો ઘેર દીવાળીએ અત્યારે તેની સાથે કાંઇ ટંટા કર્યો નહિ, મોહનલાલ રહવારનો ભૂખ્યો હતો, તેણે સ્નાન કરી જમી લીધુ, પછી બજારમા ઉઘરાણીએ ગયો બપોરની વાત બધા જાણતા એટલે લોકો તેની મશ્કરીઓ પણ કરતા છતા તે કોઈને કાંઇ જવાબ આપતો નહિ પાન વાળા પાસે પાન, ગાંધીને ત્યાંથી સુંઠ મરી, બીડી વાળાને ત્યાથી બીડી, સોપારી, કપડીયાને ત્યાથી પચીયુ એ પ્રમાણે જેને ત્યા ઉઘરાણી હતી તેને ત્યાથી કઇ કઇ રોજ લાવતો, આજે પણ થોડી ઘણી વસ્તુઓ લઇ મોહનલાલ ઘેર આવ્યો

આજે દીવાળીએ તેને છણકો કર્યો નહ મોહનલાલે તેની સાથે હસીને કહ્યુ કે લે આ તારે મારે પાન, સોપારી, વિલ્લારી લાવ્યો છુ ઘણા મને પૈસા આપતા નથી ત્યારે તેને ત્યાથી કઇને કઈ લાવ્યા વગર છુટકો છે

દિવાળી—તે લાવ્યા હો તો ખાવ તમે, મારે શુ કામનું છે, હવે મારે અને તમારે શો સબધ છે?

મોહનલાલ—એમ કેમ, તુ મારી સ્ત્રી થઇને આવુ શુ બોલે છે, મારાથી તારે બીજુ કાણ વધુ સગુ છે?

દિવાળી—પણ, હુ એ સબધ હવે તમારી સાથે રાખતી નથી મારા માબાપે લોભને વશ થઈ તમારે પાસે નાખી, ગાય અને દીકરી જ્યા આપે ત્યા જાય કદાચ કોઇને વાઘની સાથે પરણાવે તો તે શુ વાઘ તેનો પતિ ગણાય? તમે પણ મારે મનતો હિંસક વાઘ જેવા છો તમારૂ શરીર માણસનુ જણાય છે, પણ તમારો સ્વભાવ નિર્દય વાઘ જેવો છે હવે હુ તમને મારા પતિ સમજતી નથી

**મોહનલાલ**—અરે, એમ બોલાય સ્ત્રીયોએ તો પોતાના પતિને દેવ તુલ્ય માનવા જોઇએ હુ તો તારો દેવ, સમજ

દિવાળી—દેવ તમારા ઘરના, હુ તમને મારા પતિ માનવાનીજ નહિ હુ તમને મારા પતિ સમજીને તમારો તિરસ્કાર કરૂ તો પાપમા પડુ પણ હુ તે પાપનું પ્રાયશ્ચિત કરીશ લોકોનાં ગળા રૈંસનાર તમારા જેવા નિર્દય પતિ માની કયે અવતાર છુટુ

**મોહનલાલ**—અરે વ્હાલી તુ આ શુ બોલે છે, શુ હુ ઘરડો છુ માટે તુ મને પતિ ગણતા શરમાય છે?

**દિવાળી**— અરે, જો તમે કાણા, કુબડા હબસી જેવા કે રોગી હોત તો પણ હુ તમારી ચરણ સેવા કરી સુખી થાત પણ મારા દુર્ભાગ્યે તમને હુ મનુષ્ય જ માનતી નથી, પણ મનુષ્યનુ ચામડુ ઓઢેલા હિંસક સિંહ છો, મનુષ્યને ખાઇ જનાર પશુ છો જેમ વાઘ સિંહ વિગેરેને જોઈ મનુષ્યો થથરે છે તેમ હુ કદી તમારૂ નામ નહિ દઉ

મોહનલાલ—વ્હાલી મે તને એટલુ બધુ શુ દુખ દીધુ કે તું મારી સાથે આવુ વર્તન રાખે છે? હવે મારો ગુન્હો માફ કર, ફરી હું કદી તારૂ નામ નહિ દઉ

દિવાળી—તમે મને દુખ દેવામા બાકી રાખી નથી, આવુ તો હજારો વાર કહી ચુક્યા છો. તમે મને તો શુ પણ સિંહ, વાઘની માફક માણસ માત્રને ગરદન માર્યા છે,

જુઠું બોલી ગરીબોની હાય લીધી છે બનાવટી દસ્તાવેજો બનાવી, લોકોને લુટી તેમના બૈરા છોકરા રઝળાવ્યા છે ઉપરથી ભગવાનના લાડિલા ભકતોનો ડોળ ઘાલી તમે ન કરવાના કામ કર્યા છે અને તેથી જ મે તમારો સબધ છોડયો છે

**મોહનલાલ**—અરે, તુ જ મારા ઘરનુ માણસ થઇ આ શું બોલે છે? મે કયારે કોઇને ત્યા લુટ કરી છે, કયારે કોઇને લાકડી લઇ મારી છે? બાકી પૈસા ધારી ઉઘરાણી તો કરવી પડે, દુનયાદારીનાં કામતો કરવા પડે, વ્યાજનુ વ્યાજ ન ગણીએ તો પછી ખાઇએ શુ? એથી કાંઇ હુ હિંસક પશુ બની ગયો

**દિવાળી**—તમે હિસક પશુ કરતા પણ ભુડા છો એ વાત તો મે વળી આજ સાંભળી, તમે રામનાથના ઉપર કાઇ ઓછો જુલમ કર્યો? તેમા મરતા દીકરાની પણ તમને દયા ન આવી, હુ તો રોજ જોતી આવી છુ કે તમે આવા તો સેકડો મનુષ્યોના નિસાસા લીધા છે તમે ત્રીજી સાલ મયાશકર પાસે તેને દેવામાથી ઉગારવા, પૈસા આપ્યા વગર નૉમીનલ દસ્તાવેજ તમારા નામના લખાવી, તેના ઘર ખેતર મિલ્કત લખાવી લીધી. જ્યારે તેનુ દેવુ પત્યુ ત્યારે તમે પણ એ જુઠા દસ્તાવેજના આધારે કોર્ટમાં ફરીયાદ માંડી તેનાં ઘરબાર જપ્ત કરાવ્યા અને રૂપિયા લીધા, આ વાત આખુ ગામ જાણે છે, ચોથી સાલ રામશકર સાથે જરા બોલાબોલ થઇ તેમા તમે જુઠો દસ્તાવેજ બનાવી ગઈ સાલ તેનુ ઘર હરાજ કરવી તેને ભિખારી બનાવી દીધો તેના બિચારાના છોકરાને ભીખ માગતા કર્યા લોકોના ઉપર જુઠી સાયદીઓ પૂરી કેટલાયને નુકશાન કર્યું છે આમ છતા ભક્ત બની મંદિરમા જઇ મુખે રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ બોલી કેડે ઢોલક બાધી નાચવામા પણ તૈયાર હજુ પણ તમે જોસ કરને ઝપવા દેતા નથી બીજી વાતો તો જવાજ દોને પાચમે વર્ષે પેલી બાઇને તમે અહી તેડી લાવી શુ કર્યું તે કોઇ મારૂ અજાણ્યુ નથી એવી તો કેટલીય સતી સ્ત્રીયોને ફસાવવામા પણ તમે કર્યા નહી માત્ર મોંઢે 'રામ રામ' કહેવુ છે અને કામતો હિસક પશુથી પણ ભુડા કરવા છે

તમારા જેવા પિશાચ, નરાધમને હવે હુ પતિ તરીકે માનતી નથી, તમે તમારૂં સુઝતું કરો, હુ મારે સુઝતુ કરીશ. મારા બાપે મને ઉડા કુવામા નાખી હોત તો તે પણ મારૂ હતુ કે મારે આ દુખ વેઠવુ ન પડત

**મોહનલાલ**—વ્હાલી, એ બધુ ભૂલીજા, એતો વ્યવહારમા રહ્યા એટલે સાચા જુઠા, કર્યા વગર ન ચાલે તેની સાથે તારે શુ કરવા દુખી થવુ પડે તુ જુવાનીના મદમા મને વૃદ્ધને ન ગણતી હોય તો તેમ કહે હુ કબુલ કરૂ છુ કે તારા જેવી જુવાન સ્વરૂપવાન સ્ત્રીને મારા જેવો ઘરડો વર ન ગમે, તેથી તુ આ બધા બ્હાનાં કાઢતી લાગે છે ભલે તને ફાવે તેમ કર; તારા કુળને કલક લાગશે નાહક જુઠા બ્હાના કાઢી મારો વાક શુ કાઢે છે?

દીવાળી—હુ જુવાન છુ છતા સત્યથી ચાલનારી છુ મારા બાપે તમને દીધી તો ભલે, જીવતા સુધી અહીં રહી દુખ વેઠયા કરીશ, બાકી તમને હુ હવે પતિ તરીકે તો નાહ જ ગણુ મે મનનો સયમ સાધ્યો છે હું અન્ય કોઇના પ્રતિ પ્રેમ દષ્ટિથી જોતી નથી મારે તો મોટા એટલા બાપ અને નાના એટલા ભાઇ અને પુત્ર જેવા છે તમે અધમ પશુ જેવા છો, સેકડોની આતરડીઓ કકળાવો છો, તેથી હુ તમારો સબધ છોડવા ઇચ્છુ છુ તમે મને ગમે તેવી માનો, તેની મને ચિંતા નથી

**મોહનલાલ**—એમ, તારે તો સારી વાત, તું ધર્મિષ્ટ અને પતિવ્રતા નારી છુ તો હુ તારો પતિ છુ હવે શુ કરીશ

દિવાળી –હું શુ કરીશ તે તમારે જોવાનું નથી તમારી સાથે મારૂ લગ્ન થયુ છે. જેથી હું તમારી સહધર્મિણી છુ મે ઘણા પ્રયત્ન કર્યા છતા પણ જ્યારે તમને સત્ય માર્ગે ન વાળી શકી ત્યારે હવે બીજા ઉપાયો કરી તમારા અનિષ્ટોને નિવારણ કરવા યત્ન આદરીશ. જેથી તમે આટલેથી સુધરી નરકમાં જતા બચો એવુ કરીશ તમે જેનુ જેનુ સત્યાનાશ વાળ્યુ છે તે સર્વના ઉપર હું ઉપકાર કરીશ, તેમની પહેલા જેવી સ્થિતિ થાય તેવો હું યત્ન આદરીશ એ મારૂ કામ હું કરીશ બીજુ આ જગતમા હવે હું મારા એક જ મહાપુરુષની સાથે પ્રીતિ રાખીશ

મોહનલાલ—એ તો હું જાણી જ ગયો એમ જ કહેને તારે, આજ સુધી તે એ વાત કેમ છુપાવી રાખી, એ કોણ છે તારો પ્રેમી મહાપુરુષ, હુ' જાણુ તો ખરો

દિવાળી—તમારા જેવા નરપશુને એમનુ નામ જાણવાથી શુ ફાયદો થવાનો છે? એ મારા પ્રાણના નાથ ભગવાન છે હુ એ ભગવાનમા જ આત્મસમર્પણ કરીશ, તેના ચરણોમા આ જીવન ગાળીશ ત્યા પ્રેમનો અભાવ નથી દયાની સીમા નથી, સુખની સમાપ્તિ નથી, આનંદનો પાર નથી. હુ તે ભગવાનના ચરણોમા પ્રીતિ જોડીશ

રામદાસ—હા, હુ સમજી ગયો તારા ભગવાનને પેલા પાખંડી સન્યાસીએ તને બ્હેકાવીને તે મારૂ ઘર ભાગવા ઉભો થયો લાગે છે. શુ ખરી વાત, એ સન્યાસીએજ તારી મતિ ફેરવી નાખી લાગે છે કેમ?

દિવાળી—તમે નરપશુ છો, તમને હવે એ વાત હુ શુ કહું

મોહનલાલ—ભલે હુ નરપશુ રહ્યો, તુજ સતી તો દુનિયામા જન્મી. હવે મને સમજાયુ કે હા, આ બધુ પેલા બામટા સન્યાસીનુ જ કામ એક દહાડો ઘેર ભિક્ષા લેવા બોલાવ્યો ત્યારે ઘર માગતો ગયો. એ લફંગો પોતે જ ભગવાન બની બેઠો અને તને ભગવાનની સાથે એટલે પોતાની સાથે પ્રીતિ કરવાનુ શિખવતો ગયો.

દિવાળી—જેવી તમારી ભાવના, તમે જેવી રીતે તિલક છાપા લગાવી તુલસીની માળા ધારણ કરવા છતા પણ છાના છાના બવા પાપ કર્મો કરો છો તેવા બીજાને સમજતા હશો કેમ! તમને ફાવે તે કહો, તેથી મારૂં કશુ જવાનુ નથી. આમ કહી દિવાળી ઉઠી ચાલવા મંડી

મોહનલાલે તેને જતી અટકાવી કહ્યુ- ઉભી રહે, ખરી વાત કહે તારી વાત તો વ્યભિચારિણી'ની જેવી છે તું શુ આટલે વર્ષે મારાં ધોળામા ધૂળ નાંખવા બેઠી છે? જો જો, એવુ કરતા ચેતજે, નહિ તો બુઢ્ઢો બુઢ્ઢો તો પણ આ મોહનલાલ છુ હા.

દિવાળી—તમારે ફાવે તે કરો, તમે મને 'વ્યભિચારિણી માનો તો પણ ભલે, તમે મને ઘરમાથી કાઢી મૂકશો તોપણ હરકત નથી, હુ તમારી સાથે હવે લડવાની નથી તમે કહો તો હમણાંજ ચાલી જઉં, નહિ તો કાલે જે કહેવુ હોય તે વિચાર કરીને કહેજો એમ કહી દિવાળી ત્યાથી બીજા ખંડમા ચાલી ગઇ મોહનલાલ માથે હાથ દઈ ઉંડા વિચારમા પડી ગયો.

અપૂર્ણ

# अर्श चिकित्सा.

## નવમો અધ્યાય.

( અનુસંધાન અંક ૩ જાના પૃષ્ટ ૯૫ થી )

હવે અમે અર્શ સબંધી સુખ સાધ્ય હોય એવા ઉપાયોનું વર્ણન કરીએ છીએ કે જેથી હાની થવાનો સભવ ન હોય તેમ જે બહુ કઠીન ન હોય એવા ઉપાયોનો મૂળમાથી અર્શને મટાડે તેવા ઉપાયોનું વર્ણન કરીએ છીએ (૩૯)

અર્શને ઓળખનારા વાત કફોદ્ભવ અર્શને સુકા હર્શ કહે છે અને જે રક્તપિત્ત જન્ય અર્શ છે તેને દ્રુઝતા તથા લીલા અર્શ કહે છે ૪૦

**સુકા અર્શની ચિકિત્સા**—જે હરસ સ્તબ્ધ, શોફયુક્ત અને શૂળ આવતી હોય તેવા હર્શમા ચિત્રકમૂળ, જવખાર, અને બીલીનાફળના તેલથી માલીશ કરીને સ્વેદન કર્મમા નીચે લખેલા પ્રયોગોનો ઉપયોગ કરવો જવ, અડદ, પુલાક અને કળથી એ સર્વને ઉકાળી પોટલીમા બાધી અને એ પોટલીથી ધીરે ધીરે સેક કરવાથી સ્વેદન થાય છે ૪૧–૪૨

અથવા ગાયનુ છાણ, ગધેડા કે ઘોડાની લીદની પોટલી બનાવીને સેક કરવો, અથવા તલનો કલ્ક અને તુષનો અથવા વજ અને સુંઠને ઘસી ઘી નાંખી ઉકાળવુ અને ગરમ ગરમ સેકવુ (૪૩) અથવા ઘી તેલ નાંખી સ્નિગ્ધ માષવાનો ગોળો બનાવી સેકે, સુકા મલાના ગોળા અથવા સુહાજનાનો ગોળો બનાવી શેક કરવો ૪૪ ગસ્નાની ગરમ ગરમ લુગ્દીથી અથવા હાઉબેગની લુગદીથી સેકે અથવા ઉપલેટનુ તેલ ચોપડી ઈંટ, ગધેડાની લાદ, અને ગાજરના સાકની પોટલી બનાવી સેક કરવો, અરડુસો, આકડો, એરંડો અને બીલીના પાદડાનો કવાથ કરી તેનાથી સેક કરવો ૪૪–૪૫

જે અર્શમા મણકા મારતા હોય તેવા રોગીને સારી રીતે સ્વચ્છ કરી, મૂળા, ત્રિફળા, આકડો, વાસ, વરણો, અરણી, સુહાજના અને અરડુસાનાં પાદડાનો કવાથ કરીને તેનાથી સ્નાન કરાવવું અથવા બોરડીના મૂળના કવાથમા સૌવીર વા તુષોદકમાં (૪૭) અથવા ચોખા વિગેરેની કણકીના કવાથમાં અથવા છાશ, દહીં અથવા ખાટી કાંજીમાં અથવા ગરમ ગરમ ગોમૂત્રમા સણકા આવતા હોય તેવા અર્શના રોગીને બેસાડવો ૪૮

**હરસમાં બીજા પ્રયોગો**—કાળો સાપ, સૂવર, ઉંટ, જળ્ત અને બીલાડીની ચરબીનો હરસ ઉપર મર્દન કરવુ કે તેની ધુમાડી આપવી હિતકારક છે ૫૦

મનુષ્યના માથાના વાળ, સાપની કાચળી; બિલાડીનુ ચામડુ, આકડાનુ મૂળ, શમીના પાન, એ સર્વની ધુમાડી આપવી મસામા ફાયદો કરે છે ૫૧

અથવા ધાણા, વાવડીંગ, દેવદાર, અક્ષત, ઘૃત, બોયરીંગણી આસન, પીપળ, તુલસી; તુળસી અને ઘી, (૫૨) અથવા સૂવર અને બીલાડીની ત્વચા, કાંજી અને ઘી એ પ્રયોગોનો ધૂપ દેવાને માટે ઉપયોગ કરવો હાથીની લાદ, ઘી; ગોળ, પારો, ૫૩ હળદર અને સુધાક્ષીર એ સર્વને એકત્ર વાટી હરસ ઉપર લેપ કરવો અથવા પીપળ અને હળદરને ગોરોચન સાથે વાટી લેપ કરવો (૫૪) અથવા સરસવનાં બી, ઉપલેટ, પીપર; સીંધવ, ગોળ,

આકડાનુ દૂધ, સુધાક્ષીર, ત્રિફલા એનો લેપ કરવો (૫૫) અથવા પીપળ ચિત્રક, શ્યામા, સુરાબીજ, મીંઢળ, ચોખા, મરઘાની હગાર, હળદર અને ગોળ સર્વને મેળવી લેપ કરે (૫૬) અથવા દતીમૂળ, મુરદાશીંગ, કબુતરની હગાર, ગોળ, હાથીદાંત, લીમડો અને બિલામુ એનો લેપ કરે ૫૭

સૂળ, સોજા અને હદરોગવાળા અર્શમા ઉંટની ચરબી, વા ચુલુ (ગાંધા નામની માછલી) ની ચરબીની સાથે સફેદ આકડાનો લેપ કરે (૫૮) અથવા આકડાનુ દુધ, સુધાકાન્ડ, કડવી તુંબડીના પાન, કરજ, બકરાનુ મૂત્ર, એનો લેપ અર્શમા હિતકારક છે ૫૯

અભ્યગથી લઇ પ્રદેહ સુધી જે પ્રયોગનુ વર્ણન કરવામા આવ્યુ છે તે સ્તમ્ભતા, સોજા, ખુજલી અને આર્તયુક્ત અર્શમા ઉપયોગી છે [૬૦] પ્રદેહ પર્યંત ઉપચારો કરવાથી બગડેલું ને સચય થયલુ રૂધિર નીકળી જાય છે તેના નીકળી જવાથી સુખ થાય છે ૬૧

ખરાબ રૂધિર વિદ્યમાન હોવાથી શીતલ, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષ ઉપચારો કરવાથી વ્યાધિ શાંત થતો નથી એથી રૂધિરને બહાર કાઢી નાખવાની આવશ્યકતા છે ૬૨

ખુની હરસમા જો રૂધિર નીકળવુ બંધ થઇ જાય તો જોડ શસ્ત્ર વા શચીદ્વારા રૂધિરને કઢાડતાં રહેવુ ૬૩

**અર્શમાં પીવાનાં ઔષધો**—ગુદાનો સોજો, શળ અને મદાગ્નિવાળા અર્શમા નિચેના દ્રવ્યોનુ પાન કરવુ ત્રિકટુ, પીપળી મૂળ, કાળીપાટ, હીંગ, ચિત્રક, ૬૪ સચળ, કડુ, કાળુ જીરૂ, બીલીનો ગર્ભ; બીડલવણ, અજમો, હપુષા, વાવડીંગ, સીધાલુણ, વજ, આમલી, અને સુરામન્ડ અથવા ગરમ જળની સાથે પીવે તો અર્શ રોગ, ગ્રહણીદોષ, શૂલ, અને આફરો મટે છે ૬૫-૬૬

**બીજા પ્રયોગ**—અતિસારની ચિકિત્સામા જે પાચન દ્રવ્ય વર્ણન કરેલા છે તેનો પ્રયોગ પણ હિતકારક છે ભોજન કરતા પહેલા હરડે અને ગોળ મેળવી તેનુ સેવન કરવુ. ૬૭ અથવા ત્રિફળાના રસની સાથે નસોતરનુ ચૂર્ણ ખાવુ આ પ્રયોગથી ગુદાના દોષો દૂર થતા અર્શરોગ મટે છે ૬૮

ગોમૂત્રમા હરડે પલાળી ગોળની સાથે આપવી અથવા મીઠાની સાથે હરડે અને ત્રિફલાનો પ્રયોગ કરવો ૬૯ અથવા સુંઠ, અને ચિત્રકમા શેરડીનો રસ મેળવીને આપવો, અથવા શેરડીના રસ સાથે ચવક, કાળુ જીરૂ અને અજમો પીવો, ૭૦ અથવા હપુષા, કાળીપાટ, સંચળ, એને સુગની સાથે પીવુ, કાથો, બીલીનો ગર્ભ, ચવક અને ચિત્રક ૭૧ અથવા બિલામાની સાથે તર્પણ પ્રયોગ કરવો અથવા બીલીનો ગર્ભ, અને સુંઠ, અથવા અજમો અને ચિત્રક [૭૨] અથવા ચિત્રક, હપુષા, અને હીંગ એ મઠાની સાથે આપવા અથવા મઠાની સાથે પચકોલ (પીપળ, પીપરીમળ, ચવક, ચિત્રકમળ, અને સુંઠીનુ ચુર્ણ આપવુ ૭૩

**તક્રારિષ્ટ**—હાઉનેર; ઝીણુ જીરૂ, ધાણા, કાળુ જીરૂ, કારની, કચુરો, પીપળ, પીપળીમૂળ, ચિત્રક; ગજપીપળ [૭૪] અજમો, અજમોદ; એ સર્વને સરખે ભાગે લઇ ચુર્ણ બનાવી અને મઠામા મેળવવુ તેમા કાંઇક ખાટો અને કડવો રસ થશે; તે પછી તેને ઘીના પાત્રમા ભરીને રાખી મૂકવુ (૭૫) જ્યારે તેમા ખાટો અને કડવો રસ તેજ થઇ જાયત્યારે જાણવુ કે તક્રારિષ્ટ તૈયાર થયો એ મોને અત્યત પ્રિય લાગે છે, ભોજનના ત્રણ વખતે જ્યારે તરસ લાગે ત્યારે આનુ માત્રા અનુસાર પાન કરવુ, ૭૬

આ તક્રારિષ્ટ અગ્નિ સદીપન, રોચન, વર્ણકારક, કફવાતનુ સેપન કર્તા, ગુદાના સોજા, કન્ડુ અને અર્તિનો નાશ કરનાર તથા બલવર્દ્ધક છે ૭૭

અપૂર્ણ

# અર્ધાંગવાયુ-પક્ષઘાત-લકવો.

( લેખક આર્યવૈદ્ય મયારામ સુંદરજી જેતપુર-કાઠિયાવાડ )

લક્ષણો—અર્ધાંગવાયુ અથવા પક્ષઘાત એટલે ડાબી અગર જમણી બાજુનું અર્ધુ અંગ વાયી રહી જવું આર્યવૈદકમાં મગજમાં અને જ્ઞાનગતિ તતુના અને બરડાનાં દોરનાં દરદોને વાના દરદ વાતવ્યાધિ રૂપે કહેવામાં આવે છે આ દરદમાં મગજમાં રક્ત જમાવવડે વિકૃત ધમની થઇને તેમાં એકાદ ધમની ફટીને રોગી એકદમ બેશુદ્ધ બનીને આવા દરદ રૂપે સપડાઇ પડે છે તે અમુક વખત પછી શુદ્ધિમાં આવતા એક પડખાના હાથ પગની ચલનશક્તિ નષ્ટ થએલી માલમ પડે છે કેટલાક આ રોગોમાં બેશુદ્ધ ન થતાં ક્રમે કરીને એક બાજુના હાથપગ પકડાતા જઈ છેવટ લુલા બને છે વળી કોઈ ઉઘમાથી જાગે છે ત્યારે તેમને આ દરદ થઇ આવેલું જણાય છે કોઈને વળી એક જ હાથ કે એક પગ, કે એક પડખાનો હાથ તો બીજા પડખાનો પગ, આ દરદથી ખોટો પડેલો માલમ પડે છે! લુલો પડેલો હાથ કે પગ, મૃતમનુષ્યના હાથ પ્રમાણે જડને અક્કડ બને છે તે રોગીથી હલાવી કે ઉચકી શકાતો નથી તે ભાગનું સ્પર્શજ્ઞાન પ્રારંભે ક્રમે વગર નષ્ટ બનીને અમુક દિવસ પછી પુનઃ પાછું આવે છે અગર કોઇને અર્ધાભાગનું પુરી રીતે નાશ થએલું રહે છે અને પછી જીભ; નાક કાન અને આખોની જ્ઞાનેન્દ્રિયો પણ કાર્ય હીન બને છે આ દરદીને દર્દના ભાગ પર હાથ લગાવતા બીજી બાજુના સાજા ભાગ કરતા થડા લાગે છે કેટલાકનો ચહેરો જેવોને તેવોજ રહે છે, પરંતુ ઘણું કરી ચહેરાનો જમણી અગર ડાબી બાજુ તરફનો માસલ ભાગ ઉપર તણાએલ જેવો અગર ખેચ્યા જેવો જોવામાં આવે છે ચહેરાની જે બાજુ લુખી પડેલી હોય છે તે બાજુનો ગાલ ઢીલોને ગોળમટોળ જેવો દેખાય છે બેઉ હોઠની મધ્યકોણ પર હેઠે લટકતા મધ્યભાગ જેવું દેખાય છે તેમાથી લાળ આવે છે અને તેનું કારણ તે બાજુનો હોઠ રોગીને બીડવો સંકોચવો જોઇએ તેમ પુરી રીતે બની શકતું નથી ગાલ ફુલાવવાનું કહેતા તે દરદીથી બની શકતું નથી; અને જીભ દેખાડવાનું કહેતા તે વાંકી મોઢા ચહેરા તરફ લુલી ને તે તરફ વળેલી નજરે પડે છે, અને આખોની પાંપણ આદા ભાગ તરફની અર્ધવટ ઉઘાડી રહે છે પુરી મીંચી શકાતી નથી અને તે આખમાથી પાણી (અશ્રુ) આવે છે અગર તેથી ઉલટુ એમ બને છે કે, દરદી પાપણ મીંચે છે તે માંડી મનધારી ઉઘાડી શકતો નથી આ દરદનું આણસકું વિકાસ પામેલ જણાય તો મગજમાંથી નિકળનાર જ્ઞાનતંતુને ઇજા પહોચેલ છે એમ સમજવું અને પાપણ સદાય ઉઘાડી રહે તો સાતમાં જ્ઞાનતંતુની વિકૃતિ છે એમ જાણવું જો જમણી બાજુનો અર્ધાંગ હોય તો જ ઘણું કરી ચહેરો વાંકો થાયછે અને તેવા ફક્ત ચહેરાના અર્ધાંગને ( અર્દિતવાયુ અડદિયો વા ) કહે છે

પક્ષઘાત થયા પછી રોગીની વાચા, અક્કલ હુશીયારી અને સ્મરણશક્તિમાં કાઇક ફેર ને ઓછી થએલી જણાય છે બોલવામાં ત્રણ સાધનની જરૂર હોય છે મગજ મનમાં વિચાર કરે છે પછી કંઠમાંથી સ્વર કાઢી તે જણાવાય છે, અને તેનો મુખમાં શબ્દ બનીને ઉચ્ચાર થાય છે, તે આવા દરદીમાં યથાર્થ કે તદન બની શકતું નથી મગજનો ડાબો અર્ધભાગ બગડીને જો પક્ષઘાત થએલ હોય તો જમણી તરફ અર્ધાંગ થાય છે અને તેથી

યથાર્થ શબ્દોચ્ચાર થતો નથી તેને જ ઍફેસિયા (વાકભંગ) કહેવામા આવે છે એથી રોગી અપૂર્ણ બોલે છે કે જે તેવા અમુકનુ બોલવુ સમજી શકાતુ નથી પક્ષઘાતના દર્દીનુ મન બાળકના જેવુ નાજુક ને ઘણખણુ બને છે તે વારવાર દિલગીર થઇ જઇ નેત્રમાથી અશ્રુ આવે છે. તેની સ્મરણશક્તિ કમ અને નાહિમત બનેલ હોય છે

પક્ષાઘાતમાથી રોગી મુક્ત થાય છે અગર અમુક દિવસે મૃત્યુ પામે છે કેટલાક અમુક મહિના કે અમુક વર્ષ તેમા હેરાન થઇને છેવટ બીજો હુમલો થવાથી ઘણુખરા તે વખતે મરણ પામે છે રોગી સુધરવાનો હોય તો થોડા દિવસ પછી કે અમુક અઠવાડીયા પછી તેનો પ્રથમ ચહેરો, પછી પગ, અને છેવટ હાથ, એ અવયવો સુધરવા લાગે છે, અને કેટલાકને તેમ સુધરતા પણ હાથ પગમા અને ચહેરામા અમુક ખામી રહી જાય છે પક્ષઘાત ન સુધરવાના લક્ષણ એ છે કે ખોટા પડેલા ભાગના સ્નાયુનું સંકોચન શરૂ થાય છે હાથના આગળા વળી જઇને ટુકા જેવાં વાકા દેખાય છે અને મો પણ વાકુ રહે છે, અને રોગી લગડાતો અને પગ પગતા ભરતો ચાલે છે અને અમુક વખત પછી આગળાં હાથ ને પગ પોતા મેળે ન કળતા ધ્રુજવા પેડે હવે છે કે ઉડે છે હાથ, કોણી, મોઢુ અને ડોળા એક બાજુ જ ફરે છે અર્ધાંગનો હુમલો થતાજ મગજનો અર્ધો જે ભાગ વિકૃત થએલો જણાય છે તે બાજુ તરફ ડોળાની નજર ફરે છે લુલો પડેલો ભાગ દર્દી પોતાની ઇચ્છા પ્રમાણે હલાવી શકતો નથી પરતુ તેના પગના તળાને જરા દાબી પકડવાથી તે પગ ધ્રુજીને પકડ છોડવા સુધીમા કપતો રહે છે

કારણો—મગજમાની વિકૃતિ ધમની નાની હોય કે મોટી હોય, પણ તે અતિ રક્ત સચયથી ફુટે છે તેથી એ મગજના નાજુક મજ્જાતતુ ક્ષોભિત કરે છે અને તે તારયત્રના તાર તુટવા પ્રમાણે ત્યાંથી સ્નાયુ તતુ ઉપર હુકમ ચલાવનાર ઇચ્છા શક્તિના સદેશા, પણ આગળના અગોસ જતા નથી અને તેથી અનેચ્છીક શરીર ક્રિયા પણ કેટલીક લુલી બને છે. તેથી હાથ પગ મુખ્યત્વે નિર્જીવ થએલા જોવામા આવે છે આવી જાતનો પક્ષાઘાત એકદમ અચાનક થઇ આવે છે મગજના શુદ્ધ રક્તના અભાવે શિથિલ ને નરમ થવાથી અગર તેમા એકાદ વિદ્રધિ થવાથી અથવા તેમા એકાદ નવીન ઉત્પન્ન થએલી ગાંઠ (જમાવ) નો દાબ પહોચવાથી અગર ઉપદશ ગરમીવડે મગજ દ્રવ્ય વિકૃત થવાથી જે પક્ષઘાત થાય છે તે હળવે હળવે થતો જોવામાં આવે છે એ શિવાય મૂત્રપિડને વાયુનાથી પણ પક્ષાઘાત થાય છે ઉત્તર અવસ્થામા વધુકરી આ રોગ થવાનુ કારણ એ છે કે, તે અવસ્થામા મગજનું શુદ્ધ રકતવડે જોઇતુ પોષણ ન થવાથી તેનો મુખ્ય મગજ ભાગ ઢીલો ને નરમ થવા લાગે છે અને તેથી રકતવાહીનીયો કમજોર પડવાળી થવાથી ફુટે છે અગર આ રકતવાહનીયોમાં રક્ત જમાવ થાય છે અને તેથી તેમાંનો થતો રકતપ્રવાહ બધ પડવાથી મગજનો તે ભાગ ઢીલો ને નરમ પડીને પક્ષાઘાત લાગુ પડે છે આ પ્રમાણે મગજનો ડાબો ભાગ બગડવાથી જમણા પડખાનો અને જમણો ભાગ બગડવાથી ડાબા પડખાનો પક્ષઘાત થતો જોવામાં આવે છે

ઉપાય—(૧) વિકાર નવા-તરતનાને માટે શિરઃશોણિત મૂર્ચ્છા (એપોપ્લેકસી) ના વર્ણન પ્રમાણે તેના ઉપાય કરાય છે આ રોગ દોઢ બે મહિના કરતા જુનો થતા તેવા રોગી ભાગનુ સ્નાયુ આકુચન પામીને લુલા થએલા હાથ પગ અગર સાધા વધુ ન સંકોચાવા માટે બીજા મનુષ્ય વડે નિત્ય દિવસમા એક બે વાર હલાવતા રહેવાની જરૂર છે.

પગમોજામા ઝીણી વેકુર (રેતી) ભરીને તેવી લાંબી કોથળી દરદીના લુલા પડેલા હાથ પગને બાંધી રાખવી. વિજળીની પેટી ખમતા પાવરથી નિત્ય લગાડતા રહેવુ ઔષધ ઉપચાર કુશળવૈદ્ય દાક્તરના કહેવા પ્રમાણે કરવા ટરપિન્ટાઇન એમોનીયા અગર રાઇનુ તેલ દર્દવાળા ભાગ ઉપર નિત્ય ચોળતા રહીને તેવા લુલા ભાગમા શકિત વધારી રોગ ઘટાડી શકાય છે વિજળી લગાડતા રહીને પણ તે ભાગમા પુનર્જીવન લાવી, શકાય છે નિયમિત પણે વર્તવાથી લુલા ભાગની શકિત ઉભી કરવામા ઠીક માલમ પડેલ છે અન્ન હળવુ ને પચતું દેવુ, માસાહાર અને મૈથુન એ તજી દેવાની જરૂર છે માનસિક શ્રમ, રોગીને ચીડ આવે તેવી વાતો તેની પાસે ન થાય તેમ ઠીક ઝાડો સાફ આવે તે માટે જોઇતા ઉપાય લેવો અને નિદ્રા પુરી ન આવતી હોય તો નિદ્રા આવે તેવી સૌમ્ય દવા દેવી તે માટે ગત્રે સલ્ફોનલ દેવુ વધુ ઠીક છે હાથ પગના અર્ધાગમા શકિત ન આવતા જો તેમા કાઠિન્ય થતું જાય તો વિજળી લગાડવી નહિ અગાઉ ઉપદશ ( ચાદીવિકાર ) થએલો હોય તો તે સબધી ઉપાય કરવાથી તેનાથી થએલો અર્ધાગ સુધરે છે આ રોગ નિવારણ માટે આર્યવૈદકમા નારાયણતેલ, વિપગર્ભતેલ, રાસ્નાદિતેલ, વિજયભૈરવતેલ, કરજતેલ અને સરસવ તથા રાઇનુ તેલ બાહેર ભાગમા ચોળવામા આવે છે, કુકડની ચરબીનુ મર્દન જુનાની વૈદકમા કહેલુ છે સહેતો, સુવાની કે અજમાની પોટલી તપાવી શેક કરવામા આવે છે નગડના પાન બાફીને કે વાટી પોટલી બનાવી ગરમ શેક દેવાય છે અર્દિતને માટે શિરોબસ્તી તથા લશણ મેળવેલ અડદના વડા ખવરાવાય છે તે માટ મહાબળા રવરસતુ ઘૃત મિશ્રિતનસ્ય આપવામાં આવે છે પક્ષઘાતને માટે તાજા મીઠા તેલ સાથે, ફોલેલ લશણ જીરૂ મીઠા સાથે વાટી મેળવીને નિત્ય અર્ધકર્ષ પ્રમાણથી બાજરીના રોટલા સાથે ખવરાવવાથી ગુણ થતો જોવામાં આવે છે પ્રથમ સ્વેદ વિધિ કરીને પછી સ્નેહપાન કરાવાય છે તેમાં પચતુ તાજુ ઘૃત સેવવાથી તથા ખોરાક સાથે દુધ પચે તેમ સેવન કરવાથી અને તેમ બધુ ભોજન કરવાથી આ રોગ હળવે હળવે સુધરે છે ઉપદશ જન્ય પક્ષાઘાત થએલ હોય તો કેશરાદિ ગુટીકા લાંબો વખત સેવન કરાવવાથી તે મટે છે

કાંઇ જુનો પક્ષાઘાત થવા પછી ઉંરકોચલાનુ ને મગીનુ સમભાગે ચુરણ મેળવી તેમાથી સવાર સાંજ લાંબી મુદત સુધી વાલ વાલ કે બબે વાલ સહન થાય તેમ સેવન કરવાથી પક્ષાઘાત મટે છે રાસ્નાદિક્વાથ, દશમૂળાદિક્વાથ કે સહચરાદિક્વાથ, યોગરાજ ગુગ્ગુળ ત્રયોદશાંગ ગુગ્ગુળ, સમીરપન્નગ, વાતવિધ્વસ, હેમગર્ભ વિગેરે ઔષધો આપવામા આવે છે

આ રોગમા માનસિકશ્રમ ઉજાગરો, વેગ વિધારણ, લુખો ખોરાક, મૈથુન, આશ્વક્ષારી, વાયડા પદાર્થ એ તજવાની પુરી જરૂર છે જેનુ શરીર બહુ નબળુ થએલુ નથી અને દોષીત અગ વિચેતન થએલ નથી એવા અર્ધાગ વાયુવાળાને ત્રણ ચાર મહિના ઉપાય જારી રાખવાથી પક્ષાઘાત મટવાનો પુરતો સભવ છે ઉપદશિક આર્દિત કે પક્ષાઘાત માટે પારદ રસકપૂર, પોટાશ આયોડાઇડ, પોટાશબ્રોમાઇડ, સુમલ વગેરે દવા ઘટતે વજને અમુક દિવસ ચાલુ રાખવાની જરૂર છે તેમજ તે રોગની પથ્યાપથ્ય જાળવવાની પુરી જરૂર છેજ

**મ. જ્ઞાનકોષ ઉપરથી ( આયુર્વેદ વિજ્ઞાન. )**

# ભાગ્યોદય

ભાગ્યોદય ન હોય તો જીવનની સાર્થકતા ન હોય, જીવનની સાર્થકતા ન હોય એટલે જીવન હેતુ રહીત છે—નકામું છે સૃષ્ટિ ભાગ્યોદયની દિવાલે અઢેલીનેજ ઉભી રહે છે, જો એ દિવાલ ટેકો ન આપતી હોય તો સૃષ્ટિ કદાચ નીચે તો ન પડી જાય, પણ શુષ્ક તો બને સૃષ્ટિમાથી ભાગ્ય લઇ લઇએ તો કોઇને કશાની ઉમેદ થતી નથી, ઉમેદ થતી નથી એટલે સુધારાની પ્રગતિ અટકે છે, કુધારો વિજયી નીવડે છે કુધારો એટલે સત્યનો લોપ, અસત્યનો વિજય—ધર્માંધપણુ કુધારો એટલે કુદરતી વસ્તુની હડહડતી જ્વાળા

એ જ્વાળામા જળ છાટયુ હોય, એ જ્વાળાને ઠંડી પાડવી હોય, તો શુ કરશો? એજ જ્વાળાને શીતળ પાડવાને 'ભાગ્યોદય' અમી રસ છે એજ કુધાગના વૃક્ષ કાપવાને

'ભાગ્યોદય' કુવાડી બસ છે હવે ભાગ્યોદય એટલે ધર્માંધપણાનો અસ્ત આણતી, ધર્મના ખરા સ્વરૂપને દૃષ્ટિ ગોચર કરાવતી, દિવ્ય જ્યોતિ, ભાગ્યોદય એટલે ચાલતા આવેલા મોજ શોખના પડથી ઢંકાય ગયેલા અવગુણો ત્યા અસ્પૃહણીય અવાજોને દૃષ્ટિ આગળ ખડુ કરતુ ઓજસ ભાગ્યોદય એટલે ભરદરીએ પડેલી જીવન-નૌકાને સત્યને આરે આણવા માટે રોપેલી પ્રજ્વલીત દીવાદાંડી ભાગ્યોદય એટલે ખરાબે ચઢેલી જીવન-નાવના તરફ કિનારે લાવવા મદદ કરતી, વિદ્યુત-શક્તિ, ભાગ્યોદય એટલે અસત્યની ધુનમાને ધુનમા ભૂલા પડેલાને વ્યાજબી માર્ગ દર્શાવતી માર્ગોપદેશિકા

આથી આપો આપ ભાગ્યને ઉદયમા લાવવાને દરેકને ઉર્મિ થાય છે દરકોઇ કહેશે કે હુ આવો હોઉ, હુ તેના જેવો હોઉ તો કેવુ સારૂ! કોઇને સ્હેજ ઉન્નતિમા જુએ કે તરતજ તે તેના સાધ્યની સ્પર્ધા કરવા મડી જાય છે ભાગ્ય સુધારવા મનુષ્ય ઘણો ઘણો મથે પણ જ્યા સુધી તે પવિત્ર જીવન ગાળતો નથી, જ્યા સુધી તે એ ધડક પણે સત્ય હકીકત જાહેર કરતો નથી, જ્યા સુધી તે હુ પણુ ત્યજતો નથી, જ્યાં સુધી તે ધર્મને તુચ્છકારતો નથી, ત્યા સુધી તેની ઉન્નતિની આશા થોડી છે-બીલકુલ નથી મનુષ્ય જ્યા સુધી બીજાના પવિત્ર વિચારને અનુમોદન આપતો નથી અને પોતાના ખોટા દાંભિક વિચારને છાતી ઠોકીને ટેકો આપે છે, ત્યા સુધી તેના ભાગ્યનો ઉદય કેમે કરી થઇ શકે નહિ જે મનુષ્ય હાલતાં અને ચાલતા દુષ્ટ ભાવનાના તરંગમા મશગુલ થઇ રહે છે, જેને તે કઇ ભૂમિ પર ચાલે છે, તેનુ ભાન નથી, મનુષ્ય જન્મનુ મોંઘાપણુ જેના ભેજામા ઉતરતુ નથી, એવાના ભાગ્યનો ઉદય ઇશ્વર પણ શુ કરી શકે? જેનો જીવન-સૂત્ર ખાવુ, પીવુ, અને ઉંઘવુ છે, જેનો ઉદ્દેશ આ જન્મમા પોતે વહી જઈ બીજાની સોબત કરી વહાવવાની છે તે તેનુ ભાગ્ય શુ સુધારી શકે? આવા મનુષ્યો તો પોતાના અવગુણો તપાસી, જડમૂળથી તેને દૂર કરવા, પછી પવિત્ર વિચારોને પોષવા અને પછી જ ભાગ્યના ઉદયની આશા રાખવી

પણ, ઉપરના મોઘા સ્વપ્નને ખરૂ પાડવા, ઉદય-મંદિરની નીચે પહોચવા સદ્ગુણીનું અનુકરણ કરવુ જોઈએ, પોતાની ભૂલો કબુલ કરી અન્યની પવિત્ર ભાવનાઓ પોતાના અંતરમાં ઉતારવી જોઇએ, પોતાનો ધર્મ શુ છે તેની સંપૂર્ણ રીતે પીછાન કરવી જોઇએ.

પદાર્થના ૭ વિકાર છે તે પળે પળે તેની દૃષ્ટિ આગળ ખડા કરવા જોઇએ સવારે ચાયને પોતે શુ કર્યું અને શુ બાકી છે તેનો પૂર્ણ વિચાર કરી દિવસના કામમા તલ્લીન થવુ જોઇએ કુસપની હેળીઓ જેમ બને તેમ હોલવતાજ રહેવુ જોઇએ, સોબત બાધતાજ પહેલા વિચાર કરવો જોઇએ કે જેથી તેને પશ્ચાતાપ કરવાનો વખત ન આવે જેના વિચારો શુદ્ધ હોય, જેના વિચારો સાધુ પુરૂષની વૃત્તિનુ અનુકરણ કરતા હોય, તેની સોબત કરવી. ભાગ્યોદયની આશા રાખનારે સાધુ પુસ્તક જે જે તેમને જડે, તે પુસ્તકનુ જરૂર મનન કરવુ જોઇએ સાધુ જીવન ગાળનારના જીવન વૃતાંતની નોધ લઇ તેનાજ મર્મો જેટલે દરજ્જે બને તેટલે દરજ્જે કરવા તત્પર થવુ જોઇએ ભાગ્યના ઉદયની આશા રાખનારે દુઃખથી કંટાળી નહિ જવુ, **દુઃખ એ ભવિષ્યનુ સુખ છે અને ધૈર્ય એ સુખ રૂપી તાળાની ચાવી** છે એ સુત્ર પોતાના હૃદય પટ પર ચિત્રીજ મૂકવો જોઇએ ભાગ્યના ઉદયને આગણે ઉભા રહેનારે ઘણાજ ઉચ્ચ ભાગ્યની આશા રાખવી જોઇએ કારણ, આપણી સામાન્ય ધારણા કરતા ઘણેજ ઓછે દરજ્જે આપણે કૃતાર્થતા પ્રાપ્ત કરીએ છીએ

ટુંકમા, ઉપલી બાબત ધ્યાનમા લઇ ખરા જીગરથી જે કર્મો કરશે, તે ભાગ્યમંદિરના શિખરે તો નહિ પણ તેના પગથીઆ પર ચઢી શકશે

તા. ૨–૯–૨૪ } ભાલચંદ્ર

---

# દીર્ઘાયુષી થવાના ઉપાયો

આ વિશ્વમા સર્વ કોઇને લાબુ જીવવાની ઇચ્છા હોય છે પણ જે ઉપાયોથી દીર્ઘ–જીવી થઇ શકાય તે ઉપાયોને કોઇ શોધતુ નથી જે જાણે છે તે તેનુ પાલન કરતાં નથી દીર્ઘ જીવી થવા માટે કેટલાક ખાસ નિયમો પાળવાની અગત્ય છે જેમને દીર્ઘજીવી થવાની ઇચ્છા હોય તેમણે ઘણા લાબા કાલ સુધી સ્વસ્થ અને સબલ રહેવુ જોઇએ એને માટે શરીર હમેશા સ્વસ્થ રહે તેવી કાળજી રાખવી, શરીરની અંદરના સર્વ અવયવો બરાબર કામ કર્યા કરે તેમા કશો વિકાર ન ઉત્પન્ન થાય તેને માટે ખાસ કાળજી રાખવી જોઇએ

જમતી વખતે જમવાના પદાર્થોને બરોબર ચાવી તેને મુખની અંદર ઉત્પન્ન થતા રસ સાથે મેળવી ગળામા ઉતારવા જોઇએ જો ખાધેલી વસ્તુ બરોબર ચાવી એક રસ કરી ગળે ઉતારવામા આવે તો તે પદાર્થ ઝટ પચી જાય છે ભોજનના પદાર્થો બરોબર ચાવનારને વધારે ખોરાકની જરૂર પડતી નથી, થોડા ખોરાકથી તેના શરીરને પોષણ કર્તા સર્વ તત્વો મળી રહે છે બરોબર ચાવવાથી ખાવાની વસ્તુના સ્વાદની પણ બરોબર ખબર પડે છે

જે માણસો ખાવાના પદાર્થોને બરોબર ચાવ્યા વગર ચાવ્યુ ન ચાવ્યુ કરી ગળે ઉતારી દે છે, અથવા વધુ ખાય છે તેની જઠરાગ્નિ મંદ પડી જાય છે અને ખાધેલા પદાર્થો બરોબર પચતા નથી, વગર ચાવેલા પદાર્થોને પચાવતા જઠરમા ઘણી મહેનત પડે છે તેથી જઠરાગ્નિનું બળ ઘટાઇ જતાં તે મંદ પડે છે અને તેથી ખાધેલા પદાર્થો ન પચવાથી ધીમે ધીમે અનેક રોગ ઉત્પન્ન થાય છે અને તેથી શરીરનુ આયુષ્ય ક્ષીણ થતુ જાય છે અને

દિવસે દિવસે જઠરાગ્નિની ભોજનના પદાર્થો પચાવાની શક્તિ ક્ષીણ થતી જાય છે એ માટે જમતી વખતે ખાવાના પદાર્થો બરાબર ચાવ્યા પછીજ ગળામા ઉતારવા અમેરીકામા એક ડૉક્ટરે કહ્યું છે કે

Chew You Food Your Stamach Has No Teeth "ચાવીને ખાવ, તમારા જઠરને દાત નથી" ખાધેલા પદાર્થો ચાવવા માટે દાતોને ખૂબ સાફ રાખવા જોઇએ

પાણી, હવા અને ખોરાક એ ત્રણ વસ્તુઓ શરીરને લાબો વખત જીવાડવા માટે ઉપયોગની છે એ માટે એ ત્રણ વસ્તુઓ બરોબર શુદ્ધ છે કે નહિ તેની પ્રથમ કાળજી રાખવી જોઇએ કારણ કે એ ત્રણની શુદ્ધતા ઉપર જીવન શક્તિનો મુખ્ય આધાર છે પાણીને શુદ્ધ કરવા માટે ઘડો રેતી અને કોયલા એની સહાયનાથી દેશી ફીલ્ટર તૈયાર કરી શકાય છે પાણીને ઉનું કરી, ગળી ઠંડુ પાણી તે ઉપયોગમા લઇ શકાય છે હમેશા ચોખી હવામાં રહેવા યત્ન કરવો ઘરમાં હવા આવજા કરે તેવી રીતે બારી બારણા ઉઘાડાં રાખવા, ઘર હવા અજવાળુ વાળુ પસદ કરવુ જમતા પહેલા જમવાના પદાર્થોમા કાઇ સડેલી, કે બગડેલી વસ્તુ ન હોય, સ્ત્રીઓએ રાધતાં પહેલાં અનાજ બરોબર વીણી, ઝાટકીને જતુ વિગેરે ન હોય, તેવી રીતે સાફ કરી ધોઇ પછીજ તેનો રાધવામા ઉપયોગ કરવો દાળ કઢી વિગેરે ચૂલા ઉપર ઉકળતાં હોય ત્યારે કે પીરસતી વખતે ઉઘાડા ન મૂકવાં, ઉપરથી માંખી વગેરે જતુઓ, કચરો ધુમાસ વીગેરે પડે નહિ તેની કાળજી રાખવી નીચે મૂકેલા રાધેલા પદાર્થોમા કીડી જતુ ચડે નહિ તેની સાવચેતી રાખવી જમવામા જેમ બને તેમ ભારે ન પચી શકે તેવા પદાર્થો ઓછા ખાવા

ફરવાજવુ—શરીરના અગ પ્રત્યગોને વ્યાયામશીલ બનાવવુ એ ઘણુ જરૂરનુ છે કસરત કરવી તેમા અમુક અર્ધો માઇલ કે એક બે માઈલ રોજ સવારસાંજ નિયમસર ફરવા જવુ એ સર્વથી ઉત્તમ કસરત છે તેથી હૃદય અને ફેફસાંને બળ મળે છે

• દીર્ઘશ્વાસ પ્રશ્વાસ—મનુષ્યની કાર્ય કરવાની શક્તિ ફેફસાંની ઉપર વધુ આધાર રાખે છે ફેફસામા નાના પ્રકારના રોગ થાય છે અને તેથી ફેફસાને સબળ બનાવવા તેમ નીરોગી રાખવા માટે દીર્ઘશ્વાસ પ્રશ્વાસની ક્રિયા કરવી એ ખાસ જરૂરનુ છે હરતા ફરતા બેસતા ચાલતા ઉઠતાં સુતા સર્વ સમયે દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા થઇ શકે છે બનતા સુધી ખુલ્લી જગામાં હવામા લાંબા ઉડા શ્વાસ લેવા અને તેવીજ રીતે ધીમે ધીમે શ્વાસ બહાર કાઢવા મુખ બધ કરીને નાકથી ધીમે ધીમે શ્વાસ લેવો, બની શકે ત્યા સુધી ઉંડો શ્વાસ લવો, પછી તેને થોડી ક્ષણ રોકી " હુ આરોગ્ય છુ હુ દીર્ઘાયુષી છુ " એવી ભાવના કરવી અને થોડીવારે તે લીધેલા શ્વાસને ધીમે ધીમે નાકદ્વારા બહાર કાઢવો આવી રીતે વારવાર કરવાનો અભ્યાસ કરવો

આવી રીતે દીર્ઘશ્વાસ પ્રશ્વાસ કરવાથી ક્ષયના દરદીને ઘણો લાભ થાય છે આ પણ એક પ્રકારની કસરત છે હિંદુઓમા પ્રાણાયામ કરવાની પ્રથા ધર્મશાસ્ત્રોએ વર્ણવી છે, તે આ ક્રિયાનું ઉગ્ર સ્વરૂપ છે દરેક ધાર્મિક ક્રિયા કરતા પહેલા ઇશ્વરોપાસના કરતા પહેલાં પ્રાણાયામ કરવાની મુખ્ય અગત્ય દર્શાવી છે પ્રાણનો નિરોધ કરતા મનનો નિરોધ થાય છે મનનો નિરોધ થતા ચિત્તનો નિરોધ થાય છે અને તે પછી ધારણા ધ્યાનાદિના અતે સમાધિનો લાભ થતા મનુષ્ય સર્વ શક્તિમાન ઇશ્વરની શક્તિયો પ્રગટ થાય છે આવો ઉપયોગી વિધી આરોગ્ય લગાવે એમા નવાઈ નથી

સ્નાન—શરીરમા અનેક છિદ્રો છે જ્યા જ્યા વાળ છે તે રોમકૂપો છે તે બરોબર સાફ થાય તો શરીરનો મેલ બહાર નીકળી જાઇ શરીર સ્વચ્છ રહે છે શરીરમા પરસેવો થાય છે એ પરસેવાના થર શરીર ઉપર બાઝી રોમકૂપો પુરાઈ જતા અંદરનો મેલ બહાર નીકળતો નથી માટે શરીરને બરોબર સ્વચ્છ રાખવા સ્નાન હમેશા બે વાર કરવુ ન્હાતી વખતે શરીરને ખાદીના રૂમાલથી બરોબર ઘસીને સ્વચ્છ કરવુ જેથી ચામડી ઉપરનો મેલ જતો રહે છે અને વાળના છિદ્રો ખુલ્લાં રહે છે વળી બરોબર રૂમાલથી ઘસીને શરીર સ્વચ્છ રાખવાથી માસ પેશીયો તથા ગ્રંથીઓની કસરત થાય છે શરીરમા માસની પેશીયો અને ગ્રંથીયો ઘણી છે તે દરેકનુ જુદુ જુદુ કાર્ય છે તેમાં એકના પણ નિર્બળ થવાથી કે અકર્મણ્ય થવાથી શરીર પણ કાંઇક દુર્બળ અથવા આળસુ બની જાય છે કેટલાય યન્ત્રોના નિયમિત પરિચાલન શક્તિયો ઉપર જીવનનો આધાર છે કોઇ યન્ત્રના શિથિલ થવાથી જીવન પણ શિથિલ થાય છે અને જલ્દી મૃત્યુને બોલાવે છે જેથી દરેક મનુષ્યે પોતાના શરીરની માસપેશીયો અને ગ્રંથીયોને બળવાન અને કર્મણ્ય રાખવી જોઇએ એ વ્યાયામની પણ તેને માટે જરૂર છે તેવીજ રીતે દરરોજ આખા શરીરનુ ન્હાતી વખતે બરોબર ખાદીના રૂમાલથી મર્દન કરવુ જોઇએ

સંયમ—મનુષ્યે સર્વ વિષયોમા સંયમી બનવુ, આહારવિહાર, આમોદ, પ્રમોદ આદિ સર્વ વિષયોમા મનુષ્યે સંયમી બનવુ જોઇએ શરીરના ઉપર મનનો પ્રભાવ કાંઇ ઓછો પડતો નથી, એથી મનમા અશુભ વિચાર ન કરવા, મૃત્યુનો મનમા ભય રાખવો નહિ હું દીર્ઘજીવી થઇશ જ એ પ્રકારનો દૃઢ વિશ્વાસ મનમા રાખવો જોઇએ મનને દુષ્ટ અશુભ આચારવિચારમા પ્રવેશ ન કરવા દેવો, તેથી શરીર જરૂર બગડે છે મનને હમેશા પ્રફુલ્લ રાખવુ, આનંદી રાખવુ, ઉત્સાહી રાખવુ

આ નિયમો પાળવાથી મનુષ્યનુ આયુષ્ય લાંબુ થાય છે પોતાનું શરીર સાચવવા, તેને નિરોગ રાખવા જરૂર દરેકે કાળજી રાખવી કોઇને શરદી, ખાસી, વિગેરે રોગ વારંવાર થતા હોય તો તેના ફેફસા નબળા હોવા જોઇએ તેણે જરૂર દીર્ઘશ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવી કોઇને પેટમા ચુંક હોય, બધકોશ હોય, પેટમા દુખાવો થતો હોય તો સમજવુ કે જઠરની મંદતા છે હા તેણે ખાવાના પદાર્થો બરોબર ચાવવા, મિતાહારી થવુ, દસ પંદર દિવસે એકાદ ઉપવાસ ખેચી કાઢવો. આથી જઠર બરોબર કામ કરતું થઇ જશે

આવી રીતે બરોબર નિયમપૂર્વક વર્તનારનુ જીવન લંબાય છે વૈદ્ય

---

## वैदक टुचका.

દાહ—એક હજારવાર ધોયેલા ઘીનો લેપ કરવાથી દાહ દૂર થાય છે વળી રાત્રે માટીના ઘડામા પાણી રેડી તેમા ધાણા પલાળવા; તે પાણી સવારે લુઘડે ગળી લઇ તેમા સાકર નાખી પીવે તો તૃષાનો દાહ મટે છે

મૃગી અપસ્માર—વજનુ ચૂર્ણ મધ સાથે રોજ ખાય અને માત્ર દૂધ ભાત જ તે ઉપર ખાય, તો તેનો મૃગીરોગ મટે છે

હરસ—આઠ ભાગ સૂકુ સુરણ, ચાર ભાગ ચિત્રક મૂળ, ૧ ભાગ હરડે દળ, ૧ ભાગ

સુંઠ, ૦ાા ભાગ કાળા મરી, સર્વે એકત્ર ખાડી વસ્ત્રગાળ ચુર્ણ કરી ૧૪ ભાગ ગોળ મેળવી ક્ષુટી ગોળીઓ બનાવવી આ ગોળીઓ ખાવાથી હરસ મટે છે બંધકોશ મટે, ઉદરના રોગ મદાગ્નિ પણ મટે છે

પ્રદર—તાદ્દળજાના મૂળ વાટી ધીમા મેળવી ખાય તો સ્ત્રીઓનો પ્રદર રોગ મટે છે પ્રદર રોગમા સુદરીસાથી જરૂર વાપરવી તેથી તરત ફાયદો થાય છે

વૃદ્ધાવસ્થા—પાશ્ચાત્ય ડાકટરો માને છે કે ,જોઇએ તે કરતા વધુ મીઠુ ખાવાથી વૃદ્ધાવસ્થા વ્હેલી આવે છે વધુ મીઠુ ખાનારના વાળ વ્હેલા ધોળા થાય છે

ફેફરૂ—હાથીના મૂત્રમા સુંઘવાની તમાકુની ત્રણ ભાવના આપી તે તમાકુ સુંઘાડવાથી ફેફરૂ મટી જાય છે એક હકીમે અજમાવેલો છે

ડુંગળીના ગુણ—ઉન્માદમા ડુંગરી ખવરાવવાથી સારો ફાયદો થાય છે ડુંગળીની પોટીસથી શેક કરવાથી તરતની સસણી મટે છે

દમ—એક ડાકટરે દમના જુના દરદીને ચોખ્ખુ કેરોસીન તેલ આપી સાજા કર્યા હતા પ્રથમ તેમણે ૪ ડ્રામ કેરોસીન આપી ધીમે ધીમે ૧ આઉંસ સુધી વધાર્યું દમ ચડતા પહેલા આપવાથી દમ વધુ ચડતી ન્હોતી, દમ ચડે ત્યારે આપવાથી દમ બેસી જતો. આવી રીતે તેમણે કેટલાક જુના કેસ સુધાર્યા હતા

યુવાવસ્થા—એક ડાકટર કહે છે કે ઉપવાસ કરવાથી યુવાવસ્થા પ્રાપ્ત થાય છે, વળી તે સલાહ આપે છે કે ઉપવાસ પદર દિવસના એકી વખતે કરવા જેથી તેણે ત્રણ માણસોને યુવાવસ્થા પ્રાપ્ત કરાવી હતી

**મીઠું અને ખાંડથી નુકશાન**—વધુ ખાંડ ખાવાથી તેમ વધુ મીઠુ ખાવાથી શરીરના આરોગ્યનુ નુકશાન થાય છે તે થોડી માત્રામા ખપ પુરતુ ખાવુ વધુ ખાવાથી મનુષ્ય વધુ સ્થૂલ અથવાતો વધુ કૃષ થઇ જાય છે અમેરીકામા એ બે ચીજો ન ખાવા માટે ચર્ચા ચાલે છે

**શ્વાસ અને ખાંસી**—હુકકાના જુનામાં જુના ગલ જેટલા મળી શકે તેટલા લાવવા (હુકો પીધા પછી ગડાકુ તમાકુનો બળેલો ગલ) પછી તે બધાને દેવતામા બાળી તેની ભસ્મ કરી લેવી એ ભસ્મને પાણીમાં મીશ્ર કરી પછી ઠરવા દઇ ઉપરનુ પાણી લઇ ઉકાળી જવખાર કાઢવાની રીતે તેનો ક્ષાર કાઢવો તે ખાર એકથી બે રતી મધ સાથે મેળવી ખાવાથી સર્વ પ્રકારની જુની ખાસી, કફની અધિકતા, શ્વાસ, દમ, બાળકોની ખાસી મટે છે

સગ્રહણી—એક લીબુને વચમાથી અર્ધું ચીરીને તેમા ભગના દાણા બરાબર અફીણ ભરવું અને તેને પછી દોરાથી બાંધી અગ્નિ ઉપર પકવવુ તે પછી એ લીબુ સવાર સાંજ બે વખત ચુસવુ એવી રીતે ત્રણ દિવસ ચુસવાથી સગ્રહણી જરૂર મટી જાય છે

આદાશીશી—નવસાર અને પલાળ્યા વગરનો ચુનો બન્ને બરાબર મેળવીને એક શીશીમા ભરવાં તેને ત્રણચાર વાર સુંઘવાથી આદાશીશી, માથુ ચડવુ વિગેરે માથાના રોગ મટે છે

મૃગીરોગ—બ્રાહ્મીના સ્વરસ મધ સાથે પીવાથી મટે છે બ્રાહ્મીસીરપ લેવાથી મટે છે.

# જ્ઞાન સૂર્યનાં ચિન્મય કીરણો.

( લેખક—ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મ્હેતારજી )

## પ્રકૃતિ-સ્વભાવ શી રીતે છૂટે ?

એક પ્રસંગે એક સમર્થ યોગીરાજ મહાત્મા સ્વર્ગમા ગયા, તેની સાથે એક કાગડો પણ ત્યા ગયો. સભામા દેવરાજે પુછ્યુ કે, આ કોણ છે ? સતે કહ્યુ કે, એતો કાકઋષિ છે ભોજન સમયે તે કાકઋષિને બોલાવવાનુ કહેતા સત કહે, એતો પછી જમશે ઋષિ લોકોનુ શેષ અન્ન પ્રસાદ લેનાર છે જમી રહ્યા પછી પત્રાળો નાખ્યા ત્યા બેસી તેમાથી તે કાગ વીણી ખાય છે થોડીવાર તે કાગડો નર્કમા વિષ્ટા પડી હશે તે ઉપર જઇ બેઠો તે જોઇ ઇંદ્રે પુછ્યુ કે, આમ કેમ ? સતે કહ્યુ કે, એતો એની પૂર્વ પ્રકૃતિને અનુસરે છે કૃષ્ણે અરજુનને કહેલું કે, ભાઈ ! નચાત્હમે કહે છે ખરો પણ પ્રકૃતિનો નિગ્રહ તુ શી રીતે કરશે ? ! તે નહી થાય તારી સામા બાણુ આવશે કે તારી ક્ષાત્ર પ્રકૃતિજ તરત તને બાણ મારવાને પ્રેરશે. તેમ, એ પણ એની પ્રકૃતિ અનુસાર કરે છે

તાત્પર્ય કે જ્ઞાનની પ્રાપ્તિરૂપ સર્વ પ્રાપ્તિ થાય, બધુ સમજે, છતા યોગાન્યોગે પાછો જીવનત્વ ઉપર જઇ બેસે છે એ પ્રકૃતિ શી રીતે છૂટે, એટલે સ્વરૂપમા અખુસ્થિતિ શી રીતે થાય ? જગતના સર્વ મોહક પ્રાણી પદાર્થ માત્રમા દોષ દર્શન કરતા રહી, પછી તે દોષ જોવા રૂપ દ્વેષના ત્યાગ કરી "સર્વ દ્રશ્ય કાઇ વસ્તુજ નથી,-ભ્રાંતિ માત્ર છે, તો પછી શામા મોહ કરવો '' એમ વિચારી રાગનો પણ ત્યાગ કરવાથી ઉત્તમ વૈરાગ્ય એટલે સમત્વ પ્રાપ્ત કરવુ અને **इदमहच वासुदेव** આ દ્રશ્ય-વિશ્વ તથા હુ વાસુદેવ બ્રહ્મ જ છે એવો અભ્યાસ સતત કર્યા કરવો તે અભ્યાસની દૃઢતાથી ( કીટ ભ્રમરની માફક ) જીવત્વ અસ્ત પામી જશે, અને બ્રહ્મત્વ સિદ્ધ રહેશે

આત્મ દ્રષ્ટિએ તો સર્વ મુક્તજ છે દેહ દ્રષ્ટિએ જીવત્વ અને બદ્ધની ભ્રાન્તિ છે તે સત્સગ અને અહર્નિશ ઉપાસનાથી છેદી ભેદી નાખી આત્મતત્વમા અહંમમત્વ સ્થાપી તત્સત સ્વરૂપમા લક્ષ રાખી રહેવુ

## મનોબળની પણ જરૂર છે.

એક સત મરણ પથારીમા પડ્યા છે શરીરમા બહુ અગ્નિ ઉઠ્યો છે તેની અસહ્ય વેદનાથી "હાન્હી-અરેરે" કરે છે તેથી બીજા શિષ્યે મુખ્ય પટ્ટ શિષ્ય જે બીજે ગામ ગયેલ ત્યાથી તેડાવ્યો તે હાથ જોડી બોલ્યો કે, હે ગુરો ! આપ સમર્થ છો, પણ આવી રીતે બુમ પાડવાનુ આ મડળીમા શોભા આપતુ નથી. હમારી તો વાત જુદી છે આપ સમર્થ છો માટે પ્રાર્થના કરૂ છું ગુરુ કહે મુર્ખ ! મને કલાક બાકી છે તુ મને શિખામણ શુ આપે છે જે ઘરમા આગ લાગે તેમા રહેલા જીવ જતુ છોકરા માણસ પશુ વિગેરે નાસવા લાગે છે તાપ લાગવાથી બુમ પાડે છે તેમ મારા શરીરઘરમા આગ લાગી તેથી જેને જેને તાપ લાગે પીડા થાય તે બુમ પાડે તેમા મારે શુ ! હુ તો જેમ છુ તેમજ પૂર્ણ સ્વરૂપે છુ. એમ કહી કલાક થતા શરીર છોડી દીધુ

અપૂર્ણ

# ભાગ્યોદય.

વર્ષ ૧૩ ]  ભાદ્રપદ સંવત ૧૯૮૧-સપ્ટેંબર સને ૧૯૨૫  [ અંક ૭

## जागो.

( ગઝલ )

સુતેલા એ યુગ સાધો ! હવે જાગો હવે જાગો
સ્વ કર્ત્તવ્યે જ તનમનથી, જલદી લાગો જલદી લાગો,

ઉપાધિ દેખવા પૂરતો, તમે આલસ્યને ધાર્યો
સુવાનો વેશ લીધો તે, ત્વરિત ત્યાગો ત્વરિત ત્યાગો, સુતેલા૦

તમોને સાધના કેરી ગુરૂએ પાઇ ગળથુથી
ઉપેક્ષા બુદ્ધિથી આથા, અરે ભાગો, અરે ભાગો, સુતેલા૦

જાગીને જગવવાની એ રહી તમમાંહી શક્તિઓ,
પ્રમાદાલસ્યનો વાગો, ધરો આધો, ધરો આધો, સુતેલા૦

ત્યજીને મન્દતા મનની, પ્રબલ આવેગ પ્રકટાવો
પ્રાણબલ વાપરો, પ્રભુથી અધિક માગો અધિક માગો, સુતેલા૦

ગુરુ પાસેથી કળ જાણી, અને ના સાધી જો તેને,
રહ્યા નિષ્ફલ કલંક તણો, જીવનમાં રહી જશે ડાઘો, સુતેલા૦

મચ્યા સંપૂર્ણ બનથી જો, સમોદિત સત્પ્રયત્નોમાં,
જરૂર જાણો વિજય તમથી નથી આઘો નથી આઘો, સુતેલા૦

સર્વ પોતાનું અર્પીને, સફલ યત્ને હવે વાધો
ચઢે તમ વિજયનો ડંકો, સદા વાગો, સદા વાગો, સુતેલા૦

( શ્રી ઉ૦ )

## चैतन्यचन्द्र दर्शनना आनन्दोद्गार.

( દેખુંગી મેરા મોગ સાંવરીઆ -એ લય )

અબ્ધિમાં મસ્ત મહાલું આનંદમાં,
મહાલું, મહાલું, મહાલું, મહાલું, મહાલું રી, મસ્ત૦

હૃત્સાગરે રહી, દૃષ્ટિ રાખું
ઊંચે વ્યોમે, બીજે ન નાખું,

ચમકે છે ન્યારી, ન્યાળું ન્યાળું ન્યાળું રી,
મુગ્ધ ચૈતન્ય ચંદમાં; અબ્ધિમાં૦

મન મહા મલહર એની પ્રભા શી !
અમૃતકેરો એ મહા રાશિ

અનુપમ ચિતિરસ પ્યાલું પ્યાલું પ્યાલું રી;
પીધું પડી પ્રીતિ છંદમાં, અબ્ધિમાં૦

અણુ અણુને ચિતિ સત્તા પ્રેરી,
ચિતિ દ્યુતિ જગવે દીપ્તિ અનેરી,

ભાળું હવે શું કાળું કાળું કાળું રી,
રમ્યું ફર્યું જ્યાં દ્વન્દ્વમાં, અબ્ધિમાં૦

( શ્રી જ૦ દેવી )

# यथार्थ शान्ति अने सुख मेळववाना उपायो.

જે મનુષ્યનું હૃદય પવિત્ર હોય છે તેમનુ હૃદય દયાળુ હોય છે. તેમનું જ જીવન ઉચ્ચ હોય છે, તેમને જ ખરી શાંતિ મળે છે સાચી શાંતિ પ્રાપ્ત કરવા માટે મનુષ્યે દયાળુ થવાની સાથે સત્યજ્ઞાન અને સારાસાર વિવેકને પણ ધારણ કરવાની જરૂર છે મનુષ્યને ઘણા પ્રકારની ટેવો પડી ગયેલી હોય છે જે મનુષ્ય જેવા વિચારનું સેવન કરનાર હોય છે તે મનુષ્યને તેવી ટેવો પડી ગયેલી હોય છે ઘણા મનુષ્યો એકવાર અમુક કાર્ય કરવાનો નિશ્ચય કરે છે પણ તે નિશ્ચય પ્રમાણે ઘણાખરા ચાલતા નથી કારણ કે તેના વિચારાનુસાર તેને પડેલી ટેવો જ્યા સુધી છુટતી નથી, ત્યા સુધી તે પોતાના નિશ્ચય પ્રમાણે ચાલતો નથી માટે પ્રથમ અયોગ્ય પડેલી ટેવો છોડવા માટે સદ્વિચાર સેવવાની અગત્ય છે

મનુષ્યનું જીવન તેના વિચારાનુસાર ઘડાયલું હોય છે ઘણા મનુષ્યો વારવાર કથા સાંભળવા જાય છે મહાપુરુષોનો સગ કરે છે, છતા તે ઉપદેશ પ્રમાણે ચાલતા નથી. ઘણા એકવાર સત્ય બોલવાનો નિશ્ચય કરે છે પણ વ્યવહારમા પાછા ઘણીવાર અસત્ય બોલતી વખતે પોતે કરેલા સત્ય બોલવાના વિચારને ભૂલી જાય છે જો તે સત્ય બોલવાના વિચારનું સેવન કરે તો પછી તેને સત્ય બોલવાની ટેવ પડે છે જ્યા સુધી કોઇપણ પ્રકારે ચાલવાની તેને ટેવ પડતી નથી ત્યા સુધી તે કરેલા નિશ્ચય પ્રમાણે ચાલતા નથી

મનુષ્ય શાસ્ત્રો વાચે છે સદ્વિચારનુ સેવન કરવુ જોઇએ એવુ સાભળે છે, કથામા સત્ય બોલવાનું મહાત્મ્ય સાભળે છે, ઇશ્વર આપણા હૃદયમંદિરમા છે વિષયોની મમતા છુટતા ઇશ્વરપ્રતિ વળાય છે, સત્યનુ સેવન કરવાથી ઇશ્વરની પ્રસન્નતા મેળવાય છે સસાર અનિત્ય છે અને ઇશ્વર જ સત્ય છે એવો એવો ઉપદેશ સાભળે છે, પુસ્તકોમાં વાચે છે એકવાર તે પ્રમાણે ચાલવાનો નિશ્ચય કરે છે પણ તે પ્રમાણે તેનાથી ચાલી શકાતું નથી. કરેલા નિશ્ચયનો તે અજાણ્યે ભગ કરે છે, અને પોતાને પડી ગયેલી ટેવ પ્રમાણે ચાલે છે. આનુ કારણ કે તેને જે વિચારોનુ સેવન કરવાની કે જે પ્રકારે વર્તન કરવાની ટેવો પડી ગયેલી હોય છે તે ટેવો જ્યા સુધી છુટતી નથી ત્યા સુધી તે પોતાના આચારવિચારમા ફેરફાર કરી શકતા નથી માટે મનુષ્યે પોતે જે પ્રકારના થવુ હોય, જેવા વિચારો સેવવાની ઇચ્છા હોય જે પ્રકારનુ વર્તન ગાળવાની ઇચ્છા હોય તે પ્રકારની ટેવો પાડવી જોઇએ

જેમ કોઇ રસ્તે વારવાર ગાડા જાય છે, તે રસ્તામા ગાડાંના પૈડાથી ચીલો પડે છે ચીલાવાળા માર્ગમા ગાડુ જાય છે ત્યારે બળદ તે ચીલે ચીલે ચાલ્યા કરે છે એ ચીલો કાપી બીજે રસ્તે તેમને વાળવા હોય છે ત્યારે ધણી મહેનતે તેમને બીજે રસ્તે લઇ જવા પડે છે છતા વારવાર તે ચીલા ભણી વળી જાય છે એકને એક રસ્તે વારવાર ગાડા જવાથી ત્યા ચીલો પડે છે, તે પછી તે ચીલે ચીલે જવાનુ ગાડાંને અનુકુળ થઇ પડે છે આવીજ રીતે મનુષ્ય જેનો વારવાર વિચાર કરે છે તે વિચારના સસ્કાર મનુષ્યના મન ઉપર વારવાર પડવાથી તે વિચારાનુસાર તેને વર્તન કરવાનુ મન થાય છે જેના વિચાર કર્યા હોતા નથી તે વિચારાનુસાર ચાલવાનો તેને વિચાર આવે પણ તે ક્ષણિક હોય છે તે પ્રમાણે તે ચાલી શકતા નથી માટેજ મનુષ્યે પોતે જેવા પ્રકારનુ જીવન ગાળવાની ઇચ્છા હોય તે પ્રકારના વિચારોનુ વારવાર સેવન કરવુ, સદ્વિચારનુ વારવાર સેવન કરવાથી તેના મન ઉપર સસ્કાર પડે છે અને એ સસ્કારાનુસાર તેના આચારો પણ ટેવ રૂપે સિદ્ધ થાય છે,

મનુષ્યને જેવુ વર્તન સેવવાની ઇચ્છા હોય તેવી ટેવો પાડવી જોઇએ જ્યા સુધી તેને તે પ્રમાણે વર્તવાની ટેવ નહિ પડે ત્યા સુધી તેનાથી તે ઇચ્છા પ્રમાણે વર્તન નહી થાય તે ઇચ્છિતનુ તે વિસ્મરણ કરશે અને અજાણના પણ તે અવળે રસ્તે ચાલશે. જેમ કોઇ એક વાર સત્ય બોલવાનો વિચાર કરે છે કે હમેશા ગમે તેમ થાય તોપણ સત્ય જ બોલવુ એવો એક વાર નિશ્ચય કરે છે તે જ્યા સુધી સાવધાન રહે છે, ત્યા સુધી તો સત્ય બોલે છે, પણ વ્યવહારના અનેક કામમા તે પોતે કરેલી સત્ય બોલવાની પ્રતિજ્ઞાને ભૂલી જાય છે, અને પ્રાપ્ત થતા લોભને લીધે સ્હેજ જુઠું બોલવુ એમા શુ, એમ ધારી અસત્ય બોલી દે છે, કરેલી પ્રતિજ્ઞાને તોડે છે પણ જો તેને સત્ય બોલવાની ટેવ જ પડી હોય છે તો જરૂર તે ગમે તેવા વ્યવહારમા લિપ્ત થયેલો હોય છે તો પણ સત્યજ બોલે છે ભૂલે ચુકે પણ અસત્ય બોલતો નથી કરેલા નિશ્ચયાનુસાર સાવધાનતા રાખી વર્તન સેવવાથી તે પ્રમાણે વર્તવાની ટેવ પડી જાય છે ત્યારે પછી તે ભૂલેચૂકે પણ વિરૂદ્ધ વર્તન સેવતો નથી.

મનુષ્યે પોતે જેવા પ્રકારના વિચાર કરવાની ઇચ્છા હોય તેવા વિચારો વારવાર કરી કરીને તેવી ટેવો પાડવી જેવુ વર્તન સેવવાની ઇચ્છા હોય તેવી રીતે વારવાર વર્તી તેવી ટેવો પાડવી જ્યારે તે ટેવો સ્વભાવસિદ્ધ થઇ જાય છે ત્યારે પછી તેનુ જીવન ટેવો પ્રમાણે ઘડાય છે

બાળકોને નાનપણમા જેવી ટેવો પાડવામા આવે છે તે અનુસાર તેનુ મોટી ઉમ્મરે જીવન ઘડાય છે ઘણે ભાગે સારી બાબતથી સારા સસ્કારો પડે છે, સારા વાંચનથી સારા સસ્કાર પડે છે ઉચ્ચ જીવન ગાળનારના સસર્ગમાં રહેવાથી ઉચ્ચ સસ્કારો પડે છે અને એ સસ્કારાનુસાર વર્તવાની તેને ટેવો પડી જાય છે જો બાળકને સારી સોબતમા ઉછેરવામા આવે, ઘરના સ્ત્રી પુરુષો ઉચ્ચ જીવન ગાળનાર હોય, તો તે બાળક જરૂર મોટી ઉમ્મરે ઉચ્ચ જીવન ગાળનાર થવાનુ જો બાળકના માતા પિતા, સગા સબધી નીચ આચાર વિચારના હોય તેમ તે બાળકને નાનપણથી ખરાબ આચારવિચાર સેવનાર બાળકોના સંગમા રહેવાનુ થાય તો તે બાળકો મોટી ઉમ્મર થતા જરૂર દુરાચારી થવાના કારણ કે નાનપણમાં બીજાના વર્તનના જે સસ્કારો તેનામા પડે છે તે પ્રમાણે વર્તવાની તેને ટેવો પડી જાય છે મનુષ્યનુ જીવન તેના વિચારોનુસાર ઘડાય છે જો તે શુભ વિચારો કર્યા કરે તો જરૂર તેનુ વર્તન પણ ઉચ્ચ થવાનુ જ બુદ્ધિમાન અને મૂર્ખ મનુષ્યોમા માત્ર વિચાર અને વર્તનનોજ ભેદ હોય છે બુદ્ધિમાન મનુષ્ય પોતે જેવા વિચારો કરે છે તે પ્રમાણેજ ચાલનાર હોય છે પોતાના વિચાર અને વર્તન પોતાના નિશ્ચય પ્રમાણે જ હોય છે અને મૂર્ખ મનુષ્યો પોતાના વિચાર અને વર્તનને પોતાને વશ રાખી શકતા નથી પણ પોતે પોતાના વિચારોને વશ થઇ જાય છે

બુદ્ધિમાન મનુષ્ય પોતાના વિચારોને પોતાના કોઈ ઉત્તમ કાર્યને પૂર્ણ કરવામા જોડે છે અને બાહ્ય વિષયોને તે વશ થતા નથી મૂર્ખ મનુષ્યો બહારના પદાર્થો જોઇને તેને જે વિચારો ઉત્પન્ન થાય છે, તે વિચારાનુસાર ચાલે છે અને લોભ, ક્રોધ, મોહ, મદને વશ થઈ પોતાના જીવનને નીચુ બનાવી દે છે

પ્રમાદ અને અસાવધાનતાથી મનુષ્યને વારવાર નિષ્ફળતા મળે છે અને ધારેલુ કામ સિદ્ધ થતું નથી ઇશ્વરોપાસના, સધ્યાદિ નિત્ય કર્મ, દેવદર્શન વિગેરે કરનાર પણ જો પોતે શુભ વિચાર કેરવા ઉપર લક્ષ નથી આપતા, તો તેમણે કરેલા સત્કાર્યો પણ નિષ્ફળ

નીવડે છે જીવનને સુધારનાર ઉચ્ચ વિચાર છે, શુભ વિચારથી જ ઉચ્ચ જીવનની પ્રાપ્તિ થાય છે અને જ્યારે ઉચ્ચ જીવન પ્રાપ્ત થાય છે ત્યારેજ મનુષ્યને સાચા સુખની, સાચી શાતિની પ્રાપ્તિ થાય છે

જે મનુષ્યો ઉચ્ચ આદર્શને રાખી શુભ વિચાર અને શુભ આચારનુ સેવન કરવાની સાવધાનતા રાખે છે તે મનુષ્યનુ જીવન ઉચ્ચ અને વિજયી બની શકે છે દરેક મનુષ્યે પોતે ઉચ્ચ વિચારને સેવી ન્યાયી બનવુ પરિણામનો વિચાર કરી કાર્ય કરવુ પોતે કેવા થવુ છે તે લક્ષમા રાખી પોતાના જીવનના ઉચ્ચ વિચાર અને આચારનુ સેવન કરવુ મનુષ્યે પોતાનામા દયાની સાથે જ્ઞાન અને વિવેકને પણ ધારણ કરવા એ ત્રણને એક રૂપ કરનાર ઉચ્ચ જીવનના અધિકારી બને છે

જ્યારે મનુષ્યની સ્થિતિ સારી હોય છે ત્યારે તો તે ધર્મિષ્ટ અને સદ્ગુણી રહેવા પ્રયત્ન કરે છે પણ દુ ખી સ્થિતિમા જ્યારે તે સદ્ગુણી, ધર્મિષ્ટ, સત્યવાદી, અને દયાળુ રહી શકે ત્યારે જ તેના તે સ્વભાવિક ગુણ ગણાય મનુષ્યને કરેલા નિશ્ચયથી ભ્રષ્ટ કરાવનાર તેના ચચળ વિચારો છે એક વાર કરેલા નિશ્ચયને ચચળ મન ભમાવી દે છે પણ જો તે દૃઢ નિશ્ચયી થાય અને મનને સ્થિર કરે તો જરૂર ધારેલાં કાર્ય પાર પાડી શકે

મનુષ્યે દયા અને પરોપકાર વૃત્તિનો ત્યાગ ન કરવો સત્યથી ચાલવાનો દૃઢ નિશ્ચય રાખવો ભલે તો વ્યવહારમા હાનિ આવે, અથવા લાખો રૂપિયા મળવાનો સભવ હોય, તો પણ તેણે કરેલા ઉત્તમ નિશ્ચયથી ભ્રષ્ટ ન થવુ, તેણે અન્યનુ ભલુ કરવાની ટેવ પાડવી જે મનુષ્યોને અન્યનુ ભલુ કરવાની ટેવ પડી ગયેલી હોય છે તેને આ સસારમા કદી વિપત્તિ આવી પડતી નથી

મનુષ્યે હમેશા હૃદયથી તેમજ બુદ્ધિના સદ્ગુણી થવુ હૃદયના સદ્ગુણો બુદ્ધિના સદ્ગુણો વગર સુરક્ષિત રહી શકતા નથી બુદ્ધિમા પણ માનસીક આવેગોની માફક અવગુણ હોય છે જેવી રીતે કામ અને ભોગવિલાસ સાચા પ્રેમના વિરોધી હોય છે તેવી જ રીતે વાક્જાલના નિરર્થક વાદવિવાદો પણ બુદ્ધિના વિરોધિ છે ન્યાયશાસ્ત્રની બારીકી અને તત્વજ્ઞાનના ગુઢ તત્વોની સિદ્ધિ માટે તમને સૂક્ષ્મમા સૂક્ષ્મ વિષય ઉપર વિચાર કરવાથી ભલે આનદ થતો હોય, ઈશ્વરના સ્વરૂપનો નિર્ણય આમ છે, વેદમા મૂર્ત્તિપૂજા નથી કે છે તેના સબધી નિર્ણય આમ છે, આવા વાદવિવાદો તમને વિદ્વાનમા ખપાવનાર ભલે તમે ગણતા હો, પરતુ તેથી આત્માને તો તે વખતે સાચી શાન્તિ નથી મળતી, જ્યા સુધી તમે સદ્વિચાર અને સદાચાર સેવી ધર્માચારણનું પાલન નથી કરતા ત્યા સુધી તમને વાદવિવાદ માત્ર કર્યા કરવાથી તમને સાચી શાતિ નહી મળવાની સાચી શાન્તિ, સાચુ સુખ શાસ્ત્રોના વાદવિવાદમા નથી પણ તમારા સદ્વિચાર અને સદ્વર્ત્તન ઉપર આધાર રાખે છે

જેમ દિવસે આકાશમા દૂર દેશમા ભ્રમણ કરનાર પક્ષિઓ સાંજે જ્યારે પોતાના માળામા આવે છે ત્યારે જ સુખથી રાત ગાળે છે, તેવી રીતે તત્ત્વજ્ઞાનીને વ્યર્થ શબ્દાડબર અને તર્કવિતર્કમા સુખ નથી મળતું પણ જ્યારે તે સદ્ગુણને ધારણ કરી ઉચ્ચ જીવન વિતાવે છે ત્યારે જ સાચી શાતિ અને સાચુ સુખ મળે છે

મનુષ્યે જ્યાં સુધી પોતાના મનને વશ કર્યું નથી હોતુ, ત્યા સુધી મન પોતાને ફાવે તેમ વર્ત્તે છે જો તે મનને વશ વર્ત્તાવી શકે તોજ તે સદાચારી થઇ શકે મન ઉપર સદાચા-

તેના સુસ્કારો પડે છે ત્યારે જ તે વ્યવહારમા સદાચારી થઈ શકે છે સત્ય અને અસત્ય વસ્તુનુ જ્ઞાન મેળવવુ અસત્ય વિષયોની ભમના છોડી સત્ય એવા જે વિશ્વનિયંતા તેમા પ્રિતિ જોડતા શીખવુ

ઘણા મનુષ્યો બીજાના આચારવિચારની ખોડો કાઢી શકે છે બીજાના દોષો તેમને ઝટ સુઝે છે પણ પોતાનામાં તેવી ખોડો કે તેવા દોષો છે કે નહિ તેનો કદી વિચાર કરતા નથી જ્યા સુધી મનુષ્ય પોતાના દોષો પ્રતિ લક્ષ આપતો નથી, ત્યા સુધી તે સુધરી શકતો નથી જ્યારે તે પોતાનુ વર્ત્તનની બારીકાઇથી તપાસ રાખે છે ત્યારે જ તે સત્ય માર્ગે ચાલી શકે છે

મનુષ્યે પોતાના મનમાં ઉચ્ચ વર્ત્તનના સસ્કારો પાડી તેનુ ઉચ્ચ વર્ત્તન સેવવાની ટેવો પાડવી, ભૂલે ચૂકે પણ તેણે અયોગ્ય આચારવિચારનુ સેવન ન કરવુ જો તે ઉચ્ચ સદ્ગુણો ધારણ કરી ઉંચુ જીવન ગાળવાની ટેવ પાડશે તો પછી તે પ્રમાણે વર્ત્તવાને તે ટેવાઇ જશે તેમને કોઈ પણ રસ્તે ચાલવાની જ્યા સુધી ટેવ પડી હોતી નથી ત્યા સુધીજ તે અવળે માર્ગે ચાલે છે વારવાર સત્ય બોલવાથી સત્ય બોલવાની ટેવ પડી જાય છે પ્રથમ અસત્ય ન બોલાઇ જવાય તેને માટે શરૂઆતમાં કાળજી રાખવી પડે છે, પણ ટેવાઇ ગયા પછી સાવધાનતાની વધુ જરૂર પડતી નથી પછી તો અસત્ય બોલતાં તરત સંકોચ ઉત્પન્ન થાય છે

મનુષ્યે હમેશાં ભલા થવુ અન્યનુ ભલુ કરવાની ઇચ્છા રાખવી જેમને અન્યનુ ભલુ કરવાની ટેવ પડી ગઇ હોય છે તે શત્રુ મિત્રને સરખા લાગે છે તે શત્રુનુ પણ ભલુ કરવા ઇચ્છે છે તે ભલાઇના ગુણો સાથે દયાળુ બને છે અન્યના દુ ખ દૂર કરવાનુ તેને મન થઈ આવે છે મનુષ્ય જેવી રીતે વર્ત્તવાની ટેવ પાડે છે તેવી રીતે તે વર્ત્તે છે

મનુષ્ય માટે બીજાના દોષો જોવાની ટેવ છોડી દેવી પણ અન્યના ગુણ જોવાનો અભ્યાસ કરવો. પોતાનામા દોષો હોય તો તેનો તરત ત્યાગ કરવો, દરેકને પોતાનામા શુ દોષો છે તેની ખબર તો હોય છે જ, છતા પણ તે આંખ આડા કાન કરે છે અને બીજાના જરા સરખા દોષને મહાભાગરૂપ આપે છે બીજાના દોષોનુ ચિંતન કરવાથી તે દોષો આપણામા આવે છે પોતાના દોષો ઉપર બારીક નજર રાખવી અને દરરોજ સાંજે વિચાર કરવો કે આજે આપણામા અમુક દોષો જણાયા છે, તે ફરી ન થવા પામે તેવી સાવધાનતા રાખવી

ઘણા લેખકો અને ઘણા વક્તાઓ અન્યને ઉપદેશ આપે છે છતા એ ઉપદેશની અસર અન્યના ઉપર થતી નથી કારણકે તે લેખક કે વક્તામા તેવા ગુણ હોતા નથી કથા કહેનાર સત્ય બોલવાનો ઉપદેશ આપે અને પોતાને મ્હેજ સ્હેજ બાબતમા અસત્ય બોલતા સંકોચ ન થાય તો તેના ઉપદેશની અસર સાભળનાર ઉપર થતી નથી માટે મનુષ્યે હમેશા સદ્ગુણી થવુ ઉચ્ચ આચારવિચાર સેવવા અને આત્મજ્ઞાન મેળવવા હમેશા પ્રયત્નશીલ રહેવુ

જેમનું હૃદય શુદ્ધ અને અન્યપ્રતિ તિરસ્કાર કે દ્વેષથી રહીત હોય છે, જેઓ સર્વની સાથે પ્રેમપૂર્વક પ્રીતિ રાખી વર્તે છે તેમને જ ખરી શાંતિનો અનુભવ થાય છે સર્વની સાથે પ્રેમ રાખવાનો ઉપદેશ કરનાર વક્તા ઘેર પોતાની સ્ત્રી સાથે કે કુટુમ્બીયો સાથે ક્રોધ પૂર્વક વ્યવહાર ચલાવતો હોય, અન્ય પ્રતિ દ્વેષ રાખતો હોય તો તેના પ્રેમના ઉપદેશની અસર બીજાને થતી નથી તેમ તેને પ્રેમના ગુણોનો લાભ મળતો નથી.

ઘણા શાસ્ત્રના પુસ્તકો વાચ્યા કે રોજ કથામા જઇ સાધુ સતોની કથા સાભળી તેથી કાઇ જ્ઞાન મળતું નથી, વાચવાથી જ્ઞાન ન મળે, જ્યારે વાચેલું અને સાભળેલું આચારમા ઉતારે ત્યારેજ યથાર્થ જ્ઞાન મળે છે તે સિવાય વાચેલુ અને સાભળેલુ સર્વ નકામુ છે જ્ઞાની તો સદાચારી થઇ શકે છે સદાચારથી ઇશ્વરીય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે નમ્રતા મનુષ્યની બુદ્ધિના ડામાડોળ વિચારો અને મિથ્યા અભિમાનનું શમન કરે છે

મનુષ્યની પારક્ષા તેના વર્તનથી થઈ શકે છે દુરાચારી મનુષ્ય તેમ સદાચારી મનુષ્ય ઢાકયો રહેતો નથી, તે તરત તેના આચાર વિચારોથી ઓળખાઇ જાય છે દુરાચારી મનુષ્યને દુખ અને અશાતિ છોડતી નથી તેને સ્થાયી સુખ મળતું નથી. તે અસત્ય વર્ત્તન સેવી સુખની આશા રાખે છે, અશુભ વિચારો સેવી કામ ક્રોધના દોષના વિચારોનું સેવન કરી સાચી શાતિ મેળવવા ઇચ્છે છે પણુ જ્યા સુધી તે અશુભ વિચારો અને શુભ આચારોને છોડતો નથી ત્યા સુધી તેને સાચી શાતિ કે સત્ય સુખ નથી મળતુ

આવા મનુષ્યોને દુખ આવે છે ત્યારે તે સમજે છે કે બીજા લોકો મ્હને દુખ આપે છે બીજાઓ મ્હને હાનિ કરવા તત્પર રહે છે, પણુ તે નથી સમજતા કે એ દુખ પોતાના જ અશુભ આચાર અને દુરાચારનુ રૂપ છે સદ્દગુણોનું રક્ષણુ કરવાનુ તેનામાં બળ નથી હોતું તે પોતાને દુખ આપનાર બીજા છે એમ માની તેમની નિદા કરે છે, તેમના પ્રતિ ક્રોધ કરે છે, તેમની સાથે દ્વેષ રાખે છે અને દુખથી બચવા માટે વધુને વધુ દુરાચારી બને છે તેની નિદા કરનારની તે વધુ નિદા કરે છે જે લોકો તેને દોષવાન કહે છે તેમના દોષ તે વધુ શોધી કહાડે છે કોઇ તેના સામે ગુસ્સે થાય છે તો તે સામે તેને ગાળો દઇ મારવા ઉપડે છે એવી રીતે તે પોતાને દુખ દેનાર અન્યને માની તેમની સાથે ઝઘડા કર્યા કરે છે એમ એમ તે વધુ દુખી થાય છે એ સર્વ અજ્ઞાનનાનુ ફળ છે પોતાને આવી મળતું દુખ પોતાની અજ્ઞાનતાથી મળે છે એમ તે માનતા નથી અને અન્યના દોષ કાઢે છે

જે લોકો શુભ વિચાર અને શુભ આચારને સેવનારા હોય છે તે કદી કોઇનો દોષ કાઢતા નથી અન્યના દોષ જોવાની ટેવવાળા મનુષ્યોમા અન્યના દોષ પ્રવેશ કરે છે જેમને બીજાના દોષો જોવાની ટેવ જ હોતી નથી, તેમનામા દોષો પ્રવેશ કરી શકતા નથી માટે મનુષ્યે હમેશા અન્યના ગુણ જોવાનો અભ્યાસ કરવો અન્યના દોષોનુ ચિતન મૂકી દેવુ તો જ તેમનામા ઉચ્ચ ગુણો આવે છે વારવાર ગુણનુ ચિતન કરવાથી તે ગુણો પોતાનામા પ્રવેશ કરે છે અને અતે તે ગુણોનુ વારવાર મનન થતા તે પ્રમાણે વર્ત્તવાની ટેવ પડી જાય છે જ્યારે ટેવ પડી જાય છે ત્યારે તે ગુણ સ્વભાવસિદ્ધ થઇ જાય છે

મનુષ્યે હમેશા ઉચ્ચ આદર્શ સેવી ઉચ્ચ થવા પ્રયત્ન કરવો ઉચ્ચ વિચાર સેવી તે વિચારાનુસાર ઉચ્ચ આચાર સેવવા વારવાર અભ્યાસ કરવાથી તેનું જીવન ઉચ્ચ ઘડાય છે ઉચ્ચ જીવનના પરિણામે મનુષ્ય ઉચ્ચ બની અંતે અખડ સુખને પ્રાપ્ત કરે છે

# શ્રી ગોરક્ષ યોગવિદ્યા.

( અનુસંધાન ગતાંકથી )

## ષટકર્મ.

ષટકર્મ—જેને મેદ અને કફ વધુ હોય તેને અત્યંત કઠીનતાથી પણ પ્રાણાયામનો અભ્યાસ સિદ્ધ થતો નથી જેથી તેણે પ્રથમ ષટકર્મ કરી પછી પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઇએ

પહેલા કહ્યું કે ધોતી વિગેરે ષટકર્મનું કાર્ય પ્રાણાયામથી થઇ જાય છે જેથી તે ન કરે તો પણ ચાલે પણ કેટલાક આચાર્યોનો એવો મત છે કે તે કરવા

ધોતિ, બસ્તિ, નેતિ, ત્રાટક, નૌલિ, કપાલભાતિ, એ છ ષટકર્મ ગણાય છે

ધોતિ—ચાર આગળ પહોળો, પંદર હાથ લાંબો, સ્વચ્છ ઝીણા મલમલનો લાંબો કકડો [ પાઘડી પને ] લઇ તેને થોડા ગરમ પાણીમાં પલાળી મુખથી પ્રથમ દિવસે એક હાથ, બીજે દિવસે બે હાથ, ત્રીજે દીવસે ત્રણ હાથ અને ક્રમથી પંદર દીવસે પૂરેપૂરો ગુરૂએ ઉપદેશ કરેલી રીતે ગળી જવો, તે વસ્ત્રનો પાછલો છેડો દાંતોથી દબાવી હોઠને અડકાડી પછી નૌલી કર્મ કરવું, જેથી છાતીમાં થઇ તે વસ્ત્ર ઉદરમાં જઇને આંતરડાને પણ સાફ કરે છે ત્યાર પછી ધીમે ધીમે તે વસ્ત્રને બહાર ખેંચવું એ ધોતિકર્મ છે આ ક્રિયાથી ખાંસી શ્વાસ, પ્લીહા, કુષ્ટાદિ, વિષ રોગ, વીસ પ્રકારના કફરોગ, એ ધોતી કર્મના પ્રભાવથી નિસંદેહ નાશ થાય છે

બસ્તિ—ડુંટી સુધી પાણીમાં ઉત્કટાસને બેસી છ આંગળ લાંબી, અને એક આંગળ અંદરથી પોલી એવી વાંસની નળી લઇ તે ચાર આંગળ ગુદામાં પ્રવેશ કરાવી ગુદા સંકેચનાથી પેટમાં પાણી ચડે છે તે પાણી અંદર નૌલીકર્મ કરીને બહાર કાઢી નાખવું એ બસ્તિ કર્મ છે ધોતિ બસ્તિ ભોજન કરીને તરત કરવા નહી, તથા તે કર્મ થઇ રહ્યા પછી તરત જમવું એ ઉત્તમ છે

હાલમાં રબ્બરની લાંબી લાંબ નળીવાળા બસ્તિકર્મને માટે વિલાયતી યંત્રો બજારમાં મળે છે તેનાથી બસ્તિકર્મ સુગમતાથી થઈ શકે છે આ ક્રિયાથી ગોળો ચડવો પ્લીહા, જલોદર, વાત પિત્ત કફથી ઉત્પન્ન થયેલ સર્વરોગ નાશ પામે છે

જળમાં બસ્તિ કર્મ કરવાના અભ્યાસથી શરીરની સપ્ત ધાતુ રસ, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર તથા પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને ચાર અંતઃકરણ—મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, તાપ, વિક્ષેપ, શોકાદિ મોહ, ગૌરવ, આવરણ, દીનતા, રાજસ તામસના ધર્મ સર્વ નિવૃત્ત થાય છે પ્રસન્નતા, કાંતિ, વધે છે, જઠરાગ્નિ દીપ્ત થાય છે વાતાદિ સમસ્ત દોષો દૂર થઇ નિરોગિતા પ્રાપ્ત થાય છે

નેતિ—એક રેશમનો ગાંઠ વગરનો સુંવાળો દોરો લઇ તેનો એક છેડો નાસિકાના એક છિદ્રમાં પ્રવેશ કરાવી બીજા છિદ્રને બંધ કરી પૂરક કરવો, જ્યારે તે દોરાનો છેડો ઉપર ચડે ત્યારે મુખથી શ્વાસ બહાર કાઢી તે સુતરનો છેડો મુખમાં આવે ત્યારે તે છેડો એક હાથ વડે બહાર ખેંચી અને નાકના છિદ્રવાળો એક છેડો બીજા હાથ વડે ઝાલી વારંવાર ખેંચવો જે નેતિકર્મ છે આ ક્રિયાથી કપાળ તથા નાસિકાના મળ દૂર થઇ સૂક્ષ્મ

પદાર્થદર્શી દિવ્યદષ્ટિ પ્રાપ્ત થાય છે અને કન્દમૂળના સ્થાનથી ઉપરના સમસ્ત રોગ સમૂહને જલ્દી શાંત કરે છે

ત્રાટક—એકાગ્રદષ્ટિથી કોઈ સૂક્ષ્મ વસ્તુને જ્યાં સુધી નેત્રોમાં પાણી ન આવે ત્યાં સુધી જોયા કરવી, આંખમાં પાણી આવે તે પછી બંધ કરવી, એને મત્સ્યેંદ્રાદિ ત્રાટક કહે છે કેટલાક પ્રથમ નાસાગ્ર સ્થાનમાં જોવાનો અભ્યાસ કરી ભ્રૂમધ્ય કિંવા ભ્રકુટી જોવાનો અભ્યાસ કરે તો તેથી પણ ત્રાટક સિદ્ધ થાય છે ત્રાટકનો અભ્યાસ હમેશાં કરવાથી દષ્ટિ સ્થિર થાય છે આ પ્રમાણે ત્રાટક કરવાથી નેત્ર રોગ મટે છે, નેત્રનું બળ વધે છે, આળસ નિદ્રા ઉપર જય થાય છે, તદ્રા અને તમોગુણી ચિત્તવૃત્તિના ક્રોધાદિ દૂર થાય છે જેવી રીતે સુવર્ણના ભંડારને કાળજીથી ગુપ્ત રાખવામાં આવે છે તેવી રીતે આ ક્રિયાને પણ ગુપ્ત રાખવી

નૌલિ—બને ખભા નીચા નમાવી ઉદરને જમણી તરફ તથા ડાબી તરફ હલાવી અંદરના જળને ભમરાની માફક હલાવ્યા કરવું તેને સિધ્ધ લોકો નૌલિ કહે છે દક્ષિણ તથા ડાબી તરફ હલાવવાનો અભ્યાસ કરી પછી નીચે તથા ઉપર પણ ચરખાની માફક પેટના જળને હલાવવા જોઈએ આ ક્રિયા મદાગ્નિને વધારી ભોજન કરેલા અન્નાદિને જલ્દી પચાવે છે સમસ્ત વાતાદિ રોગોને મટાડનાર, આનંદ આપનાર, ધૌતિ આદિ સર્વ કર્મમાં શ્રેષ્ઠ છે ધૌતિ, બસ્તિ એ બે ક્રિયાઓમાં નૌલિ કરવાનું વિધાન છે એથી તે વિધિ અહીં બતાવી છે

કપાલ ભાતિ—લવારના ધમણની માફક જલ્દી જલ્દી રેચન અને પૂરક કરવા તે કપાલભાતિ છે એથી વીસ પ્રકારના કફરોગ મટે છે.

આ ષટ્કર્મો કરવાથી સ્થૂલ ભાવ, કફરોગ મળ પિત્તાદી દૂર થાય છે ત્યાર પછી પ્રાણાયામ કરે તો વગર શ્રમે યોગ સિદ્ધિ થાય છે.

ગજકરણી મુદ્રા—અપાન વાયુને કંઠ નળીમાં ચઢાવી ઉદરગત ભુક્તાપિત્ત, અન્ન જલાદિને બહાર કાઢવા આ અભ્યાસથી રાખી નાડીચક્ર પોતાને આધીન થાય છે એને હઠયોગી ગજકરણી કહે છે

ઉપર પ્રમાણે નાડીશોધન થયા પછી પણ યમ, નિયમ આસન સાધીને ષટ્ચક્ર ષોડશાધારની ક્રિયા જાણી નાડિજાળ, નાડિગત વાયુનું જ્ઞાન મેળવી ચંદ્રતારાનુકૂળ શુભદિન, શુભ મુહૂર્તમાં લગ્ન નવાશાદિ શુભ જોઈને એકાંત સ્થળમાં શ્રી ગુરુ, ગણેશનું પૂજન, મંગળ પાઠ, સ્વસ્ત્યયન કરાવી યોગાભ્યાસનો ઉપદેશ કરનાર શ્રીગુરુને આરાધનાથી સંતુષ્ટ કરીને તેમની આજ્ઞાથી યોગાભ્યાસનો આરંભ કરવો.

## પ્રાણાયામ

હવે પ્રાણાયામનો વિસ્તાર કહીએ છીએ પ્રાણવાયુ જે દેહમાં સ્થિત છે અને મૂલાધાર સ્થિત અપાન વાયુને ઉપર ચઢાવી નિરોધ કરી એકજ શ્વાસમાં કુંડલિથી રોકાયેલા સુષુમ્ણાદ્વારને ઉઘાડી સુષુમ્ણા નાડીની ચિદાકાશમાં ઉર્ધ્વ ગતિ કરાવે છે તે પ્રાણાયામ સમજવો

રેચક, પૂરક, કુંભકના ભેદે કરીને પ્રાણાયામ ત્રણ પ્રકારના છે બહારના વાયુને અંદર પ્રવેશ કરાવવો તે પૂરક, વાયુને અંદર રોકવો તે કુંભક, રોકેલા વાયુને બહાર કાઢવો તે રેચક છે પ્રણવનું સ્મરણ કરનાર પ્રાણાયામ છે બ્રાહ્મણને પ્રણવનો, ક્ષત્રિય વૈશ્યને એકાક્ષર મંત્ર જપનો અધિકાર છે પૂરકમાં અકાર સ્મરણપૂર્વક ૧૨ પ્રણવ જપ કરવા ચંદ્ર નાડી (નાસીકાના ડાબા છિદ્ર) થી પૂરક કરી ઉકારના સ્મરણપૂર્વક ચન્દ્રમંડલનું પ્રણવના ધ્યાન

સહિત ૧૬ પ્રણવ જપ કરતા સુધી કુભક કરી પછી મકારના ધ્યાનપૂર્વક ૧૦ પ્રણવ જપ કરતા સુધીમાં ધીમેથી રેચક કરવો એ એક પ્રાણાયામ છે

પ્રાણાયામનો અભ્યાસ કરતા કરતાં જો સયમ પુરો ન થાય તો નાડી મલીન થઇ જાય છે એથી ફરી નાડીશોધન પ્રાણાયામ કહીએ છીએ ચદ્રાગ, સૂર્યાગ, પ્રાણાયામ, પ્રાણાપાન વાયુ સયુક્ત ૧૨ પ્રણવ માત્રા કરીને પૂરક ચદ્રમડલ સૂર્યમડલ ધ્યાનયુક્ત ૧૬ માત્રા કરીને કુભક, અને ૧૦ માત્રાથી રેચક કરીને ચદ્ર સૂર્ય નાડીમલને નાશ કરે છે એવા યોગિયોને જાણવા

પૂરકમા ૧૨, કુભકમા ૧૬, રેચકમા ૧૦ માત્રા પ્રણવની થાય તે પ્રાણાયામ કનિષ્ટ છે એથી બમણી અર્થાત્ પુરકમાજ ૨૪, કુભકમા ૩૨, અને રેચકમા ૨૦, એ મધ્યમ અને પુરકમા ૩૬, કુભકમા ૪૮ અને રેચકમા ૩૦ માત્રા પ્રણવની થાય એ ઉત્તમ પ્રાણાયામ છે

કનિષ્ટ પ્રાણાયામમા પરસેવો થાય છે મધ્યમમા કપ થાય છે ઉત્તમમા યોનિનો આધાર ઉડે છે એથી પ્રાણાયામનો અભ્યાસ કરવો એ મુખ્ય છે

**પ્રાણાયામની વિધિ**—સ્થાન એકાંત સ્થળમા મોટા દળવાળા, કામલકાળળી વિગેરેના પવિત્ર આસન ઉપર પદ્માસન વાળીને બેસવુ પછી શ્રી ગુરૂ અને શિવને પ્રણામ કરી જેમાથી અમૃત સ્ત્રવિત થઇ રહ્યુ છે એવા ચદ્રબિબનુ ધ્યાન ભ્રૂમધ્યમા કરતા બંને દષ્ટિ ભ્રૂમધ્યમા સ્થાપન કરવી તે પછી બ્રાહ્મણ પ્રણવનો, ક્ષાત્રય, વૈશ્યે એકાક્ષર મત્રનો ઉપર પ્રમાણે માત્રાના પ્રકારથી પૂરક, કુભક, રેચક પ્રાણાયામ, ચદ્રાંગ, સૂર્યાગ, પ્રકારે નિરતર કરતા રહેવુ મૂલાધારના સંકોચનપૂર્વક અપાનવાયુને ઉપર ચઢાવી પ્રાણવાયુની સાથે ઐક્ય કરવો તેથી અપાનવાયુની સાથે મળેલો પ્રાણવાયુને શક્તિચાલન મુદ્રાથી સૂતેલી કુડલિનીને સુષુમ્ણા માર્ગે ઉપર ચઢાવવી આ વિધિ કરવાથી યોગ સમસ્ત પાપોથી મુક્ત થાય છે

**કુંભક પ્રાણાયામ**—ષણ્મુખી કરીને પૂરક વાયુથી ઉદર પૂર્ણ કરીને ઉપરના ૭ અને નીચેના ૨ એ નવ દ્વારોને રોકી મુલાધારગત કાલાગ્નિ અપાનવાયુ સહિત શક્તિચાલન પ્રકારથી પ્રબુદ્ધ થઇ રહેલી કુડલિનીને ઉપર ચઢાવી આજ્ઞા ચક્રથી ઉપર મુકત વાયુથી પૂર્ણ કરીને સ્થિર કરી, સહસ્રદલ કમલમા રહેલા પરમાત્માના ધ્યાનથી જ્યોતિ પ્રત્યક્ષ કરીને યાવત્કાલ સમયોગી નિશ્ચલ થઇ પરમાત્માનુ ધ્યાન કરે છે એ કાળ યોગિને માટે મોક્ષ સરખો છે આત્મધ્યાન તત્પર યોગીશ્વર સિદ્ધ આવા યોગિની ધન્યવાદ પૂર્વક સ્તુતિ કરે છે એ પરમ ફલ યોગનુ છે

આ પ્રકારે નિત્ય નિરતર અભ્યાસપૂર્વક પ્રાણાયામ કરવાથી અનેક પાપ રૂપી કાષ્ટને ભસ્મ કરી નાખનાર અગ્નિ ઉત્પન્ન થાય છે સસારરૂપી સમુદ્રમાથી તારનાર મહાસેતુ રૂપ યોગિજનોને માટે આ પ્રાણાયામ ગણાય છે

પશ્ચિમતાન આદિ આસનોથી શરીરના અશેષ રોગ નાશ પામે છે પ્રાણાયામથી સમસ્ત પાતક અને પ્રત્યાહારથી માનસિક અનેક વિકાર નષ્ટ થાય છે ધારણાથી મનમા ધૈર્ય વધવાથી ઉત્તમોત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય છે ધ્યાનથી અદ્ભૂત ચૈતન્ય સર્વ શારિરિક જ્ઞાન મળે છે અને સમાધિથી જીવાભિમાનનો ત્યાગ થઇ જેથી પુણ્યપાપ લિપ્ત થતા નથી એવો કૈવલ્ય મોક્ષ મળે છે

બાર પ્રાણાયામ કરીને પ્રત્યાહારનું ફળ આપનાર પ્રત્યાહાર, (૧૨૧) પ્રત્યાહાર (૧૪૪ પ્રાણાયામ) થી ધારણાનું ફળ આપનાર ધારણા, (૧૨) ધારણા (૧૭૨૮ પ્રાણાયામ) થી પ્રાણાયામ રૂપ ધ્યાન (૧૨) ધ્યાન (૨૦૭૩૬ પ્રાણાયામ) થી પ્રાણાયામ રૂપ સમાધિ પ્રાપ્ત થાય છે

**સમાધિનું સ્વરૂપ**—મૂલાધારચક્ર ચતુર્દલકમલ કર્ણિકામાં સુષુમ્ણાદ્વારની સન્મુખ સ્વયંભૂ લિંગના શિરમાં બિંદુસ્વરૂપ કુંડલિનીનું દેદિપ્યમાન બિંબ છે એ દીપ્યમાન બિંબ સમાધિના અંતે મળનાર, સમસ્ત જગત્‌માં વ્યાપ્ત કરનારી ઉત્તમ જ્યોતિ કાલાગ્નિ સ્વરૂપે પ્રગટ થાય છે તેના દર્શન સમાધિ દ્વારા થતાં જન્મમરણ આવતા નથી કર્મમાં લિપ્ત થવાતું નથી અને કૈવલ્યનો અનુભવ થાય છે

**સમાધિની પ્રક્રિયા**--પ્રથમ સિદ્ધાસન વાળી બન્ને હાથના અંગુઠાથી બન્ને કાનના છિદ્ર, તર્જનિ આગળીયોથી બન્ને નેત્ર, મધ્યમાથી નાસિકા, અને અનામિકા, તથા કનિષ્ઠાથી મુખ બંધ કરીને અધોમુખ દ્વારથી પૂરત કરીને મૂલાધારમાં રહેનાર અગ્નિ તથા અપાનવાયુ સહિત પ્રાણવાયુને હૃદયકમલમાં ધારણ કરી ઉપર ચઢાવી સહસ્ત્રદલ કમલમાં ધારણ કરવો. એ પ્રકારે સમાધિનો અભ્યાસ કરનાર યોગિ અપાનવાયુ સંમિલિત પ્રાણવાયુમય થઇ સર્વ દ્રષ્ટા સાક્ષિભૂત અંતરાત્માની તુલ્યતાને પ્રાપ્ત થાય છે

એ પ્રકારે જ્યારે પ્રાણવાયુ સહસ્ત્રદલ કમલમાં પ્રાપ્ત થાય છે ત્યારે ઘંટા, નગારા, આદિ વાદ્યોનો ધ્વનિ પ્રકટે છે એ ચિન્હ જણાય તો યોગસિદ્ધિ સમિપ છે એમ જાણવું તથા યોગ્ય નિરંતર પ્રાણાયામનો અભ્યાસ કરવાથી સર્વ રોગ ક્ષય પામે છે એવીજ રીતે અવિધિ વિરુદ્ધાભ્યાસાદ પ્રાણાયામથી અનેક રોગ ઉત્પન્ન થાય છે અયોગ્ય પ્રાણાયામનો અભ્યાસ કરવાથી વાયુ વિરૂદ્ધ થઇને હિચકી કાસ, શ્વાસ, માથાની પીડા, કાનનું શુળ, નેત્રની વ્યથા એ સર્વ રોગ ઉત્પન્ન થાય છે

જેમ સિંહ, વાઘ, હાથી ઇત્યાદિ દુષ્ટ પશુઓ મંદ મંદ કરીને તેને અનુકૂલ ક્રમથી વશ કરવાથી તે પોતાના પાલકને વશ રહે છે તથાપિ કોઇક વખતે જરા પણ તેની સાથે વિરોધ થતાં પોતાના પાલકને પણ મારી નાખે છે તેવી રીતે પવન પણ યોગ્ય અભ્યાસથી વશ થાય છે અને અયોગ્ય અભ્યાસથી રોગાદિ ઉત્પન્ન કરીને તેના અભ્યાસીનું અનિષ્ટ પણ કરે છે

વાયુનું વારંવાર રેચન કરવું જેમ નાકના છિદ્ર સામે રૂનું પુમડું રાખ્યું હોય અને તે ફરી તેની રીતે વારંવાર પૂરક પણ કરવો જેથી કરીને ચિત્તમાં ઉદ્વેગ ન થાય, શ્વાસ તેના મુકતા ગભરામણ ન થાય, એવી રીતે થોડા થોડા યોગ્ય ક્રમથી જેમ જેમ સહન થઇ શકે તેમ તેમ પૂરક કુંભકની માત્રા વધારતા જવું એવી રીતે ધીમે ધીમે અભ્યાસ વધારવાથી સિદ્ધિ નજીક સમજવી. (અપૂર્ણ)






( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૭ મું

### દેવી વિલાસસુંદરી.

ज्ञेय सनित्य सन्यासी योन द्वेष्टि न काङ्क्षति
निर्द्वन्दो हि महाबाहु ! सुखं बन्धात् प्रमुच्यते ॥

જે કોઇની સાથે દ્વેષ કરતો નથી, જે કોઇ વસ્તુની અભિલાષા કરતો નથી, તેને નિત્ય સન્યાસી જાણવો જોઇએ એવા દ્વેષાદિથી શૂન્ય મનુષ્ય• અનાયાસ જ સંસારના બંધનોથી મુક્ત થાય છે

શ્રી, ભગવદ્ગીતા અ. ૫ શ્લો ૩

રામનાથે તે મહાપુરૂષની આજ્ઞા પ્રમાણે શ્રી કૃષ્ણનુ ચરણામૃત લાવી પોતાના માંદા પુત્રને પાયુ અને બીજું શરીરે ચોપડ્યુ જેથી તેનો પુત્ર ધીમે ધીમે સારો થયો. પાંચેક દિવસ પછી ડાક્ટરે આવી કહ્યુ કે રામનાથ, હવે આપના પુત્રને શ્રીકૃષ્ણની કૃપાથી આરામ થયો છે મારે આવવાની હવે કાંઇ જરૂર નથી

રામનાથ—ભાઇ સાહેબ, મારો પુત્ર આપની કૃપાથી બચી ગયો છે, તમારૂં એ ઋણુ હું આ જન્મમા તો ચુકવી શકુ તેમ નથી

ડાક્ટર—જુઓ ભાઈ, એ બધી ભગવાનની કૃપાનુ ફળ છે, આપણે શુ કરી શકવાના જુઓ, જે વખતે એક એક ઘડી પ્રલયકાળના જેવી વીતી રહી હતી, દવા દારૂ વગર એ પુત્ર મરવા પડયો હતો, ઘેર મોહનલાલે જપ્તી બેસાડી હતી, આપણે બધા ગભરાઇ ગયા હતા, તે વખતે કોણ જાણે એકાએક કયાથી પેલા દયાળુ મહાત્મા આવી પહોચ્યા અને તમને બચાવી લીધા એ બધુ તમારી ભક્તિનું ફળ અને ભગવાનની કૃપાનું જ ફળ તમને મળ્યુ છે મનુષ્ય શુ કરી શકે ?

રામદાસ—હા ભાઇ, પણ એ મહાપુરૂષ પછી કયા ચાલ્યા ગયા તેનો પત્તો ન લાગ્યો. ખરેખર એ કોઇ દેવ હશે ! જો ફરી એકવાર તેમના દર્શન થાય તો હું તેમના ચરણોમા પડું તમને ખબર છે કે તે મહાપુરૂષ કયાથી આવ્યા હતા અને કયા ગયા

આ પ્રમાણે આ બે વાતો કરતા હતા ત્યાં પાછળથી આવી કોઈએ કહ્યું કે " હું એમનું ઠેકાણું બતાવીશ "

આ સાંભળી તેમણે પાછળ જોયું અને આવનારને જોઈ બંને જણ ઉભા થઈ ગયા જોયું તો દેવી મંદ મંદ હાસ્ય કરતી ઉભી હતી દેવીએ કહ્યું હું તે મહાપુરૂષ તમને બતાવીશ એ દેવ નથી પણ આપણા જેવા મનુષ્ય જ છે

ડાક્ટર—માજી, ભલે તે આપની માફક મનુષ્ય હોય, પણ તે ખરેખર દેવ છે, શું ફરી તેમના દર્શન થશે?

દેવી—"હા, કદાચ થાય પણ ખરા, કદી તમને તે મળશે ખરા, તેમનું રહેવાનું ચોક્કસ ઠેકાણું તો નથી તમે મને દેવી કહેવી હોય તો ભલે કહો, પણ હું દેવી નથી, તમારા જેવી મનુષ્યજ છું મનુષ્ય પોતાના સત્પ્રયત્નથી શુભ આચાર વિચારથી, દયા, પરોપકાર અને સત્કાર્યોથી દેવ બની શકે છે રામનાથના પુત્રને શ્રીકૃષ્ણ કૃપાથી જ મટ્યું છે હજુ પણ તેને ખાવા પીવાની સંભાળ રાખજો, ખુલ્લી હવામાં રાખજો, શરીર અને મનની વિશ્રાન્તિ લેવા દેજો ઠીક હું જાઉં છું "

રામનાથ—માજી મારા પુત્રને આપે જીવતદાન આપ્યું છે આપ બે દિવસ અહીં રહો તો સારૂં

દેવી—ભાઈ, મારે જરૂરી કામ છે તેથી હાલ જવું પડશે, ફરી વળી કોઈ વાર આવીશ

ડાક્ટર—ભાઈ રામનાથ, પેલા મહાપુરૂષે આપના પુત્રની દવા માટે જે રૂપીયા આપ્યા હતા તેમાંથી દવાના પૈસા કાપતાં સો રૂપિયા વધ્યા છે તે આપને આપવાનું તે મહાપુરૂષે કહ્યું હતું તે આ રહ્યા તમે લઈ લ્યો

રામદાસ—ભાઈ, એ રૂપિયા હું નહિ લઉં. તે મહાપુરૂષનું ઠેકાણું માજી જાણે છે માટે એમને આપો, તે તેમને આપી દેશે

દેવી—ભાઈ રામદાસ એમને રૂપીયા પાછા આપવાની જરૂર નથી આ પુત્રને માટે હજુ તમારે રૂપિયાની જરૂર પડશે, તેમાં વાપરતાં જે બચે તેને બીજા કોઈ પરોપકારના કાર્યમાં વાપરજો

રામદાસ—માજી, ગોપાળને માટે આપે જે વાસણો આપ્યાં છે તે ક્યાં મોકલું?

દેવી—એ તમેજ હમણાં વાપરો મારે જરૂર હશે ત્યારે જણાવીશ

આમ કહી દેવી ત્યાંથી ચાલ્યાં ગયાં રસ્તામાં હિંદુ, મુસલમાન સર્વ પ્રજા દેવીને નમન કરતી તે સર્વની સાથે આનંદથી વાત કરતાં કુશળ સમાચાર પૂછતાં છોકરાં માજીને જોઈ રાજી થતાં લોકો માજી આવે છે, માજી જાય છે એમ કહેતા હતા તે સ્ત્રી ત્યાંથી એક તળાવ ઉપર ગઈ, ત્યાંથી આગળ એક મેદાનમાં ગઈ, ત્યાં વસ્તી નહોતી વાયમાં તેનું શરીર લાલચોળ થઈ ગયું હતું પાસે એક વડનું મોટું ઝાડ હતું, ત્યાં થાક ખાવા તે બેઠી

જેને લોકો માજી કહે છે, જેને લોકો કોઈ દેવી હશે એમ માને છે એવી તે દયાળુ સ્ત્રી વડ નીચે બેઠી કાંઇક વિચાર કરતી હતી ત્યાં બીજી તરફથી એક સુંદર નવયૌવના સ્ત્રી આવી, તેણે દેવીને પ્રણામ કર્યા. તેણે દેવીને કહ્યું કે માજી, આપે મને કોઈ દિવસ જોઈ નથી, મેં પણ આપનાં કદી દર્શન કર્યાં નથી. પણ પરમહંસજીના મુખથી, આપની પ્રશંસા સાંભળી

છે આપ દેવી છો, આપ આજે આ તરફ આવવાના છો એમ માની હું અહી આવી છુ

દેવી—આપ કાણ છો? મારૂં આપને શુ કામ પડ્યુ?

સ્ત્રી—માજી, હુ એક સધવા સ્ત્રી છુ, મારો પતિ વૃદ્ધ, કંજુસ, નિર્દય અને અધમ હોવાથી હું સધવા છતા પણ વિધવા છુ હું તો તેના ત્રાસથી ત્રાસી ગઇ છુ તેને મારો પતિ કહેતા પણ શરમાઉ છુ એટલે વધુ શુ ઓળખાણ આપુ

દેવી—અરે, કોઇ પણ કુલિન સ્ત્રીના મુખથી આજ સુધી મે આવી વાત નથી સાભળી પિતાના મુખથી પોતાના પતિ શિવજીની નિંદા સાભળી તેમના પત્ની સતીએ પ્રાણ ત્યાગ કર્યો હતો. અને આજે તમારા જેવી સ્ત્રી પોતે જ પોતાના મુખથી પોતાના પતિની નિંદા કરી રહી છે તું ગક્ષસી છે, તારા જેવી પતિની નિંદા કરનારી અધમ સ્ત્રીનું મુખ જોવા હું ઇચ્છતી નથી

- સ્ત્રી—હા મા, હું રાક્ષસી છુ મારા જેવી બીજી પાપીણી નહિ હોય, મારો પતિ મારી આખોના કંટકરૂપ બને લાગે છે હું ઇચ્છા કરવા છતા પણ મારા પતિની સાથે સ્નેહ ન કરી શકી મારા પાપોનું પ્રાયશ્ચિત નથી

દેવી—જેનું સ્મરણ કરવાથી પણ પાપ થાય છે તેવુ પાપ પણ તે કર્યું છે? અભાગણી, તું શુ સ્ત્રીનુ જીવન, નારીના સારરૂપ ધન, જે સતીત્વ સમ્પત્તિને પણ ખોઇ બેઠી છુ?

દેવી—"મા, મે તે મહાપાપ કર્યું નથી આ જીવનમા મે કદી કોઇ પરપુરુષની ઇચ્છા નથી કરી મારા સ્વામીની ઉપર સ્નેહ નથી છતા મે પરપુરુષ સાથે સ્નેહ નથી જોડ્યો, હું સસારના સર્વ પુરુષોને મારા બાપ, ભાઇ અને પુત્રતુલ્ય સમજુ છુ મારા મનમા પણ મે પાપ કરવાની ઇચ્છા નથી કરી

દેવી—તો તારૂં મન તારા સ્વામીની સાથે કેમ મળતું નથી

. તે પછી તે સ્ત્રીએ પોતાના જીવનની બધી હકીકત તે દેવીને કહી પોતાના સ્વામીનો દુષ્ટ સ્વભાવ, ખરાબ ચરિત્રની હકીકત કહી સંભળાવી સ્વામીને સારે માર્ગે વાળવા ઘણો યત્ન કરવા છતા તેમા નિષ્ફળ થઇ, તેની સાથે સ્નેહ કરવા જતા માર પડ્યો, ગાળો ખાધી અને અનેક પ્રકારના દુ ખ વેઠવા પડ્યા, તેથી એક બીજાની સાથે મેળ ન મળ્યો એ બધી વાત તેણે કહી એટલે દેવી તેના મનની વાત સમજી

દેવીએ કહ્યુ—હુ સમજી કે તારો પતિ મનુષ્ય નથી પણ રાક્ષસ જેવો છે પણ જે સ્ત્રી પોતાના સ્વામીની સેવા કરતી નથી અને હંમેશા સ્વામીના દોષ જ જોયા કરે છે, તે સ્ત્રીનો જન્મારો વ્યર્થ ગણાય છે ઠીક; હવે તારી શી મરજી છે?

સ્ત્રી—મારો વિચાર એવો છે કે મારા પતિના પાપો અને દુરાચારોને દૂર કરવા; જે જે લોકો ઉપર તેણે અત્યાચાર કર્યા છે તેમના દુ:ખ દૂર કરૂ વળી તેણે જે રીતે પોતાનું જીવન વિતાવવા નિશ્ચય કર્યો હતો તે વાત કહી

દેવી—ઠીક તું જે પદ્મહસજીની વાત કહે છે તેને અને તારે શો સંબંધ છે?

સ્ત્રી—કાઇ નહિ, તેમણે મારા ઉપર દયા કરીને મને એ ચાર દિવસ દર્શન આપ્યા હતા મે તેમને મારા મનની વાત જીવ ખોલીને કહી હતી, તેથી તેમણે મને આપને મળવાનું કહ્યુ અને આપ કહો કે મારે શુ કરવુ?

ભક્તિ કરવા લાગ્યો તેણે રામદાસને આપેલો ત્રાસ તેને સાંભળી આવ્યો. એક દિવસે શ્રી કૃષ્ણમંદિરથી બારોબાર તે રામદાસને ત્યાં ગયો

રામદાસ અત્યારે ઘણો દિલગીરીમાં હતો, તેના ઘરમાં આજે ચોખાનો દાણો સરખો પણ ન્હોતો. મહિનામાં પંદર દિવસનો તેનો એવાજ જતા તે બજારનાં જતો હતો ત્યાં તેની બ્હેને આવી તેને સમાચાર કહી સંભળાવ્યા કે દેવી આવ્યા છે તે સાંભળી તે કામ ધંધાની વાત ભૂલી તે પાછો વળી ઘેર આવ્યો, તેણે માજીને પ્રણામ કર્યા દેવીના આવ્યાથી રામદાસની ચિંતા ટળી

આ સમયે રામદાસે દૂરથી મોહનલાલને આવતો જોયો. મોહનલાલને જોઈ રામદાસના મનમાં ધ્રાસ્કો પડ્યો તેણે આવી રામદાસના સુખસમાચાર પૂછવા માંડ્યા પણ રામદાસ તો ત્રાસનો માર્યો કાંઈ જવાબ ન આપી શક્યો થોડીવારે કહ્યું કે ભાઈ, કેમ આવ્યા છો, તમારૂં લેણું તો વસુલ થઈ ગયું છે

મોહનલાલ—તેની કાંઈ ચિંતા નહિ, હું તે માટે નથી આવ્યો, પણ હું તો માત્ર તમારી ખબર પૂછવા આવ્યો છું વળી એક વાત કહેવાની છે, તે એ કે મેં તમારા ઉપર જે હુકમનામું મેળવ્યું હતું, તેટલી રકમ તે ન્હોતી પણ હિસાબમાં ભૂલ હતી

રામદાસ ગભરાટનો માર્યો કહેવા લાગ્યો કે, ભાઈ મારો જીવ હવે ન લ્યો આગળથી હવે એક પૈસો પણ આપી શકાય તેમ નથી, તો રૂપિયા ક્યાંથી લાવું તે વખતે તો પેલા મહાત્માએ આવી તમારાથી મારો છુટકારો કરાવ્યો હતો. પણ હવે શું કરૂં, માફ કરો, રૂપિયા પૈસાની વાત ન કરો

મોહનલાલ—હવે તમારે રૂપિયા નથી આપવાના, મેં તમારી પાસેથી જેટલા રૂપિયા લીધા છે તેટલા મારે લેવાના ન્હોતા, મેં તે વખતે તમારી પાસેથી વધારે રકમ લીધી છે તે તમને પાછા આપવાના છે

રામદાસ—અરે ભાઈ, જે આપ્યા તે આપ્યા, હવે તમારે મ્હને પાછા આપવાની પણ જરૂર નથી, હવે વળી તમારા પાસેથી રૂપિયા લઈને ફરી પાછું ઘરબાર ખોવું છે ! મારે રૂપિયાની જરૂર નથી એ વાત ન કરો.

મોહનલાલ—હવે હું તમને જે રૂપિયા આપીશ તેની મારે રસીદ લેવી નહિ તેમ દસ્તાવેજ પણ લખવાનો નથી માટે ડરવાની કાંઈ જરૂર નથી તમને મારે જે રૂપિયા આપવાના છે તે આપવા આવ્યો છું

રામદાસ—મેં તમને રૂપિયા આપ્યા નથી તે બીજાએ આપ્યા છે પછી હું પાછા કેવી રીતે લઉં, તમારે પાછા આપવા હોય તો જેના હોય તેને પાછા આપો

મોહનલાલ—મ્હને તે ક્યાંથી મળે, તમને તેની ખબર હશે એટલે તેને આપી આવજો જ્યાં સુધી તે ન મળે ત્યાં સુધી રૂપિયા તમારી પાસે રાખજો

રામદાસ—નારે ભાઈ મારે રૂપિયા જોઈતા નથી, મને તે મહાત્માની ખબર નથી. કદાચ દેવીને ખબર હોય તો કાંઈ જાણે, તે અહીંજ છે તે કહે તેમ કરો

આ વખતે રામદાસની સ્ત્રી સાથે વાતો કરી દેવી બહાર આવી, તેમને જોઈ રામદાસ અને મોહનલાલ ઉભા થયા દેવીને રામદાસે દંડવત કર્યા

દેવીએ કહ્યું —કેમ મોહનલાલ કેટલા રૂપિયા વધારાના છે ?

મોહનલાલ—પચાસેક રૂપયા વધારે આવ્યા છે

દેવી–ઠીક, તમે મારી સાથે ચાલો, જેના એ રૂપયા છે તેની પાસે તમને લઈ જાઉં પછી તે કહે તેમ કરજો એમ કહી દેવી ત્યાંથી ચાલી એટલે મોહનલાલ તેની પાછળપાછળ ચાલ્યો

અપૂર્ણ

# માઉન્ટ આબુ

( અનુસંધાન ગતાંકથી )

## ગૌમુખ—વસિષ્ઠાશ્રમ

ગુરુ શિખરથી પાછા આવી બીજે દિવસે ગૌમુખ વસિષ્ઠાશ્રમ જવુ આબુથી મોટર હાઉસ તરફ જવુ ત્યાંથી જરા આગળ જતા ઇદગા પાસેથી દક્ષિણ તરફ જવાનો એક પગરસ્તો છે આબુથી ત્રણેક માઇલ આગળ જવુ ત્યા પાલણપુર પૌઇન્ટ આવે છે રસ્તો પથ્થર વાળો પણ સારો છે વચ્ચે હનુમાનજીનુ દેરૂ આવે છે ત્યા પાકળ વાવ તથા ધર્મશાળા છે પણ ત્યા કોઇ રહેતું નથી પાલણપુર પૌઇન્ટ પાસેથી ગૌમુખ જવા માટે નીચે ઉતરવાના ૭૫૦ પગથીઆ આવે છે આ પગથીયા પથ્થર ઉપર પથ્થર ગોઠવી બનાવેલા છે આ પગથીયા ઘણા જુના વખતનાં બાંધેલા છે

પગથીયા ઉતરતા એક બાજુ ઉંડી ખીણ હોય છે, અને એક બાજુ પહાડની કિનારી છે બન્ને બાજુ આંબાના, કરમદાના લીલા ઝમ વૃક્ષો છે જેથી તાપ બીલકુલ લાગતો નથી, ને છાયો હોય છે. પગથીયા ઘણાજ સાંકડા હોવાથી સાચવીને ઉતરવુ પડે છે અહી આંબાની, ચંપાની ઝાડી ઘણી છે

**ગૌમુખ**—બધાં પગથીયા ઉતર્યા પછી એક કુન્ડ આવે છે આ કુન્ડમા ગાયના મુખમાથી હમેશા પાણી પડયા કરે છે પાસે મોટો પહાડનો ટેકરો છે તે પહાડમાથી ગૌમુખ દ્વાર ઝરણુ પડતું લાગે છે પાણી સતત પડયાંજ કરે છે જેમ શહેરમા નળની ચકલી ઉઘાડીએ અને પાણી પડયા કરે તેમ આ ગૌમુખમાંથી કુડમા પાણી પડયાકરે છે આ ગૌમુખ આરસનુ છે જે જુનુ તુટી જવાથી મારબલનું નવુ મુખ સિરોહી દરબારે બેસાડેલુ છે કુન્ડ ચારે બાજુ બાંધેલો છે કુન્ડમા ઢીંચણ સમુ પાણી રહે છે વધુ પાણી થાય છે તો તે સામી બાજુના નળથી ઉલેચી નાખે છે

કુન્ડની આજુબાજુ પાકો ઓટલો બાંધેલો છે જે બાજુ ગૌમુખ છે, તે બાજુ છોગધ ચોતરો છે ત્યા સામસામે બે મદિર છે એક બાજુ કોટેશ્વર મહાદેવનુ શિવાલય છે અને સામી બાજુ શેષશાયી ભગવાનનુ નાનુ દેર છે યાત્રાળુઓ કુન્ડમા સ્નાન કરી જળ પીવાથી પગથીયા ઉતરવાનો થાક ઉતરી જાય છે આજુ બાજુ ચંપાના ઝાડો છે, ચંપો, મોગરો, કેતકી વિગેરેના ફુલોની સુગંધી, અને ઠંડી વાયુની લહરીઓથી અપ્રતિમ આનંદ થાય છે સ્નાન કરી મહાદેવની પુજા કરે છે

**વસિષ્ઠાશ્રમ**—કુડમા સ્નાન કરી ત્યા દક્ષિણ બાજુએ જરા નીચાણમા પાસેજ વસિષ્ઠાશ્રમ છે ત્યા જાય છે આશ્રમની ચારે બાજુ વરન્ડા બાંધેલો છે વચ્ચે વસિષ્ઠજીનું સુંદર દેવાલય છે, એક બાજુ ત્યાના મહતનો અખાડો છે ત્યા સાધુ સતો રહે છે વસિષ્ઠજીના મદિર સામે પીતળની ધન્દની ઉભી મૂર્તિ છે આ મૂર્તિ માણસ જેવડી ઉંચી છે તથા બે હાથ જોડી ઉભેલી છે

સવારમા દસેક વાગે વસિષ્ઠજીની આરતી થાય છે અહિના મહત ઘણા મિલનસાર

છે યાત્રાળુઓની સાથે સ્નેહથી વર્તે છે તેમને વાસણ વિગેરે જોઇતી વસ્તુઓ આપે છે યાત્રાળુઓ કુંડમા સ્નાન કરી વસિસ્ટજીના દર્શન કરે છે મંદિરમા અંધારૂ છે, જેથી દીવો કરીને દર્શન કરાવે છે

વચ્ચે વસિસ્ટજીની મૂર્ત્તિ છે આજુ બાજુ રામ અને લક્ષ્મણની મૂર્ત્તિઓ છે એક બાજુ વસિસ્ટજીનાં પત્નિ અરૂંધતિની મૂર્ત્તિ છે અરૂંધતિના દર્શન કરવાથી સ્ત્રીઓનું સૌભાગ્ય અખંડિત રહે છે એવુ મહાત્મ્ય છે અહીં વસિસ્ટમુનિ ગિરનુ ધ્યાન ધરી બેઠા હોય તેવી મૂર્ત્તિ છે મંદિરની બહાર એક બાજુએ કામધેનું ગાય, તેના વાછરડા, નંદિવર્દ્ધન, આર્બુદનાગ તથા બીજા દેવોની ખંડિત મૂર્ત્તિઓ છે

અહિ પહેલા વસિસ્ટમુનિનો આશ્રમ હતો, ત્યા ઋષિ પોતાની પત્નિ અરૂંધતિ સાથે તપ કરતા હતા પાસે એક મોટો ખાડો હતો, તેથી વસિસ્ટજીની ગાય ચરતા ચરતા એ ખાડામા પડી ગઇ જેથી મુનિએ શંકરની પ્રાર્થના કરી એ ખાડો સરસ્વતીના જળથી ભરી દીધો એટલે ગાય તરીને બહાર આવી પછી એ ખાડો પુરવા મુનિએ હિમાલયને કહ્યું એટલે તેણે પોતાના પુત્ર નંદિવર્દ્ધનને અર્બુદ નાગ ઉપર બેસાડીને મોકલ્યો નંદિવર્ધનને એ ખાડામા મુકવાથી ખાડો પૂરાઇ ગયો.

વસિસ્ટજી શ્રી રામચંદ્રજીના ગુરુ હતા તેમનુ મંદિર અહિં જ છે શિરોહિના રાજા તરફથી મહંતને તથા આ મંદિરને સારી મદદ છે શિરોહી દરબાર ઘણી વખત અહિ યાત્રા કરવા આવે છે તેમનુ આ ગુરુદ્વાર ગણાય છે આબુ ઉપર ઉનાળામાં હવાખાવા માટે રજપુતાનાના ઘણા રાજાઓ આવે છે તેઓ પણ અહિ દર્શનાર્થે આવે છે સર્વેને પગથીયા ઉતરી આવવુ પડે છે હવે પગથીયા જીર્ણ થઇ ગયાં છે, તેને દુરસ્ત કરાવવાની જરૂર છે ધર્મિષ્ટ રાજાઓ આ કાર્ય ઉપાડી લેશે તો યાત્રાળુઓને ઘણીજ સવડ પડે

અહીં વસિસ્ટજીના મંદિર પાસે એક શિવાલય છે તેમા શિવના દર્શન થાય છે યાત્રાળુઓ માટે ધર્મશાળા પણ છે, રાત રહેવુ હોય તો રહી શકાય તેવુ સ્થાન છે અહી મંદિરની બહાર બાગ છે આશ્રમમા ચંપાના તથા કણસના મોટા મોટા ઝાડો છે ચંપાના ફુલથી આશ્રમ સુગંધમય લાગે છે અહી ઘણુંજ રળીયામણુ લાગે છે વરંડાની બારીમાથી બહાર જઇ જોતા જમીનની તળેટી જણાય છે સાધુ સંતો અહીંથી નીચે ઉતરી આબુરોડ જઇ શકે છે અહી અશાડ સુદ ૧૫ ના રોજ દર વર્ષે મોટો મેળો ભરાય છે

## ગૌતમ આશ્રમ

વસિસ્ટાશ્રમથી ત્રણેક માઇલ દૂર ગૌતમાશ્રમ છે ત્યાં જવાનો રસ્તો ઘણો વિકટ તથા ઝાડી વાળો છે વળી વાઘ વરૂનો પણ ભય જણાય છે તેથી બોભીયા વગર જવાતું નથી સંગાત સારો હોય પાચ દસ માણસ સાથે હોય તો બોભીયાને લઇ જઇ શકાય છે ત્યા એક મજબુત મંદિર છે ત્યા ગૌતમ ઋષિ અને તેમના પત્નિ અહલ્યાની મૂર્તિઓ છે પાસે વેદી છે તથા એક નાનો કુંડ છે આ કુંડમા પાણી ભરેલુ જ રહે છે, તે પાણી ઉલેચી લે તો પણ એટલુંને એટલુંજ હોય, ખુટતું નથી વળી તે પાણી ઉંડું પણ નથી ઠેક ખીણ ઉપર આવેલુ છે માટે અહી સાચવવુ પડે છે

અહી પહેલા ગૌતમમુનિનો આશ્રમ હતો ગૌતમના શિષ્ય ઉત્તંકે ગુરુદક્ષિણા આપવાનુ કહ્યું અહલ્યાએ સૌદાસની સ્ત્રીના કુંડળની જોડ આણી અને પાછા આવતા રસ્

લાગવાથી તે કુડલ નીચે મૂકી ઝાડ ઉપર ચઢી પાણી જોવા લાગ્યો તેવામા તક્ષક નાગે આવી કુડળની જોડી ઉપાડી લીધી ઉત્તંકે નિચે ઉતરી જોયુ તો કુડળની જોડી દીઠી નહિ, જેથી તેણે ત્યા સાપનુ દર જોઇ ખોદવા માડયુ તે ખોદતા ખોદતા પાતાળમા જઇ ધુમાડાથી નાગને વ્યાકુળ કરી કુડળ પાછા લઇ પોતાના ગુરૂ ગૌતમ પાસે આવ્યો અને ગુરૂદક્ષિણા તરીકે કુડળ અહલ્યાને આપ્યાં એ દિવસથી આ ખાડો છેક પાતાળ સુધી ઊંડો હતો તે ખાડો ગુરૂ વસિસ્ટજીએ હિમાલય પાસે નદિવર્દ્ધનપર્વતને તેડાવી અહી મૂકી પૂર્યો અર્બુદ નાગ ઉપરથી આ પહાડનુ નામ અર્બુદગિરી અથવા આબુ પર્વત પડયુ છે

ગૌતમાશ્રમમા કોઇ સાધુ સત રહેતા નથી

વસિષ્ટમુનિના આશ્રમ પાસે નાગકુડ છે ત્યા નાગપચમીના રોજ સ્નાન કરવાથી વધ્યા સ્ત્રીને પુત્ર થાય છે અહી બળેવના રોજ મેળો ભરાય છે

અહિ પૂર્વમા જરા દુર સૂર્યકુન્ડ છે જ્યા ભીલની સ્ત્રી તથા તેનો પતિ સ્નાન કરવાથી દેવરૂપ બની ગયા હતા એમ કહેવાય છે અહી કર્ણેશ્વર મહાદેવ પણ છે પશ્ચિમે ચન્દ્રકુન્ડ છે ત્યા ચન્દ્રગ્રહણ વખતે સ્નાન કરવાનુ મહાત્મ્ય છે

ગૌતમઋર્ષિના આશ્રમથી પાછા વસિસ્ટાશ્રમે આવી ત્યાંથી પગથીયા ચઢી આબુ ઉપર અવાય છે પગથીયા ઉતરતા કાઇ થાક જણાતો નથી પણ ચઢતા થાકી જવાય તેમ છે વચ્ચે વચ્ચે થાક ખાવો એકાદ કલાકમા ઉપર ચઢી જવાય છે સવારમા વસિષ્ટાશ્રમ આવી દર્શન કરી, બે ત્રણેક વાગે પાછા ઉપર જઇ શકાય છે

આવી રીતે આબુમા જોવા લાયક સ્થળો જોઇ યાત્રા કરવા લાયક સ્થાનોની યાત્રા કરી કેટલાક પાછા આબુરોડ જાય છે

આબુ ઉપર ઘણા ઉનાળામા હવા ખાવા આવે છે તેમને હવાનો લાભ મળે છે તેની સાથે સાથે આ પવિત્ર સ્થાનોના દર્શનનો લાભ મળે છે.

આબુમા ખાસ કરીને જોવા લાયક સીવીલ સ્ટેશન, નખી તળાવ, અર્બુદાદેવી, દેલવાડાના જૈન મદિરો, અચળેશ્વર, અચળગઢના જૈન મદિરો, ગુરૂ શિખર, વસિસ્ટાશ્રમ વિગેરે છે જ્યાં પવિત્ર અને આનદ આપે તેવા રમણિય સ્થાનો છે

અમે આબુમાં કેટલોક વખત રહી ખરા ઉન્હાળામા ઠડી હવાનો, હરવા ફરવા અને જોવાનો લાભ મેળવી પાછા અમદાવાદ આવ્યા અહી શ્રીરઘુનાથજીના મદિ વાળા સ્થાનમાં મહતશ્રી દામોદરદાસજી તથા તેમના મુખ્ય શિષ્ય શ્રીરામશોભાદાસજીએ અમારી સાથે ઘણી માયાળુ વર્તણુક ચલાવી હતી

થોડા વખત ઉપર અજમેરથી નીકળતા હિદી તરૂણરાજસ્થાન નામના પેપરમા 'આબુ પહાડ નિવાસી' એ નામે એક ચર્ચાપત્ર છપાયુ હતુ જેમા મહત શ્રી દામોદરદાસજી વિગે તથા રઘુનાથજીના આશ્રમ વિગે અવ્યવસ્થાની વાત આવી હતી, પણ તે ચર્ચાપત્રમા લખેલી વાત ખોટી છે એમ અમે અનુભવ ઉપરથી કહીએ છીએ

આશ્રમની વ્યવસ્થા ઉત્તમ પણે ચાલે છે આશ્રમને જે ભેટ આપવામા આવે છે તેનો ઉપયોગ રોજ નવા નવા આવતા સાધુસતોને જમાડવામા, ગાયોની સેવામા અને આશ્રમની દુરસ્તી વિગરેના ખર્ચોમાં કરવામાં આવે છે મહત પવિત્ર, દયાળુ અને મિલનસાર છે એમ છતા પણ આ આશ્રમમા કેટલીકવાર અયોગ્ય રીતભાત વાળા સાધુ સતો કે ગૃહસ્થો આવી ચડે અને તેમની નીતિ રહેણી કરણી મહતને અયોગ્ય જણાય તો તે તેમને તિરસ્કારી કાઢે છે આવા કોઇ તિરસ્કારી કાઢેલા સત સાધુનું "આબુ પહાડ નિવાસી" ના નામે ચર્ચાપત્ર છપાયુ હોય તો ના ન કહેવાય

આ વર્ષે અમારી હાજરીમા તો મહારાજશ્રીની વર્તણુક ઘણી પવિત્ર, આવનાર મનુષ્યોની સાથે હળી મળીને ચાલવાની જણાઇ અને પોતે તેમને જોઇતી વસ્તુ મેળવી આપવાની કાળજી ધરાવતા હતા અમને તેમનાથી દરેક રીતે સતોષ હતો જે આઠ દિવસ રહેવા ઇચ્છે છે તેને રહેવાની સવડ કરી આપે છે, તેની પાસે કાંઇ લેવામા આવતુ નથી, પણ જેમને સીઝનમા રહેવુ હોય તેમને થોડી ઘણી રકમ આપવી પડે છે અને તે રકમનો પણ સદુપયોગજ થાય છે

આબુમા બગલાઓનુ ભાડુ ઘણુ એટલે સીઝનના રૂ ૭૫૦ થી રૂ ૧૦૦૦ સુધી હોય છે તેની સરખામણીમા અહી થોડીજ રકમ લેવાય છે તે પણ ઘણે ભાગે આપનારની મરજી પ્રમાણે, અને તેમા પણ ઘણા એવા મળે છે કે ભાડુ આપ્યા વગર ચાલ્યા જાય છે, અમારા અનુભવમા આવ્યુ છે કે આ વર્ષે એવા બે ચાર મનુષ્યો મળ્યા કે જેમણે ત્યા મહિનો દોઢ મહિનો રહેવા છતા મહારાજને પૈ પણ આપી ન્હોતી એક માણસે અમારા દેખતા મહારાજને રૂ ૨૫) આપવાનુ કહેલુ તે નીકળ્યા ત્યારે કાઇ પણ ન આપતા ચાલ્યા ગયા અને તેની પાસે મહારાજે જતી વખતે કાઇ પણ માગ્યુ નહિ

અમારી સાથે મહારાજશ્રીએ કાઇ પણ ભાડાની રકમ ઠરાવી ન હતી, છતા અમને રહેવાની સગવડ કરી આપી હતી અમે જતી વખતે આશ્રમ નિમિત્તે કાઇક ભેટ મૂકી તો તે લેવાની પણ પોતે ના મરજી જણાવી હતી અને ખાસ કરીને અમારા આગ્રહથી તેનો તેમણે સ્વીકાર કર્યો હતો

આખા આબુમા ગુજરાતીઓને માટે આ " રઘુનાથજીનુ મદિર જ ઉતરવા લાયક છે. બીજી કોઇ પણ જગા હિંદુઓ માટે ઉતરવા લાયક નથી ઘણીવાર તો સામટા સો બસો મનુષ્યો રાતના આવી જતા, તેમને પણ મહારાજ સવડ કરી આપતા આમ છતા તરુણ રાજસ્થાનમા મહારાજ શ્રીદામોદરદાસજી વિરુદ્ધ જે હકીકત છપાઇ છે તે વદન ખોટી છે, માટે તરુણ રાજસ્થાનના સંપાદકજી આ હકીકત પોતાના પત્રમા હિંદીમા અનુવાદ કરી છાપી આશ્રમને યોગ્ય ન્યાય આપશે એવી આશા છે અપૂર્ણ.

—•—

# ज्ञान सूर्यनां चिन्मय किरणो

( લેખક–ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મ્હેતાજી )

( અનુસધાન ગતાકથી )

### પ્રકૃતિ–સ્વભાવ શી રીતે છુટે ?

તાત્પર્ય, ગુરૂ કહે છે તેમ છે ખરૂ, પણ ગમે તેની પીડા વ્યથા થતી હોય તેને બીજા પાસે બેસેલા લોક જેમ જુવે છે, તેજ રીતે પોતે પણ તે કષ્ટ–વેદનાને જાણે છે કોઇ પૂછે ... કષ્ટ થાય છે ? કહેશે કે હા શરીરમા કષ્ટ થાય છે તે સહન કરતો સાક્ષીપણે રહી જુવે છે ન્યુનાધિક અશે સહનશીલતાની પણ જરૂર છે પરતુ એ અત કરણનો વ્યાપાર છે તેથી મનોબળ વધારવાની પણ જીવિતાવસ્થામા જરૂર છે, એ અધ્યાત્મની વૃદ્ધિમા સહાયક છે

### સદ્ગુરૂ કૃપાપાત્રની દ્રષ્ટિ

**સૈષા કૃપા બ્રહ્મામૃતપ્રપા** જે સદ્ગુરૂની કૃપા છે તે બ્રહ્મામૃતની પરબ છે. જે તૃષાતુર મુમુક્ષુ તેની પાસે જાય છે તેને તે પાન કરાવે છે

**गुरोरनुग्रहादीश ईशस्यानु ग्रहाद्गुरु** ॥ સદ્ગુરૂના અનુગ્રહથી ઇશ્વરનુ દર્શન થાય છે અને ઇશ્વરનો અનુગ્રહ થાય છે ત્યારે તે ઇશ્વર કૃપાથી તેવા સદ્ગુરૂ મળે છે તે ઇશ્વર જ સદ્ગુરૂ રૂપે હોઇને જિજ્ઞાસુને પોતાના સત્ય સ્વરૂપનુ ભાન કરાવે છે ત્યારે ભેદ ભ્રાન્તિ તુટી જઇને અદ્વૈત દ્રષ્ટિ થાય છે. **ईश्वरानुग्रहादेवपुनामद्वैत वासना** ॥

બુદ્ધિબળનો ખેલ રમાય છે તેમા હાથી, ઘોડા, ઉટ, ગજા, રાણી, પ્રધાન વગેરે બધુ મિથ્યા છે, તેવાજ જય અને પરાજય મિથ્યા છે, છતા તેમા અહભાવ મમત્વ, મોહ રાગ દ્વેષાદિ થાય છે તે અહમમત્વાદિ છોડે તો ભવરાધની નિવૃત્તિ થાય (સસારદુ:ખથી મુક્ત થાય)

धन लुब्धा धनमय कामी च स्त्रीमय तथा ॥

नारायणमय धीरा पश्यति ज्ञान चक्षुषा ॥

ધન લોભીને સર્વત્ર ધન જ નજરે આવી તેજ ઝખ્યા કરે છે, અને કામી વિષયાધ સર્વત્ર સ્ત્રીનેજ ઝખ્યા–જોયા કરે છે,, પણ ધીર પુરૂષો સર્વત્ર જ્ઞાનચક્ષુએ કરીને નારાયણમય જુવે છે

એક બિલ્વમગળ નામે વિષયાધ કામી પુરૂષ હતો તે સ્ત્રીનાજ ધ્યાનમા ચાલ્યો જતો હતો રસ્તામા એક સાધુ સુતેલો હતો તે કશુ ન જોતા તેના ઉપર પગ મુકીને ચાલ્યો. તરત તે સાધુ ઉઠીને બોલ્યો કે, કયોરે ? હમ સોયા પડા હૈ સો દેખતા નહિ કયા ? તે સાભળી બિલ્વમગળ બોલ્યો કે, હમતો કામાધ હુજ, તેથી હમને તો આપકુ નહી દેખ્યા, પણ આપ સાધુ છો તેને પણ બહારના વિષયોનો ખ્યાલ થાય છે તે સાથે દેહાભિમાનને લીધે ક્રોધ પણ થાય છે, એ આશ્ચર્ય છે

સુઇ, સુહાગા, સુમનુષ્ય, એ ત્રણ છે તે, બે (દ્વૈત) ને અદ્વૈતભાવે કરે છે સુઇ (સીવે છે–જોડી દે છે), ટકણખાર (સુવ, રૂપુ, ત્રાબુ વગેરે કકડા સાથે રહી રસ કરી ઢાલકી રૂપે અભેદ એક રસ કરે છે) અને સારો માણસ છે તે સમાધાન કરી ભેદભાવ દૂર કરી ઐકય કરે છે, અને કુહાર (કુહાડો) કાતર, અને કુમનુષ્ય, એ ત્રણ છે તે એકના બે કરે છે ભેદ કરે છે

વિષ્ણુ ભગવાને મધુ અને કૈટભ નામના દૈત્યોને મારી દેવતા ભક્ત, સાધુ વગેરેને નિર્ભય કીધા હતા તમે પણ મદ અને મોહરૂપ મધુકૈટભને મારીને સદ્ગુરૂએ આપેલા દિવ્ય ચક્ષુથી જોશો તો તમે પણ વિષ્ણુપદ પ્રાપ્ત છોજ

સુધા (અમૃત) કયાં રહે છે ? આ પ્રશ્ન સાભળી સભામા બેઠેલા લોકોમાથી પોતાને વિદ્વાન પડિત માની મનાવવા ઇચ્છતા કેટલાક જુદી જુદી વાત કહેવા લાગ્યા કે, **अब्धौ विधौ वधुमुखे फणिना निवासे, सुधा वसतीति वदन्त्य बुधा** ॥ સમુદ્રમા, ચદ્રમા, વહુના મુખમા (અધરામૃત–હોઠમા), અને નાગલોક (પાતાળ)મા અમૃત છે એવુ અબુધ (અજાની મૂર્ખ લોક) કહે છે કેમકે સમુદ્રમા સુધા હોય તો ક્ષાર ન હોવો જોઇએ ચદ્રમામા હોય તો કૃષ્ણપક્ષમાં ક્ષય ન થવો જોઇએ વધુમા હોય તો પતિ મરવો ન જોઇએ તેમજ વધુ મુખમા દુરગધ ન હોવી જોઇએ નાગલોકમા હોય તો તેમા વિષ ન હોવુ જોઇએ ત્યારે સુધા કયા છે ? ત્યા અતિમ ફેસલાનો ગેબી ઉત્તર સભળાયો કે,

**सगे सुधा वसति नित्य महज्जनानाम्** ॥ સદા સર્વદા મહાપુરૂષોના સગમા (સતસગતિમા) સુધા રહે છે એ નિશ્ચય જોઇ જે કોઇ સુજ્ઞ અધિકારી તેવા સદ્ગુરૂ પાત્રૂ પાન શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સત્પુરૂષની સગત સેવી તેમની સેવા શ્રદ્ધાયુકત પ્રેમથી કરે છે તે જન્મમરણાદિ ભયથી છુટી પરમામૃત મોક્ષરૂપ બ્રહ્માત્મૈકય જ્ઞાન પામી નિત્ય તૃપ્તિનો અનુભવ કરતો છુવો પ્રારબ્ધાતે વિદેહ કૈવલ્યને પામે છે **हरि ॐ तत्सत्** ॥




( લેખક—કુસુમ )

—•—

મુબઇની વાત છે રોયલ ઓપેરા હાઉસમા "નલદમયતી" નું નાટક થઇ રહ્યુ હતું તેનુ સવિસ્તર વર્ણન પ્રિયપાઠકો આગળ કરવાની હુ કઇ જરૂર જોતો નથી અત્યારે તો કંઈ બીજુંજ બતાવવાનું છે

બાબુ મોતીલાલ તેમની સ્ત્રી કમલા સાથે ફર્સ્ટ કલાસમા બેઠા હતા જ્યારે ચાર ડ્રોપ પુરા થયા ત્યારે બાબુએ કમલાને આ પ્રમાણે કહેવાનું શરૂ કર્યું—કમલા ! શુ સ્ત્રીયો ખરેખર ધીર્યવતી અને શુદ્ધ હૃદયવાળી હોય છે ? આ "નળ દમયતી" ના લેખકનો પક્ષપાત છે, મારા વિચારમા સ્ત્રીયો સાક્ષાત સ્વાર્થની મૂર્ત્તિઓ હોય છે તેઓ બેવફાઇના નમુના હોય છે એક નહી આવા હજારો ઉદાહરણ બતાવી આપુ

કમલા—(ક્રોધને રોકીને) સસારમાં ફકત આપજ ન્યાય પ્રિય છો બિચારી સ્ત્રીયો માટે આપે જે વાકયો કૃપા કરીને મુકયા છે તેજ વાકયો પુરૂષોને કથાં હોત તો હુ આપને ધન્યવાદ આપત સ્ત્રીયો સાચા પ્રેમની પ્રતિમાઓ છે તેઓ પ્રેમનો ખજાનો છે તેમના હૃદયમા હમેશા પ્રેમનો દરીયો પ્રેમના મોજા ઉછાળ્યા કરે છે, દમયતી સાથે કોણે બેવફાઇ કરી, તેને જગલમા કોણે રડતી મુકી.

રાનાદેવીની વાતો એક નાનુ બાળક પણ જાણે છે આપ જેવા વિદ્વાન મનુષ્ય હૃદયમા આવી વાતોને ધ્યાન આપો છો તે ઘણા આશ્ચર્યની વાત છે મોતીલાલ બાબુએ કર્યું તે જમાનો બીજો હતો કમલા આનો જવાબ આપવા જતી હતી કે પડદો ઉચો થયો અને ખેલ શરૂ થયો ખેલ પુરો થયો ત્યારે ઘેર આવ્યાં મોતીલાલ બાબુ બોલ્યા—કમલા ! હુ સાબીત કરી આપીશ કે સ્ત્રીઓ બેવફા હોય છે કમલા—બહુ સારૂ, એનો બનાવો કે હુ મરી જાઉ તો તમે બીજો વિવાહ કરો યા નહિ ?

મોતીલાલ—નહિ હુ કદી નહિ કરૂ, કદાચ હુ મ * * * આગળી કઇ બોલવા જતા હતા કે તુરતજ કમલાએ પોતાનો જમણો હાથ મોતીલાલના મુખ પર મુકયો અને બોલી—ઇશ્વરને માટે ચુપ રહો ? તમારા મુખમા આવી વાતો શોભા નથી આપતી

બાબુ મોતીલાલ એક પ્રખ્યાત સમાચાર પત્રના લેખક અને પ્રકાશક હતા ઇગ્રેજીમા એમ એ સુધી તેમણે શિક્ષા મેળવી હતી તેમણે દેશસેવા તથા નિતિ સેવામા સારી ખ્યાતિ મેળવી હતી મારવાડી હોવા છતા ગુજરાતીને જ રાષ્ટ્રીય ભાષા માનતા હતા.

તેમનું સમાચાર પત્ર ગુજરાતીમા જ છપાયુ હતું અને તેની લગભગ ૧૧ હજાર કોપીઓ નીકળતી હતી

તે સમાચારપત્ર જીવન નિર્વાહ માટે છપાવતા નહોતા પણ શોખની ખાતર કાઢતા હતા સમાચાર શિવાય તેમને ૫૦ હજાર રૂપીઆ જમીનદારીના મળતા હતા કમળા અને તેના પિતાશ્રીનુ ઘર એકજ સ્ત્રીટમા હતું એકજ સ્કુલમા તેઓ બાલ્યાવસ્થાથી ભણતા હતા બાલ્યાવસ્થાના પ્રેમેજ તેમને પતિપત્ની બનાવ્યા હતા કમલા જેના નીચી સાદી હતા અને બાબુ હતા મશુગ

યદ્યાપિ આ એક સાધારણુજ ફરક હતો તથાપિ તેઓ એક બીજાને માટેજ ઉત્પન્ન થયા હતા તેમને ૨૪ સે કલાક કમલાને છેડવામાજ આનંદ મલતો હતો કોઇ થોડા દિવસ માટે બાબુની પાસે કમળાની બેન મણિ રહેવા આવી બાબુ હમેશા સાળી સાથે મશ્કરી કર્યા કરતા હતા

મણિ પણ અટલ હતી, તે કમલાની માફક સીધી સાદી ન હતી મશ્કરીમાજ ગાઇ વાર બાબુને એવા આડે હાથ લેતી હતી કે બાબુજીની લપલપાલી જીભ બત્રીસીમાજ છાની માની શરમની મારી બેમી રહેતી હતી એક દિવસ માણુએ બાબુને કહ્યુ કે કમળાને મારે ઘેર બે અઠવાડીયા માટે મોકલી આપો મોતીલાલબાબુ—એમનો ન થઇ શકે હા કદાપી તમે અહી રહો તો કમળાને આવવાની જ આપુ, કમળાને પોતના પતિની આ મશ્કરી બહુજ ખરાબ લાગી પરંતુ અમુક કારણુને લીધે કઇ બોની નહિ મણિએ કહ્યુ—જો તમે કમળ ને લઇ જવાની આજ્ઞા નહિ આપો તો એટલું તો યાદ રાખજો કે હું કોઇ દિવસે અહિ નહિ આવુ મોતીલાલબાબુ—એટલો બધો ગુસ્સો કરવાની કઇ જરૂર નથી, જાઓ હુ રજા આપુ છુ, પરંતુ એ ધ્યાનમા રાખજો કે બે અઠવાડીયા કરતા એક પણ દિવસ વધુ ન થાય

મણિ—હા ! એ વાત માની

બીજે દિવસે મણિ, કમળા સાથે પોતાને ઘેર આવી

( ૨ )

મણિના પતિ મહેન્દ્રનાથ મુબાઇના પ્રખ્યાત બ્રીફલેસ બેરીસ્ટરોમાના એક હતા કમળાને જોઇને મહેન્દ્રે કહ્યુ અહોહો ! આજે કયાંથી ભુલા પડયા, તેમણે કેવી રીતે તમને આવવાની રજા આપી મે કેટલીક વાર તમને મોકલવા માટે કહ્યુ હતું પણ તેઓ બ્હાના કાઢતા જ રહ્યા તેમનો આજ જવાબ હતો કે હુ મારી સાથે લાવીશ

કમળા—હા, તેમનું કહેવુ વ્યાજબી હતુ, ઘરમા અન્ય કોઇ ન હતું, તેમા વળી મારી તબીયત ઠીક ન હતી મણિના બહુ કહેવાથી મોકલી દીધી મહેન્દ્ર આ સાંભળીને મુછમા હસ્યો

રવિવારની સાંજે કમળા ને મણિ વાતો કરી રહ્યાં હતા એટલામા ઘડીઆળે સાતના ટકોરા વગાડયા મેજ પર લેમ્પ બળી રહ્યું હતુ, મોતીલાલ બાબુનુ સમાચારપત્ર ટેબલપર પડ્યુ હતુ, મહેન્દ્ર તેના ગ્રાહક હતા કમલાએ સમાચારપત્ર હાથમા લીધુ, પણ એક વાત યાદ આવવાથી પત્ર મૂકી દીધુ અને મણિને કહ્યુ—બ્હેન બાબુએ મારી સાથે એક પ્રતિજ્ઞા કરી છે કે મારા "મર્યા બાદ તેઓ બીજો વિવાહ નહી કરે" તમે મહેન્દ્રને કહીને એક તાર મોકલી આપો કે કમળા ઓચિંતી હૃદયની બિમારીથી મરી ગઇ કમળાએ થીએટરની

બતાવ, જલ્દીથી બતાવ ! ? કે તું કોણ છે તેના ઉત્તરમાં કમળાએ ઉંડી દૃષ્ટિ પતિનાપર નાખી

બાબુએ કહ્યું—કમળા, નીચે જાઓ ગાડીમાં તમારી સપત્ની બેઠી છે તેને આવકાર સાથે લઇ આવો આ સાંભળવું હતું અને કમળાનું બેભાન થવું હતું ફક્ત આખો બાજુ તરફ હતી બાબુ ઘણા ધૈર્યથી કામ લઇ રહ્યા હતા પણ હવે વધારે ધૈર્ય બતાવવું અસંભવ હતું દોડીને કમળાને ખોળામાં લઇ લીધી અને બોલવા લાગ્યા કે કમળા ! બસ કરો, હવે આ ઇન્દ્રજાલને સમાપ્ત કરો કમળા બેભાન હતા તેને ખબર નહતી કે તે ક્યાં છે, અને તેના પતિ શું કહી રહ્યા છે કેવડો છાંટયો, કોહીનુર કોલનવોટર મંગાવ્યું ત્યારે કંઇ ભાન આવ્યું અને ઉઠીને બેઠી થઇ અને બાબુના ગળે વળગીને રડવા લાગી મહેન્દ્ર મણિ જુદા રડી રહ્યા હતા, અને આ ભયાનક દૃશ્ય જોઇને વિસ્મય થઇ ગયા હતા બાબુએ કમળાને પૂછ્યું—કેમ તમારી સપત્નીને ઉપર નથી બોલાવતી તમે જઇને લાવો તો સારી વાત છે, આખરે તે ક્યાં સુધી વાટ જોતી રહે છે આ સાંભળીને કમળા પાછળ ખસી ગઇ મારી સપત્ની ! મારી સપત્ની ! એમ કહીને આમતેમ જોવા લાગી અને ક્રોધિત થઇને બીજા ઓરડામાં ચાલી ગઇ

મોતીલાલ બાબુએ ઘણા વિવેકથી કામ લીધું પણ તે નિષ્ફલ ગયું કમળાની હાલતને જોઇને બાબુને ખાત્રી થઇ કે કમળાના હૃદયમાં આ વાતે ઘર કરી લીધું છે કમળા એક મહીના સુધી માંદી રહી જ્યારે તેણીની હાલત ઠીક થઇ, ત્યારે બાબુએ કમળાને કહ્યું—પ્રિયે ! તેં આમ શા માટે કર્યું ?

કમળા—કેવળ મશ્કરી માટે અને આપની વાતોની પરિક્ષા લેવા માટે

મોતીલાલ બાબુ—(હસીને) આનું ફળ કોણે ભોગવ્યું ? ત્હારૂં તે ધૈર્ય ક્યાં ગયું પ્યારી આ હારજીતનો નકલી ખેલ હતો

કમળા—( શરમાઇને ) આપે મારા ચિત્રો છાપીને લોકોને ખાત્રી કરી આપી કે હું મરી ગઇ છું હવે તેઓ મને જોઇને શું કહેશે ?

મોતીલાલ બાબુ (હસીને) તે કોપી ફક્ત તમારે ત્યાં મોકલવા જ છપાઇ હતી જ્યારે ત્હારો તાર આવ્યો ત્યારે મહેન્દ્રે વળી ત્હારી કુશલક્ષેમનો પણ તાર કરી દીધો હતો

મણી—પોતાના પતિના આ કાર્ય માટે ક્રોધનો દેખાવ કરીને બોલી-કેમ, તમે આ વાત મને ન કહી, હવે આ બે છમાનીનો કઠોર દંડ ભોગવવા તૈયાર થાઓ મહેન્દ્ર—કેમ નહિ, કમળાની વાત તું જોઇ ચૂકી છે, તું પણ તાર આ કૃત્ય માટે આવી રીતે જ પસ્તાતી હશે

પ્રિય વાચક વર્ગ મ્હારી આ નાની વાત પુરી થઇ કલમ પણ આગળ ચાલવા અટકી અને હું પણ આપ લોકની ક્ષમા ચાહીને વિરમું છું ફરી ઇશ્વરેચ્છા હશે તો મળીશું

* એક બંગાળી લેખપરથી લખેલી



# दैवी संपत्तिमान मनुष्यो.

સર્વ ધર્મોમા વિદ્યા અને જ્ઞાન મેળવવાનું કહેલું છે સર્વ પ્રકારના વ્યવહારિક અને પારમાર્થિક કાર્યો કરવામા તેની જરૂર પડે છે દરેક કાર્ય કરવાનો ઉદ્દેશ પોતાની ઉન્નત કરવાનો છે જે સ્થિતિમા આપણો જન્મ થયો હોય અને હાલમા આપણે જે સ્થિતિમા હોઇએ તેમાથી આપણે ઉચી સ્થિતિને પ્રાપ્ત કરીએ એ આપણો ઉદ્દેશ હોવો જોઇએ પશુઓ સ્વાર્થિ હોય છે આપણે પણ જો સ્વાર્થી બનીયે અને પશુઓના ગુણ આપણામા રાખીએ તો આપણામા અને પશુમા ફેર નહિ, પણ આપણે મનુષ્યત્વના ઉત્તમ ગુણોને પ્રાપ્ત કરી હમેશા આગળ અને આગળ વધવુ જોઇએ મનુષ્યત્વથી ઉત્તમ દેવત્વ ગણાય છે તપથી મનુષ્યો દેવત્વને પ્રાપ્ત કરી શકે છે

આપણે મનુષ્યોમા પણ ઘણા માંસ વિચાર વગરના પશુતુલ્ય ગુણવાળા જોઇએ છીએ, તેમ સદ્વિચાર વાળા, શુભ આચારવાળા, પવિત્ર હૃદયના એવા દેવ ગુણો વાળા પણ ઘણા મનુષ્યોને જોઇએ છીએ પવિત્ર મહાપુરુષો, સાધુ સંતો, સર્વ પ્રતિ પ્રેમ રાખવાના સ્વભાવ વાળા, રાગ દ્વેષનો ત્યાગ કરેલો હોય છે તેવા, ઘણાય મનુષ્યો મનુષ્યદેહમા પણ દેવત્વને મેળવી શકે છે તેમ દેખાવમા મનુષ્ય છતા નિર્દય, લોભી, વ્યભિચારી, દુર્ગુણી, દુષ્ટ એવા ઘણાય પશુ જેવા સ્વભાવના મનુષ્યોને આપણે જોઇએ છીએ આવા મનુષ્યોએ મનુષ્યત્વ ખોઈ પશુત્વ મેળવ્યુ હોય છે

શ્રી કૃષ્ણભગવાને સ્વમુખે ભગવદગીતાના સોળમા અધ્યાયમા કહ્યુ છે કે -

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

નિર્ભયતા, ચિત્તશુદ્ધિ, જ્ઞાન અને યોગમા એકાગ્રતા દાન, ઇન્દ્રિયનિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરલતા, અહિંસા, સત્ય, ક્રોધ હિત રહેવુ, ત્યાગ, ઉદારપણુ, શાંતિ, કપટ ન કરવાપણુ, ભૂતમાત્ર ઉપર દયા, વિષય લોલુપતાનો ત્યાગ, નમ્રતા, લજ્જા નિરર્થક વ્યાપાર ન કરવો, તેજસ્વિતા, ક્ષમા, ધૈર્ય, પવિત્રતા, અદ્રોહ, અને માનીપણાનો અભાવ, એ લક્ષણો દૈવી સંપત્તિવાન મનુષ્યમા હોય છે અને

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

દંભ, ગર્વ અભિમાન, ક્રોધ, કઠોરતા, અને અજ્ઞાન, એ લક્ષણો આસુરી સંપત્તિમા જન્મેલા પુરુષોમા હોય છે

ઉપરના શ્રી ભગવાનના વચનોથી આપણે સમજી શકીશું કે કેવા ગુણવાળા મનુષ્યો દેવતુલ્ય છે અને કેવા ગુણવાળા મનુષ્યો પશુતુલ્ય છે જેમને મનુષ્ય દેહમા જ દેવત્ત્વ પ્રાપ્ત કરવું હોય તેમણે ઉપર બતાવેલા દૈવી સંપત્તિવાળા પુરૂષોના લક્ષણો ગ્રહણ કરવા, અને જેમનામા ઉપર પ્રમાણે આસુરી સંપત્તિવાળાના લક્ષણો હોય તેમણે તેનો ત્યાગ કરવો

જેઓ શ્રી ભગવાનના વચનો અનુસાર દૈવિ સંપત્તિવાનના લક્ષણો પોતાનામા ધારણ કરે છે તેઓ પોતાની ઉન્નતિ સત્વર સાધી શકે છે આ ગુણો દરેક મનુષ્ય પોતે ધારણ કરી શકે એવા છે, પૂર્વે મહાપુરૂષોએ આ ગુણો પોતાનામા ઉતારેલા તેથીજ તેઓ દૈવિ પુરૂષો થઇ ગયા છે, અને આપણે તેમને અત્યારે ઇશ્વરાવતાર રૂપે, આચાર્ય રૂપે, મહાપુરુષ રૂપે પૂજીએ છીએ આપણે જેવા થવું હોય તેવા ગુણોને આપણે આપણામા પ્રકટાવવાનો અભ્યાસ રાખવો

ઉપરના શ્લોકમા સર્વથી પ્રથમ અભય મેળવવાનું જણાવ્યું છે મનુષ્યે સર્વથી પહેલા નિર્ભયતા મેળવવી, હવે આપણે જોઇએ કે મનુષ્યમા એ ભય કયાથી પેસી ગયો શ્રુતિમા કહ્યું છે કે “ **દ્વિતિયાદ્વૈ ભય ભવતિ** ” અર્થાત કોઇ બીજાના હોવાથી ભય થાય છે એટલે જો આપણે આખા વિશ્વમા એક પરમાત્માનેજ વ્યાપક માની લઇએ, અને આપણા શરીરના મગજ અને જીવનાના આધારરૂપે પણ તેનેજ માની લઇએ, અને આત્મા અજર અમર છે એવી દૃઢ શ્રદ્ધા રાખીએ તો પછી ભય શી રીતે રહે? પરમાત્મા સિવાય બીજું કોઇજ નથી તો પછી બીજાનો ભય શો?

આપણે જ્યાં સુધી પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખતા નથી ત્યા સુધીજ ભય છે વ્યવહારમા અનેક વિપત્તિઓ આવે છે એ વાત સાચી પણ મનુષ્યે તે વિપત્તિઓને ટાળવાનું બળ, અને સાહસ મેળવવું દુર્બળતા, સાહસ હિનતા, અને ભયશીલ, શંકાશીલ રહેવું એ મહા અવગુણો છે એ અવગુણોને લીધેજ મનુષ્ય વારંવાર ડરી જાય છે તેથીજ તેને અનેક પ્રકારના ભય સતાવે છે એ ભયના સંસ્કારો નાનપણથી બાળકનામા પડે છે તે મોટી ઉમ્મરે તેને વધુ સતાવે છે

શંકાશીલ મનુષ્યો જેની તે વાતમા ભય લાગે છે અને જેમને ઇશ્વરઉપર શ્રદ્ધા હોય છે, પોતાના બળમા વિશ્વાસ હોય છે તે સદા નિર્ભય રહે છે દરેક મનુષ્યે પોતાના બાળકોને નાનપણમાથી જ નિર્ભયતાના સંસ્કારો પાડવા, ભયની વાત તેને કરવી જ નહિ, માબાપોએ તેમને ભય બતાવવો નહિ, જેમબને તેમ બાળકોને નિર્ભય રહે એવા સંસ્કારો નાખવાથી મોટી ઉમ્મરે મનુષ્ય નિર્ભય થાય છે પછી તેને કશાથી ભય લાગતો નથી

ઘણીવાર માબાપ જ બાળકોને નાની નાની બાબતોમા ભય બતાવે છે, અને તેથી તે બીકણ બની જાય છે ભય એવી કશી વસ્તુજ નથી જ્યા સર્વત્ર ઇશ્વર વ્યાપ્ત છે, ઇશ્વર આપણું રક્ષણ કરનાર આપણી સાથેજ છે, પછી ભય શી વાતનો? ઘણાને રાત્રે અંધારામા જતા ડર લાગે છે પણ તે ડર છોડી તે વારવાર અંધારામા જવાનો અભ્યાસ કરે તો પછી તેનો ડર ભાગી જાય બાળકોને રાત્રે અંધારામા ચોરની કે ભૂતની બીક લાગે છે. આવા સંસ્કારો માબાપોજ તેને પાડે છે પણ તેની જગોએ ફાનસ લઈ એક બે વાર જવાથી પછી વગર ફાનસે પણ જવાનો અભ્યાસ પડે છે અને ભય ભાગી જાય છે

આ સંસારમા સુખ, સંપત્તિ, સર્વ પ્રાપ્ત હોય છતા પણ જો મનુષ્ય બીકણ હોય

છે તો તેને ખરૂં સુખ મળતું નથી, તેણે પ્રથમ નિર્ભયતા મેળવવી જોઈએ તોજ તે યથાર્થ સુખનો લાભ મેળવી શકે છે વ્યવહારના કાર્યોમા વેપારઉદ્યોગમા પણ ભયનો ત્યાગ કરવો ગભરાશીલ સ્વભાવ છોડી દઈ સાહસી બની નિર્ભયતા મેળવવી

ખરી રીતે તો ભયના વિચારો જ મનુષ્યને ભયભીત કરી મૂકે છે ભય જેવું કશું હોતું નથી છતા મનુષ્ય માત્ર ભયના વિચાર કરી કલ્પનામા ભયનુ ચિત્ર ખડું કરી દે છે માટે મનુષ્યે નિર્ભયતાના વિચાર સેવવા. કાંઈ વાતનો ભય ન રાખવો જેને જે વાતનો ડર હોય છે તેની સામે ભયનું ચિત્ર ખડુ થાય છે, જે નિર્ભય રહે છે, તે સદા વિજયી હોય છે રોગીયોને પણ જો ભય પેસી ગયો તો તે રોગ ઘર કરી બેસે છે, પણ જો તેને ભય ન હોય તો રોગ જલ્દી ચાલ્યો જાય છે નિર્ભય મનુષ્યથી સિંહ, વાઘ વગેરે હિંસક પશુઓ પણ ડરે છે કહ્યુ છે કે "કે એક મરણીયો સોને ભારે" એટલે એક નિર્ભય મનુષ્ય સો મનુષ્યોને હરાવી શકે છે

ભયને દૂર કરવાનો એક સર્વોત્તમ ઉપાય એ છે કે મનુષ્યે જાતે નિષ્પાપી થવુ જુઠું બોલવુ નહિ, કપટ પ્રપંચનો ત્યાગ કરવો અને હંમેશા સત્યનુ પાલન કરવુ, જો તે આટલા ગુણો ધારણ કરે તો પછી તેની પાસે ભય આવી શકશે નહિ. જો આપણે કોઈને હાનિ નહિ કરીએ, કોઈની સામે અસત્ય રીતે નહિ વર્તીએ, તો પછી આપણે ડર શો હોય? કહેવત છે કે ચોરને જ્યા ત્યા ભય છે, ભય તો પાપથી જ લાગે છે પાપ ન કરીએ તો પછી ભય શો? જ્યા સુધી આપણામા પાપનો અંશ હોય છે ત્યા સુધીજ આપણને રાજ્યનો, સમાજનો કે ઈશ્વરનો ડર હોય છે, પણ જ્યા પાપનો અંશ પણ હોતો નથી એવા મહાપુરૂષો સદા નિડર રહી શકે છે આપણે નિડર થવા પાપ માત્રનો ત્યાગ કરવો ઘટે છે

ઈશ્વરનુ ભજન ઉપાસના એ ભયને નિવારવાનુ સર્વોત્તમ સાધન છે આપણે જો ઈશ્વરના ભક્ત બનીયે, તેનું જ શરણ ગ્રહણ કરીએ, આપણુ જીવન ઈશ્વરીય સિદ્ધાંતો અનુસાર ગાળીએ તો પછી ભય આપણાથી જરૂર સેંકડો ગાઉ દૂર જતો રહે

ઉન્નતિના ઉપાયોમા અભયને મુખ્ય સ્થાન એટલા માટે આપવામા આવ્યુ છે કે એક તો ભગવાને પોતે દૈવિ સંપત્તિઓમા તેને પ્રથમ સ્થાન આપ્યુ છે, અને બીજું આપણામા ભયનો અવગુણ નાનપણથી ઘર કરી રહ્યો છે માટે તેનો ત્યાગ કરવો જોઈએ બધા કરતાં હિંદુઓનાં ભય વધુ જણાય છે તેઓ પોતે પોતાનું તેમ સ્ત્રીઓ અને બાળકાનું રક્ષણ પણ કરી શકતા નથી, ભય જણાતા સ્ત્રીપુત્રાદિને ભયમા મૂકી પોતે બચી જવા નાસી જાય છે એ આપણી નિર્બળતા સૂચવે છે માટે આપણે આપણામાથી આપણા બાળકોમાથી, સ્ત્રીઓમાથી અને સમાજમાંથી ભય માત્રને હાંકી કાઢી નિર્ભય બનવુ ઘટે છે

જ્યારે આપણે નિર્ભય અને વિરમતા શીખીશુ ત્યારેજ આપણી ઉન્નતિ કરી શકીશુ આગળ વધવા માટે નિર્ભયતા પ્રથમ જરૂર છે



# अर्श चिकित्सा.

## નવમો અધ્યાય

( ગતાંકથી ચાલુ )

**અર્શમાં છાસનો પ્રયોગ**—ચિત્રકના મૂળની છાલને ઘસી ઘડાની અંદર ચોપડી તે પછી તેમા દહીં મેળવવુ એ દહીંનો છાસ અથવા મઠો અર્શરોગમાં ઘણો હિત-કારક છે ૭૮

વાત અને કફથી ઉત્પન્ન થયેલ અર્શમા છાસથી ઉત્તમ બીજુ કાંઇ ઔષધ નથી દોષને અનુસાર સ્નિગ્ધ વા રૂક્ષ તક્રનો ઉપયોગ કરવો. (૭૯) બળ અને કાળને જાણનાર વૈદ્યે સાત દિવસ, દસ દિવસ, પંદર દિવસ અને મહિના સુધી છાસનો પ્રયોગ કરાવવો ૮૦

જઠરાગ્નિ અત્યંત મંદ થઇ જાય તો છાસદ્વારા ચિકિત્સા કરવી, અથવા સાયંકાળ સમયે ધાણીના સાથવાનો છાસની સાથે અવલેહ બનાવીને આપવો (૮૧) છાસના પચ્યા પછી છાસની સાથે સિંધાલુણ મેળવી તેના અનુપાનમા આપવી, છાસની સાથે ઘીવાળો ભાત આપવો (૮૨) અથવા છાસની સાથે સિદ્ધ કરેલું (ખપે તેને) યુષ કે માસરસ આ-પવો કાલના ક્રમને જાણનારા વૈદ્યે છાસના સેવનનો સહસા પરિત્યાગ ન કરાવવો (૮૩)

જો છાસનુ એક મહિના સુધી સેવન કર્યું હોય તો તેનો ત્યાગ એક મહિનાના ક્રમથી કરાવવો અન્નના સેવનથી છાસનું સેવન કદી ઘટતું નથી (૮૪) આ ક્રમથી છાસનો પ્રયોગ કરાવવાથી અર્શરોગ ફરી ઉત્પન્ન થતો નથી અગ્નિ દૃઢ થાય છે બળ, પુષ્ટાઇ અને વર્ણ વધે છે ૮૫

દોષ, અગ્નિ અને બળને જાણનારા વૈદ્યે રૂક્ષ તક્ર અર્દ્ધોદ્ધૃત સ્નેહ અને અનુદ્ધૃત એવા ત્રણ પ્રકારે છાસનો પ્રયોગ કરાવવો તેમા પહેલી વિધિ કફની અધિકતાના અર્શમા, બીજી વિધિ સમાન વાતકફના અર્શમા અને ત્રીજી વિધિ વાતાધિક્યના અર્શમા ઉપયો-ગમા લેવાય છે ૮૬

જે અર્શ છાસના સેવનથી શાંત થાય છે તે પાછા ફરી ઉત્પન્ન થતા નથી, પૃથ્વીમા કાસ અને દાભના મૂળમા છાસ નાંખવાથી તે નષ્ટ થઇ જાય છે (૮૭)

તો પછી દીપ્તાગ્નિ પુરુષના સુકા અર્શ જાય તેમા તો આશ્ચર્ય જ શું ? છાસથી નાડિયોના શુદ્ધ થવાથી જ રસ સારી રીતે ફરી શકે છે (૮૮)

તે પુષ્ટિ, બલ અને પ્રહર્ષ ઉત્પન્ન કરે છે, તથા તે રસ સર્વ પ્રકારના વાત કફ રોગોને દૂર કરે છે, ૮૯

**અર્શ ઉપર પીવાની દવા**—પીપળ, ગંઠોડા, ચિત્રક, ગજપીપળ,આદુ, કાળી જીરી કલોંજી જીરૂ, ધાણા, તુંબરૂ, ધાણા, બીલીનો ગર્ભ, કાકડાશીંગી, અને કાળીપાટ એ સર્વને ઘસી તેની સાથે પેયા બનાવવી એ પેયામા દાડમના રસ નાખી ખાટી કરીને ઘી

અને તેલ નાખી પીવે તો અર્શ રોગ નષ્ટ થાય છે ૯૧ ઉપર કહેલા ઔષધોથી જાડી યુષ, જળ અને ઘીને પકવી અર્શ રોગની શાંતિ નિમિત્તે સેવન કરવું ૯૨

અર્શ ઉપર યવાગુ—કચૂરો, ખાખરો, કે પીપળ અથવા સુંઠની સાથે યવાગુ સિદ્ધ કરીને તેમાં છાસ તથા વાટેલા કાળા મરી મેળવી અર્શના રોગીને આપવા ૯૩

સૂકા મૂળાનો યુષ, કળથીની કાંજી, વા કાંઘો કે બીલીનો યુષ વા કળથીનો કે ઉપ સેટનો યુષ ૯૪

અથવા એ કાઢામાં * * દાડમનો રસ મેળવી છાસ સાથે તથા સંગ્રાહી ઔષધો સાથે સિદ્ધ કરેલી + + + દવા આપવી

અર્શ ઉપર પથ્ય—અર્શ ઉપર લાલ ચોખા, મહા શાલી, કલમી ચોખા, સામો શારદ અને સાઠી ચોખા અર્શરોગવાળાને હિતકારી છે ૯૬

આ જુદા જુદા પ્રકારના ઝાડાવાળા અર્શરોગીઓની ચિકિત્સાવિધિનું વર્ણન કર્યું હવે અત્યંત કઠોર અને કઠણ ઝાડાવાળા અર્શની ચિકિત્સાનું વર્ણન કરીએ છીએ ૯૭

પ્રથમ સુંઠનું ચુર્ણ અને સાકર ફાકી ઘી વાળો સાથવો અને સિંધાલુણ મેળવી પ્રસન્ના અથવા સુરામન્ડનું પાન કરવું ૯૮

અથવા જુનો ગોળ, સુંઠ અને કાળીપાટ અને દાડમના રસનું પાન કરવું અથવા ગોળ, ઘી અને જવખારનો પ્રયોગ કરવો ૯૯

અથવા અજમો, સુંઠ, કાળીપાટ, દાડમનો રસ, ગોળ, છાસ અને સિંધાલુણ એ સર્વ મેળવીને આપવા, આ પ્રયોગનું સેવન કરવાથી અધોવાયુ તથા ઝાડાનો ખુલાસો થાય છે ૧૦૦

જવાસા, બીલીનો ગર્ભ, અજમો, અને સુંઠ એ ચારેમાંથી એકએકની સાથે કાળી પાટનો કવાથ કરીને પીવાથી અર્શરોગ મટે છે ૧૦૧

ઉપરના ઘૃત અને તેલોમાં કરંજના પાન પલાળી સાથવાની સાથે સેવન કરે તો અધોવાયુ અને મળનો ખુલાસો થાય છે

અથવા જમ્યા પહેલાં સિંધાલુણ મેળવી મદિરા અથવા ગોળ અને સુંઠ મેળવી મદ્યનું અને સૌવીરનું પાન કરવું ૧૦૨

અર્શ ઉપર ઘૃતનો પ્રયોગ—પીપળ, સુંઠ, જવખાર, કાળીજીરી, ધાણા, ઝરૂ, અને ગોળની રાબ એ સર્વમાં દાડમના દાણાનો રસ અને ઘી મેળવી સેવન કરવું ૧૦૪

અથવા પીપળ, પીપળીમૂળ, ચિત્રક, ગજપીપળ, આદુ અને જવખાર એમાં સિદ્ધ કરેલા ઘૃતનું પાન કરવું ૧૦૫

અથવા ચવક અને ચિત્રકની સાથે સિદ્ધ કરેલું વા ગોળ અને જવખારમાં મેળવેલું વા પીપળીમૂળની સાથે સિદ્ધ કરેલું જેમાં ગોળ, જવખાર અને સુંઠ મેળવી ૧૦૬

અથવા પીપળ, પીપળીમૂળ દહીં, દાડમનો રસ, ધાણા એ સર્વની સાથે સિદ્ધ કરેલું ઘૃત પાન કરે તો અધોવાયુ અને રક્તની કબજીયાત દુર થાય છે ૧૦૭

ચવ્યાદિ ઘૃત—ચવક, ચિત્રક કાળીપાટ, જવખાર, ધાણા, અજમા પીપળીના ગ બીડલવણ, સિંધાલુણ ૧૦૮

ચિત્રક, બીલીના ફળનો ગર્ભ, દરેક એને પુટી ચોપણા દહીની સાથ ઘીને પકાવી એ ઘીના સેવનથી ઝાડાનો અને અધોવાયુનો ખુલાસો રહે છે ૧૦૮

તથા પ્રવાહિકા, ગુદભ્રંશ, મત્રકૃચ્છ, પરિસ્રાવ, ગુદશૂળ, અને વક્ષણ્ શૂલને પણ દૂર કરે છે. ૧૧૦

જામ

# હિક્કા સં. હેડકી ગુ. ઉચકી મ.

( લખનાર—આર્યવૈદ્ય મયાગમ સુદરજી )

**વર્ણન**—છાતી અને પેટની વચમા એક વિભાજક ૨૫ પડદો (ડાયાફ્રામ) છે, તે ઉપર મગજમાથી નીકળીને એક મગજતતુ ( ફ્રેનિકનર્વ્હ ) ફેલાએલ છે આ પડદાના મધ્ય પટળ અને મજ્જાતતુને મધ્ય પટળતતુ કહેવામા આવે છે હેડકીમા આ પડદો એકદમ સકોચ પામી નીચે સરે છે, જેથી હવા શ્વાસમાર્ગના મુખ ઉપરનો પડદો ( વ'ત ) ઉઘડીને અવાજ ઉત્પન્ન કરનાર રજ્જુ ઉપર ( વ્હોકલ કાર્ડસ ) ભટકાય છે, અને તેથી જ હેડકીનો વધુ પડતો અવાજ ઉત્પન્ન થાય છે

**કારણો**—મધ્ય પડદાને ઇજા થવાથી તરતજ હેડકી લાગુ થાય છે વધારે અન અગર જળપાન કરવાથી અગર પાચનક્રિયા યથાર્થ ન થવાથી કોઠામા વાયુસચય થઈ કોઠો અધિક ફુલે છે અને તેથી હેડકી લાગુ થાય છે ઘણુ ભાગે મોટા કરતા નાનાને વધારે લાગુ પડે છે, બાજરી ચાવતા તેની અસર ગળે જવાથી પણ હેડકી આવવા લગે છે જેમ ઉપર કહ્યા નજીકના કારણોથી હેડકી લાગુ પડે છે તેમ છેટેનાં કારણોથી પણ લાગુ પડે છે આન્ત્રવેષ્ટનગતદાહમા (પેરીટોનાઇટીસ)મા જ્યારે તેની જળતચા સુજે છે ત્યારે પણ હેડકી લાગુ પડે છે કોઠામા દુષ્ટવિદ્ગ્ધી-વ્રણ થવાથી કે કાળપુળી થવાથી હેડકી થઈ આવે છે મહામારીનો રોગ મટવાના વખતમા પણ કોઈને સખત હેડકી લાગુ થાય છે અને તે સાથે સખત ઓડકાર અને ઉલટી પણ થઇ આવે છે સારાશ ઘણું કરી હેડકી એ કોઠામાના કે ઉદરમાના રોગનું સૂચક ચિહ્ન છે, તોપણ મગજમા વિકાર થઇ મધ્ય પડદાના મૂળમા તેની અસર પહોચવાથી બહુ સખત હેડકી ઉપડે છે હીસ્ટિરીઆમા કોઇ કોઇને કલાકોના કલાકો સુધી હેડકી થતી જોવામા આવે છે ક્ષયાદિક વિકટ ક્ષીણતામય રોગોના છેવટમા, ભયકર વિષમજ્વરમા, મગજમા કાયમનો બગાડ થઇ ઉત્પન્ન થએલા રોગમા અને બીજા સખત આજારોમા છેવટમા હેડકી ઉપડે છે તે શ્વાસ જેવી દુસાધ્ય અને અતકાળની હેડકી કહેવાય છે તેમ બને તે મૃત્યુસૂચક પ્રથમ ચિન્હ લેખાય છે અત સિવાયની હેડકી અઠવાડીયુ સુધી લાગુ આવ્યા કરે તોય તે ઘણી ખરી અસાધ્ય નથી હોતી જો કે તે વખતે નિદ્રા નથી આવતી, અન્ન નથી સેવાતું, થાકી નબળુ થઇ જવાય છે, પરતુ આવી હેડકીથી કોઇકનુજ મૃત્યુ થાય છે

**ઉપાય**—હેડકીના ચિકિત્સા (ઉપાય)ની તજવીજ કરવી તે તેના કારણને અનુસરતા ઉપાય રૂપે કરવી કોઠામા અપક્વ અન્નનો સચય હોય તો તેને ગર્ભ ચૂર્ણ, કે મીઠાને ઉનાપાણીમાં પાઇને ઉલટી કરાવવી એટલુ પુરતું ઉનુ પાણી પીને ગળામા આગળા ઘાલવાથી પણ ઉલટી થાય છે ત્યારબાદ પાચન ઓષધો દેવા સોડા કે સાજીખાર બે વાલ, સુંઠ ૨ વાલ તથા હિમજ બે વાલથી ચાર વાલ, એકત્ર મેળવીને આપવાથી હેડકી શાત થાય છે, હિગાષ્ટક ચૂર્ણ આપવુ, શિવાક્ષાર (સોડા ને હિમજ) ૨ ૦ા ભાર જળ સાથે સેવો સ્પિરિટ આમોનીયા એરોમેટિક અર્ધો દ્રામ, અગર અર્ધો ઔસ બ્રાંડી જળમા મેળવીને આપવી, પેટ

# ભાગ્યોદય.

વપ ૧૩ ] આશ્વિન-સંવત ૧૯૮૧-અક્ટોબર સને-૧૯૨૫ [ અંક ૮

## आत्मा विना अन्य कशुं स्थिर नथी.

( વાલમજી વ્હેલા વળજોરે, એ લય )

જો જો શું જગે સ્થિર ભાસે રે, દૃષ્ટિ કરીને,
સ્થિર આત્મસ્વરૂપ જણાશે રે, જો જો ફરીને૦
પરિવર્તન[1] તો આ વિશ્વે, વસ્તુ સકલનું થાતું,
કદી એક રૂપે ન જણાતું, કદિ ન જણાતું રે,—
નગરીને સ્થલ વન થાતું, વન સ્થલમાં નગર[2] બની જાતું,
સિંધુ સ્થલ રણ દેખાતું, રણ દેખાતું રે,—
ક્ષણમાં જે ગિરી દેખાતો ક્ષણમાં તે ક્ષીણ રૂપ ભાસે,
અસ્તોદય[3] સૂર્ય જણાશે, સૂર્ય જણાશે રે,—
રતું કમનીય[4] ક્ષણ માંહી જે, નભ તારા ચંદ્ર પ્રકાશે,
વળી ક્ષણમાં અભ્રે[5] છવાશે, અભ્રે છવાશે રે,—
આ કાળ ઋતુને વૃષ્ટિ નિત્ય ક્રમથી બદલાતા,
સુખ દુઃખ પણ આવી વિનાતા, આવી વિલાતા રે,
આ બાલ યુવાને વૃદ્ધ, અવસ્થા જે ત્રય[6] વહેતી,
સ્થિરતાથી એક ન રહેતી એક ન રહેતી રે;—
લક્ષ્મીપતિ રંક જ થાતો, લક્ષ્મી સકલ અલપાતા,
વળી રંક થતો ધન દાતા, ધનનો દાતારે,—
એમ વિશ્વ સકલના પામે, રૂપાંતરો આ પદાર્થો,
તેને સ્હાવા સરે ન સ્વાર્થો, સેરે ન સ્વાર્થો રે,—
અંતર, મન, મતિ, ઇન્દ્રિયો વૃત્તિ અને બુદ્ધિ
ત્યાં પણ થતી હાનિ વૃદ્ધિ, હાનિ વૃદ્ધિ રે;—
અવિચલ રૂપે તો રહેતું, આ આત્મ સ્વરૂપ અંતરમાં,
[એ] જો જો વિચારી તે ઉરમાં, તેહ જ ઉરમાં રે—
આ શબ્દ લક્ષણાવૃત્તિ, ને તેહ સ્વરૂપ શું સાધી,
શમી રહેવું પ્રભુ આરાધી, પ્રભુ આરાધીરે;— ( શ્રી૦ ઉ૦ )

---

૧ ફેરફાર ૨ નગર. ૩ આથમવું ૪ સુંદર. ૫ વાદળે. ૬ ત્રણ

# ब्रह्मानुभव एज अनुभवनो परावधि छे.

બ્રહ્મના અનુભવ આગળ તો બસ, અનુભવનો અવધિ જ છે, અવધિ જ છે
જીવ ને બ્રહ્મનો ઐક્યાનુભવ એ, અનુભવ માત્રનું બીજ-અનુભવ બીજ છે
અનુભવ વીજળી, જ્યાં રહી ઝળહળી, ભ્રાંતિ તેની ટળી રે
ભય ઓગળી, શાન્તિ મળી, બ્રહ્મના૦
હું જ છું બ્રહ્મ, એ અનુભવમાં રમે, તેની સદા ચડતી જ છે, ચડતી જ છે
માયા ન ભાસતી, તેનાથી ત્રાસતી, આઘી જ નાસતી રે.
આખર જતી, વિલાઇ જતી, બ્રહ્મના૦
બ્રહ્મતણો અભેદાનન્દ અનુભવ વાહવા! એ તે કાઇ ચીજ છે! કોઇ ચીજ છે!
સર્વ ભૂલાઇ ગયું, સર્વ મળ્યું લહ્યું, પ્રાપ્તવ્ય ના રહ્યું રે
તેનું જીવ્યું, સફલ થયું, બ્રહ્મના૦
બ્રહ્મને ચિન્તીને બ્રહ્મ થનારી, વ્યક્તિ તો બ્રહ્મ સમી જ-બ્રહ્મ સમો જ છે
બ્રહ્મરૂપે થઇ, બ્રહ્મમાં ફેલાઇ, બ્રહ્મ જ કહેવાય રે.
બ્રહ્મ વિલાઇ, બ્રહ્મ જોવાઇ, બ્રહ્મના૦

(શ્રી૦ ઉ૦)

---

# असावधप्रति शिक्षा वचन

(ઉંચ ટોપીવાળા, એ લય.)

જરી પૂછું તને, (૨)
તેનો જવાબ આ આપવા! આપને તું મને,
જોતજોતામાં વર્ષો તારાં ચાલ્યાં,
વર્ષ વીત્યાં તે કહેને ક્યાં તે ઘાલ્યાં! જરી૦
તારી ઉમર તો થાવા માંડી પાકી,
તારી જીભની ઘણી શું કરડાકી? જરી૦
તારી આંખના તેજ તો ઘટી ગયાં,
તારા જોવાના મોહ શું ઓછા થયા? જરી૦
તારું મ્હોડું તો આજ સહી સર્વને વડ્યું
હવે પ્રભુનું હેનાળ નામ જીભે ચડ્યું? જરી૦
તારા મનનું ધાર્યું તે કરાવ્યું બહુ,
તારું મન માનતું થયું તારું કહ્યું? જરી૦
માન્યું આજ લગી તારામાં મોટાપણું,
હવે જાણ્યું તે તુચ્છપણું તારા તણું? જરી૦
કહે લાભ તે લીધો ગરકારે જઇ શો?
કે દેખાડ્યો કર્યું દેશો-દેશો? જરી૦
હવે કાંઇ પણ ખોટું કર મા-કર મા,
ખોટું કરતાં તું જીવતાં શરમા, શરમા, જરી૦

(શ્રી૦ ઉ૦)

# सर्व सामर्थ्यवान गुप्त शक्ति.

મનુષ્ય માત્રે સમજવું જોઇએ કે તેનામાં એક એવી આશ્ચર્યકારક સર્વ શક્તિમાન શક્તિ રહેલી છે કે તે શક્તિને જે પોતાનામા પ્રકટાવી શકે તે સદા નિર્ભય અને વિજયી થઇ શકે એ શક્તિના પ્રતાપથી તે અજર અને અમર થઇ શકે તેમ છે આ શક્તિ પાસે શત્રુઓનુ બળ ફાવી શકતુ નથી, સાહસ અને વીરતા એ તેના ગુણો છે ઇચ્છેલી વસ્તુને પ્રાપ્ત કરવાનું તેનામા સામર્થ્ય છે જેઓ આ શક્તિને પોતાનામાં પ્રકટાવી શકે છે તેમનાં દુખ અને દારિદ્રય ચાલ્યા જાય છે, તેની જગ્યા સુખ, શાતિ અને સામર્થ્ય લઇ બેસે છે

આ શક્તિ મેળવવા કેટલાક બહાર ફાંફા મારે છે પણ તે બહાર નથી, બીજા મનુષ્યોના આશ્રયથી તે મળતી નથી તે શક્તિ તમારી હૃદયગુહામા છે, તે મેળવવા માટે બહાર ફાફા ન મારવા આ શક્તિ મનુષ્ય માત્રમા હોવા છતા તેનો સર્વ કોઇ અનુભવ કરી શકતા નથી કારણ કે તે તેના અનેક પ્રકારની પાશવિક વાસનાઓ, માનસિક તર્ક વિતર્કો, સ્વાર્થી જીવન અયોગ્ય આચાર વિચારના પડ નીચે ગુપ્ત છે, જેમ બદામનું ઉપરનુ કાષ્ટમય પડ હોય છે ત્યા સુધી અદરની બદામ પ્રાપ્ત થતા નથી પણ બદામ મેળવવા ઉપરનું કાષ્ટમય પડ ભાગી નાખી અદરથી બદામ કાઢવી જોઇએ, તેમ મનુષ્યે આ અપ્રતિમ સામર્થ્યવાળી શક્તિ મેળવવા માટે તેની આસપાસ ફરી વળેલું અશુભ વાસનાઓ, સ્વાર્થી વિચારો, લાલસા, વિગેરેનું પડ કાપી નાખી અદરના પ્રકાશનો અનુભવ કરવો જોઇએ

જેમને તત્ત્વજ્ઞાની થવુ હોય જેમને યથાર્થ શાત અને ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવુ હોય, તેમણે નારીયેળનુ કોપરૂ મેળવવા જેમ ઉપરની કાચલી ફોડી નાખવી પડે છે તેમ અશુભ આચાર વિચારોનુ, અને ક્ષુદ્ર વાસનાઓના પડનો ત્યાગ કરવો ઘટે છે વ્યવહારમા જણાતા વિષયોના સુખ એ આપણી ગુપ્ત શક્તિના પ્રતિબિંબ રૂપ છે એ સત્ય સુખ નથી જેમ દર્પણમાં જોયેલુ પ્રતિબિમ્બ મિથ્યા છે, તે સત્ય સ્વરૂપ નથી તેમ આ બહારથી જણાતુ સુખ ક્ષણિક છે, સત્ય નથી

મનુષ્યે આ ઉપર ઉપરનુ વ્યવહારનું ક્ષણિક સુખ જોઇ તેમા લોભાવુ નહિ, તેમાં રચ્યા પચ્યા રહી સત્ય સુખ મેળવવાનું ભૂલવુ ન જોઇએ તેણે સત્ય સુખ મેળવવા માટે પોતાનામા રહેલી અનત ઐશ્વર્યવાળી ગુપ્ત શક્તિને પોતાનામા પ્રકટાવવા દૃઢ પ્રતિજ્ઞા કરવી, આજથી જ પ્રયત્ન કરવો જીવનના વાસ્તવિક સુખનો અનુભવ કરવા અશુભ વાસનાઓનો ત્યાગ કરી ઇશ્વરના નિયમાનુસાર ચાલવા યત્ન કરવો તેથી મનુષ્ય પોતે પોતાનામા આ ચમત્કારિક ઇશ્વરીય શક્તિને જોઇ પવિત્ર, શાત, બળવાન અને બુદ્ધિમાન બની શકશે, અંતે જીવન્મુક્તના આનદનો લાભ મેળવશે

દરેક કાર્યમા ઇશ્વરની સહાય માગવી, ઇશ્વરની શક્તિ આપણામા રહેલી છે તેમ દૃઢ શ્રદ્ધાપૂર્વક માની તેની મરજી પ્રમાણે જીવન ગાળવુ જે કૃત્યથી આ શક્તિ અપ્રસન્ન રહે તેવુ કૃત્ય કરવુ નહિ, તે અમૂલ્ય શક્તિની આસપાસ સ્વાર્થમય જીવનથી, અયોગ્ય વાસનાઓથી, અશુભ વિચાર અને આચારોથી જે મેલ રૂપી પડ ચઢી ગયુ હોય તે પડ ખસી નાખતા રહેવુ, અને અદરનો પ્રકાશ આપણામા પ્રકટાવવા યત્ન કરવો. ઇશ્વરના ભરોસે તેના

ઉપર શ્રદ્ધા રાખી ચાલવાથી તેના નિયમોનું પાલન કરવાથી મનુષ્યની પ્રવૃત્તિ પાપમય આ-ચાર વિચારોથી દૂર રહે છે પછી તે કાંઇ પણ પાપમય કર્મ કરી શકતો નથી, અને જેમ જેમ તેનું મન પાપમય કૃત્યોથી પાછું હટતું જાય છે તેમ તેમ તે દુઃખમાથી બચી સુખ, અને શાંતિનો અનુભવ કરતો જાય છે

મનુષ્યને જેમ જેમ ઇશ્વરીય શક્તિનો અનુભવ થાય છે જેમ જેમ એ દૈવી જ્યોતિનો તેનામા પ્રકાશ થાય છે તેમ તેમ તેનો શોક અને પશ્ચાતાપનો અગ્નિ બુઝાતો જાય છે તે પછી તે હમેશા શુભ કર્મો કરે છે, તેની દિવસે દિવસે ઇશ્વરઉપર દૃઢ શ્રદ્ધા જામે છે, તેને તે પછી પોતાનામા સંદેહ ઉપજતો નથી, અને તેના આનંદમા પણ કદી વિક્ષેપ પડતો નથી પછી તેને પોતાની પાછલી વાતો સાંભળી પશ્ચાતાપ થતો નથી, ગત વાતનું તે વિસ્મરણ કરે છે, ભવિષ્યની તેની ચિંતા હોતી નથી, તે પછી તે હમેશા વર્તમાન કાળમા જ રહે છે અને તેમા જ સુખ અને આનંદનો અનુભવ કરે છે

ઘણા મનુષ્યો વર્તમાન કાળમા સુખી હોય છે, તેને કાંઈ એવું હોતું નથી કે જે તેને ચિંતા ઉપજાવે, આમ છતા દેખાદેખી કે પડી ગયેલા સ્વભાવથી તે પોતાના જન્મની પાછલી વાતો સંભાળી શોક કરે છે, ભવિષ્યમા શું બનશે કદાચ દુઃખ આવશે તો એમ માની ચિંતાતુર રહે છે, પાછલી અને ભવિષ્યની વાતો કરી, બની ગયેલા અને બનવાના વિચારો કર્યા કરી ચિંતાતુર રહે છે, આથી તે વર્તમાનકાળના સુખને બહુ ભોગવી શકતા નથી, અને આખો દિવસ ઉદાસ મને આવી પડનાર વિપત્તિને સંભાળી ચિંતાતુર અને દુઃખી બની રહે છે આથી તેને ઇશ્વરીય સુખનો અનુભવ થતો નથી

મનુષ્ય સ્વભાવથી જ વિલાસપ્રિય હોય છે, અને તેથી તે પોતાની વાસનાઓ અનુ-સાર વસ્તુઓ મેળવવા યત્ન કર્યા કરે છે, અને એ વાસનાઓ જ તેને સુખને બદલે દુઃખ પ્રતિ ઘસડી જાય છે તે પ્રામ મનુષ્યસામર્થ્યને લઈ અહંકારી બને છે, અને તે પૈસાને લીધે, સત્તાને લીધે કે એવાજ કોઇ કારણને લઇ અહંકારી બની અન્ય પ્રતિ તિરસ્કાર ભર્યું વર્તન ચલાવે છે એથી તે પોતાને ભલે સુખી માને પણ અન્યની દૃષ્ટિમા તો તેના પ્રતિનો અભાવ જ હોય છે આ વિશ્વમા ઇશ્વરીય સામર્થ્ય કરતા બીજું કોઈ સામર્થ્ય મહાન નથી રાજ્યવૈભવ, સત્તા સર્વ તેના આગળ નજીવા છે જેણે ઇશ્વરીય સામર્થ્ય મેળવ્યુ હોય છે તે અભિમાની ન થતા નમ્ર બને છે, વિવેકી બને છે, સર્વ પ્રતિ પ્રેમભાવ રાખનારો હોય છે જ્યારે આ જગતમા વ્યવહારિક સામર્થ્ય મેળવનારો પોતાના ક્ષણિક સામર્થ્યને લીધે અંધકારમા ફસાઇ બીજાને હલકા માનવા લાગે છે અને તેના પરિણામે તેને આખરે પસ્તાવુ પડે છે, તે અન્ય મનુષ્યોના યથાર્થ પ્રેમને મેળવી શકતા નથી

જ્યારે આત્માની વાસનાઓ તૃપ્ત થાય છે, અને તે અહંકારના દુષ્પરિણામને ભોગવે છે, ત્યાર પછી જ તે ઇશ્વરના આદેશાનુસાર ચાલવાની ઇચ્છા કરે છે મનુષ્ય પોતાનામા રહેલી આ આત્મજ્યોતિની આસપાસ અહંકારી બની ઘોર અંધકાર છાપી દે છે જેમ અહંકાર વધારે તેમ આત્મજ્યોતિની આસપાસની મેશ વધી અંધકારનો પડદો જાડો થતો જાય છે એટલે ઇશ્વરીય શક્તિનો પ્રકાશ તેનામાં પ્રકટ થઇ શકતો નથી, જેમ જેમ અહં-કાર મટતો જાય છે તેમ તેમ એ અંધકાર ઓછો થાય છે અને જ્યારે મનુષ્ય બીલકુલ અહંકારનો નાશ કરે છે ત્યારે જ તેના આત્માની જ્યોતિનો પ્રકાશ તેનામા પ્રકટે છે

આપણે મનુષ્યોમા ઘણાને સુખી અને ઘણાને દુઃખી જોઇએ છીએ મનુષ્ય જ્યારે

દુખી હોય છે ત્યારે તે બીજાને દોષ દે છે, કે અમુક માણસને લીધે મ્હને દુખ પડે છે પણ તેની આ વાત માનવા જેવી નથી મનુષ્ય પોતાના અતરમા વ્યાપેલા દોષને લીધે જ દુખી થાય છે, જો તે અન્યને દોષ દેવાનુ છોડી દે, દુખનુ કારણ પોતાનામા રહેલા દોષોને શોધી કાઢી તેનો ત્યાગ કરે, અન્ય પ્રતિના દ્વેષનો ત્યાગ કરે બુદ્ધિમાન થઇ સર્વ પ્રતિ સમભાવ રાખતા શીખે તો તે અનેક વિપત્તિઓનો ત્યાગ કરી શકે છે જ્યારે તે અન્ય પ્રતિના રાગદ્વેષનો ત્યાગ કરી અહકારને ત્યજી દે છે ત્યારે તે સુખી જીવન ગાળી શકે છે

મનુષ્યને વ્યવહારમા અનેક પ્રકારના કલેશ, શોક, અને દુખ વેઠવા પડે છે, ઘણાને તેનો અનુભવ થાય છે એ સર્વ આપણામા દોષ છે એજ બતાવનાર છે સુખ મેળવવુ એ આપણા હાથમા છે, જ્યા સુધી આપણામા અહકાર છે, સ્વાર્થી સ્વભાવ છે, આપણે અન્યને આપણા કરતા હલકા, નીચ, માનીયે છીએ, આપણો સ્વાર્થ સાધવા અન્યને દુખી કરતા સકોચાતા નથી, ત્યા સુધી જ આપણા દુખ અને દારિદ્રય જવાના નથી

મહાપુરુષોમા અતરસ્થ દૈવીશક્તિ જાગ્રત થયેલી હોય છે, વ્યવહારના ધન વૈભવો તેમની પાસે હોતા નથી, રાજમહેલોમા તેઓ રહેતા નથી, નોકર, ચાકર, ગાડી, વાડી, વછેરા, સત્તા, પાવર અધિકાર, કશુ તેમની પાસે હોતુ નથી, એમ છતાં તે વ્યવહારના રાજ્ય સત્તાધિશો, સત્તા, અધિકાર, પૈસા, મહેલો, વૈભવોવાળા કરતા વધુ સુખી અને વધુ આનદી હોય છે જે સુખ અને શાતિનો અનુભવ રાજમહેલમા વસતા રાજ્યસત્તાધિશને હોતુ નથી તે સુખ તે પોતાની પર્ણકુટિમા રહી ભોગવે છે મહાપુરુષો પાસે જે હોય છે તે સર્વ મેળવવાનુ મહાપુરુષોને સામર્થ્ય હોય છે પણ તે મેળવવાની તેમની વૃત્તિ નથી અમૂલ્ય શક્તિ દૈવી પુરુષો પાસે હોય છે, અને તેથી તેમનામા સ્વાર્થનો અશ સરખો પણ હોતો નથી તે સ્વાર્થ છોડી પરોપકારમય જીવન ગુજારે છે વ્યવહારના પ્રાપ્તિ પદાર્થ ઉપર તેમનો પ્રેમ હોય છે ઈશ્વરીય મહાન ગુણો તેમનામા જાગ્રત થયેલા હોય છે જ્યા સ્વાર્થ નથી ત્યા સુખ છે જેમણે સ્વાર્થનો ત્યાગ કર્યો હોય છે તેમને માટે મોક્ષના ધામ ઉઘડા છે, અને તેઓ જ અનન્ત સુખ અને અનન્ત શાતિને મેળવી શકે છે

જો તમારે ઈશ્વરીય શક્તિને તમારામા પ્રકટાવવી હોય તો પ્રથમ તમારે સ્વાર્થ છોડવો ઘટે છે, તમારે ઇશ્વરના સાચા ભક્ત બનવુ જોઇએ, ઇશ્વરમા લિન થવુ જોઇએ, તમારે તમારા વ્યવહારિક સુખ, સ્વાર્થ, વાસના દુરાચારોનુ ઇશ્વરને બલિદાન આપવુ જોઇએ અહકાર અને સ્વાર્થીપણાને તમારે ઇશ્વરીય હવનમા હોમી દેવા જોઇએ જ્યાં સુધી મનુષ્ય સ્વાર્થી હોય છે અહકારી હોય છે, ત્યા સુધીજ તે દુખી છે જો તે આ બેનો ત્યાગ કરે તો જરૂર તે અનત સુખ, અને શાતને મેળવે

મનુષ્ય માત્રે પોતાના જીવનનો શો ઉદ્દેશ છે તો જાણવુ જોઇએ તેમણે જન્મ લઇ મ્હોટા થઇ આળસુ થઇ પડી રહેવાનું નથી તેમ મહેનતુ બની ધન અને પ્રતિષ્ટા પ્રાપ્ત કરવા અને તે મેળવવામા જ આયુષ્ય પુરૂ કરવુ એવો તેના જીવનનો ઉદ્દેશ નથી પણ ખરી રીતે તો મનુષ્યે સત્યસુખ, ખરી શાતિ, અને ઇશ્વરીયજ્ઞાનને પ્રાપ્ત કરી અને મોક્ષદ્વારમાં પ્રવેશ કરી અનત ઐશ્વર્યશાળી જીવનનો અનુભવ કરવો એજ ઉદ્દેશ છે જો કોઇ અપવિત્ર મનુષ્ય પણ નિશ્ચય કરે કે, મારે પવિત્ર જીવન ગાળવુ છે તો તે પવિત્ર બની શકે છે જો નિર્બળ મનુષ્ય ધારે કે મારે બળવાન થવુ છે તો તે બળવાન બની શકે છે જો અજ્ઞાની મનુષ્ય નિશ્ચય કરે કે મારે જ્ઞાન પ્રાપ્ત કરવુ છે તો તે જ્ઞાની બની શકે છે મનુષ્યનામા

એવુ શુભ બળ છે કે તેનો આશ્રય ગ્રહણુ કરી તે જે કાંઇ ઇચ્છે છે તે મેળવી શકે છે આવા ઇશ્વરીય બળને પ્રાપ્ત કરવાની માત્ર તેણે દઢ ઇચ્છા જ કરવી ઘટે છે

મનુષ્ય પોતે પોતાના પ્રયત્નથી જ સુધરી શકે છે, પોતાના દઢ નિશ્ચય વડે સતત પ્રયત્નમા વળગ્યા રહેવાથી તે ઉચ્ચ જીવનને પ્રાપ્ત કરી શકે છે તેણે અન્યને ભરોસે રહી નિર્બળ બનવુ ન જોઇએ વગર પ્રયત્ને તે પ્રારબ્ધને ભરોસે કે ઇશ્વર આપણા આગણામા નાખી જશે એવી આશાથી આળસુ બની બેસી રહેવાથી કાઇ મળતુ નથી એક માણસને ઘર કરવુ હોય અને જમીન રાખી બેસી રહે, ઇશ્વર ઘર બનાવી દેશે એમ કહે અને પ્રયત્ન ન કરે તો ઘર થાય નહિ પણુ જો તે જાતે પ્રયત્ન કરે તો જ ઘર બનાવી શકે ઇશ્વર તમારામાજ છે તમે તેની શકિતને તમારામા પ્રકટાવો, અને તે શક્તિવડે પ્રયત્ન કરો જેવી રીતે ઘરમા ઇટો ચુનાની જરૂર પડે છે એક ઈટ ઉપર બીજી ઈટ ગોઠવવી પડે છે તેમ તમારે પણુ ઉચ્ચજીવન ગાળવા શુભ વિચાર ઉપર ગોઠવ્યે જવા સતત શુભ ચિતન કર્યા કરવુ તેમા ઇટોને ખાડા ટેકરા વાળી હોય તો છોલી પાસરી કરવી પડે છે તેમ તમારા શુભવિચારમા અશુભવિચાર પ્રવેશ ન કરે સ્વાર્થી વિચાર આવી જતા હોય તો તેને દૂર કરતા જાવ, અને શુભ કર્મ કર્યા કરો, તો તમારૂ જીવન ઉચ્ચ, સુખમય બનશે, તમારા અતરાત્માની આજુ બાજુ ફરી વળેલ વાસનાઓ અને સ્વાર્થી અશોના વાદળો હઠાવતા જાવ જેથી તમારામા ચૈતન્ય જ્યોતિ પ્રકટ થતી અનુભવાશે

પ્રયત્ન, સાવધાનતા, અખડ ઉદ્યોગ, સાહસ, અને ઉત્સાહથી મનુષ્ય વ્યવહાર અને પરમાર્થ ઉભય સાધી શકે છે ઉદ્યમ વગર આધ્યાત્મિક ઉન્નતિ થતી નથી, તેમ વ્યવહાર પણુ સધાતો નથી પણુ જ્યા ઉદ્યોગ અને ઉત્સાહ છે, ત્યા સર્વ કાઇ સિદ્ધ થઇ શકે છે જ્યારે મનુષ્ય પોતાના આત્માના વાસ્તવિક સ્વરૂપને ઓળખે છે ત્યારે તેનામાં એવી શકિત પ્રકટ થાય છે કે જે વડે તે સર્વ કાઇ પ્રાપ્ત કરી શકે છે આ શકિત પ્રાપ્ત થતા દરેક પદાર્થનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને તેને અનત શાતિ પણુ પ્રાપ્ત થાય છે

જે સુખને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેને જાતે સુખ શોધવુ પડે છે તેણે પ્રત્યેક ખરાબ વાસનાને અને પ્રત્યેક કુકર્મને છોડવા જોઇએ અને સદા ઉચ્ચ આચાર વિચારનું સેવન કરવુ ઘટે છે

મનુષ્યોને પ્રાપ્ત વસ્તુથી સતોષ થતો નથી, તેને એક વખતે ધારેલી એક વસ્તુ મળે છે તેને ભોગવે છે, વળી તેના ઉપરનો મોહ ઉતરી જતાં બીજી વસ્તુ મેળવવા મથે છે મનુષ્ય જે જે નવુ જુવે છે તે તે નવી વસ્તુ મેળવવાને તેને મન થાય છે એ પ્રકારે તેને નવુ નવુ મેળવવુ ગમે છે, અને મળેલી વસ્તુપ્રતિની પ્રિતિ કમ થતી જાય છે આમ નવી નવી વસ્તુઓ મેળવવા માટે પોતાના જીવનનો ઉપયોગ કરે છે, સવારથી સાજ સુધી મહેનત કર છે દેશ પરદેશ મુસાફરી કરે છે તે વસ્તુઓ મેળવે છે, છતા તેને તેથી શાતિ કે સુખ મળતું નથી, તે તો સદા અસતોષી, નિરાશી અને દુખી જ રહે છે તેની ઇચ્છા કદી કશી વસ્તુથી વિરામ પામતી નથી ધારેલી વસ્તુ મળેથી તેને કદી સુખાનુભવ થતો નથી તે શરૂઆતમા સાદી વિદ્યા ભણી સારી નોકરી કરવાની ઇચ્છા રાખે છે, ઉચી નોકરી મળે તો તેમા પગાર વધવાની સત્તા મેળવવાની ઇલ્કાબ મેળવવાની આશા વધ્યાજ કરે છે, તે શરૂઆતમા નાનો ધધો કરતો હોય છે, તો તે ધધામાં વિજય મેળવવા ઇચ્છે છે, નોકરનો શેઠ થવાની ઇચ્છા રાખે છે, સ્ત્રી મળવાની ઇચ્છા, સ્ત્રી મળે તો પ્રજાની

આશા રાખે, પ્રજા થાય તો તેની પ્રજા જોવાની ઇચ્છા રાખે છે ધન મેળવવાની ઇચ્છા, વતન વધારવાની ઇચ્છા, આવકના સાધનો વધારવાની ઇચ્છા, એમ એક ઇચ્છા પૂરી થતા બીજી ઇચ્છા તૈયારજ હોય છે આમ હોવા છતા ઇચ્છા પૂરી થતા પણ તેને તેનાથી સંતોષ કે સુખ થતું નથી કારણ કે આ બધી વસ્તુઓ મેળવી સુખ મેળવવાની આશા રાખવી એ તો ફાફા છે ઝાંઝવાના જળથી તરસ છીપાવવાની આશા રાખવા જેવુ છે

મનુષ્ય જ્યા સુધી બહારની વસ્તુઓ મેળવી સુખી થવાની આશા રાખે છે અને પોતાના અતરમા રહેલી આત્મજ્યોતિના સુખની અવગણના કરે છે ત્યા સુધી તેને સુખ મળતું નથી જ્યા સુધી તે પોતાનુ જીવન પાપ રહિત આચરણથી દૂર રાખતો નથી પોતાની અદર રહેલા સત્યને શોધતો નથી, ત્યા સુધી તેને સુખની ઘડી આવતી નથી જ્યારે તેને અતરમા રહેલા સામર્થ્યને પ્રકટાવવાની કળા હાથમા આવે છે, અને તે વડે અતરમા રહેલા સુખને તે મેળવી શકે છે ત્યારે જ તેની બહારના વિષયોમાની સુખબુદ્ધિ નષ્ટ થાય છે.

જે મનુષ્યને શાતિ, સુખ, આનદ મેળવવા હોય તેણે હંમેશા શાત અને આનદી બનવુ તે જો બીજાનો પ્રેમ મેળવવાની ઇચ્છા રાખતો હોય તો તેણે બીજાના પ્રતિ પ્રેમ રાખવો, જો તેણે દુઃખમાથી મુક્ત થવુ હોય તો તેણે બીજાને દુઃખ આપવાની વૃત્તિનો ત્યાગ કરવો, જો મનુષ્ય પોતાના આત્મની અદર બેસી શોધ કરે તો તેને આત્મોન્નતિની સપૂર્ણ સામગ્રી મળી શકે છે અને આત્મોન્નતિ કરવાનુ સર્વ બળ પોતે પોતાનામા પ્રકટાવી શકે છે

જ્યા સુધી મનુષ્ય જાતે સુધરી શકતો નથી ત્યા સુધી તે બીજાને સુધારી શકતો નથી. બીજાને સુધારવાની ઇચ્છા રાખનારે પોતે પ્રથમ સુધરવુ, પ્રથમ પોતે સદ્ગુણી થઈ બીજાને ઉપદેશ આપવાથી તે ઉપદેશની અસર બીજાના ઉપર સરસ થાય છે અત્યારે સુધારાવાળા અસહકારીઓ ઘણી બાબતમા નિષ્ફળતા મેળવે છે તેનુ કારણ એ છે કે તે પોતે અન્યને જે પ્રમાણે વર્ત્તવાનો ઉપદેશ આપે છે તે પ્રમાણે જાતે વર્તતા નથી, એટલે જ તેમના ઉપદેશની અસર અન્ય ઉપર થતી નથી મનુષ્ય અન્યને પવિત્ર જીવન ગાળવાનો, પ્રેમી થવાનો, આનદી રહેવાનો, સ્વાર્થનો ત્યાગ કરવાનો, ઉપદેશ આપતો હોય પણ જ્યાં સુધી તે પવિત્ર, પ્રેમી, આનદી, નિસ્વાર્થી બનતો નથી, ત્યા સુધી તેના ઉપદેશની અસર અન્યના ઉપર થતી નથી એ ચોક્કસ છે

જે મનુષ્યો દઢ શ્રદ્ધાપૂર્વક એમ માને છે કે આપણા પોતાનામાજ ઇશ્વરતત્ત્વ વ્યાપક છે, અને તેને બહાર શોધવાના ફાફા છોડી આપણા અતરમા શોધવાનો યત્ન કરવો જોઇએ, તો પછી તે મનુષ્ય ઈશ્વરને માટે તર્કવિતર્ક કરવાના છોડી દે છે વાદવિવાદ કરવાના સ્વભાવવાળા મનુષ્યો ઇશ્વિરતત્ત્વના અશથી દૂર હોય છે તેમનુ જ્ઞાન માત્ર પોપટીયુ જ હોય છે ઇશ્વરની દૈવીજ્યોતિને જે પોતાનામા પ્રકટાવી શકે છે તે સઘળા શાત, પ્રેમી, સર્વ પ્રતિ સમભાવ રાખનારા, આનદી, પ્રકાશિત, પવિત્ર હૃદયવાળા, અને સદા શુભ આચાર વિચારનુ સેવન કરનારા હોય છે તેમને વાદવિવાદ કરવાની ઇચ્છા જ હોતી નથી શત્રુ, મિત્ર તેને એક સરખા જણાય છે રાગદ્વેષ તેમને હોતો નથી નમ્ર અને વિવકી બની અહકાર, ક્રોધ, કામ, લોભ, મોહ ઉપર જય મેળવી સદા ઇશ્વરાનદમાં મસ્ત અને સુખી રહે છે તમે પણ આ અમૂલ્ય ઇશ્વરીયતત્ત્વને મેળવવા આજથી જ યત્ન આદરો સર્વ ધર્મના શાસ્ત્રોએ એ તત્ત્વને મેળવવા માટેના દ્વાર ઉઘાડા મૂકેલા છે તે દ્વારમા પ્રવેશ કરી યથાર્થ સુખને મેળવો

# श्री गोरक्ष-योगविद्या

( અનુસંધાન ગતાંકથી )

પ્રાણને રોકવો એ પ્રાણાયામ છે તેના રેચક, પૂરક, કુંભક એમ ત્રણ ભેદ છે શરીરની અંદરના વાયુને નાકદ્વારા બહાર કાઢવો એ રેચક છે, બહારના વાયુને અંદર પૂરવો એ પૂરક છે અને અંદર પૂરેલા વાયુને અંદર રોકી રાખવો એ કુંભક છે કુંભકના કેવલ અને સહિત એવા બે ભેદ છે કેવલ કુંભક એ યોગિઓને સંમત છે, અને સહિત પણ બે પ્રકારના છે એક રેચકપૂર્વક, બીજો કુંભકપૂર્વક, પ્રથમ રેચક પ્રાણાયામથી બીજો પૂરક પ્રાણાયામથી ભિન્ન નથી તેના પૂરા પ્રકાર પ્રાણાયામવાળા પ્રકરણથી જાણવા

જ્યાં સુધી કેવલ કુંભકની સિદ્ધિ થાય ત્યાં સુધી સહિત કુંભક સંયોગ પ્રાણાયામથી કરીને સુષુમ્નાને ભેદી પછી તેની અંદર ઘંટના જેવો શબ્દ થાય, ત્યારે કેવલ કુંભક સિદ્ધ થાય છે તે પછી દસ દસ માત્રા વધારી ૮૦ પર્યંત કરવાનું સામર્થ્ય થાય ત્યારે વધુ કરવો અને રેચક તથા પૂરકને છોડી વાયુ ધારણ કરવો એને કેવલ કુંભક કહે છે

પ્રાણાયામમાં શુદ્ધ પ્રાણાયામ તો કેવલ કુંભક જ છે બીજી જાતના પ્રાણાયામ તો નાડી શોધનાર્થે છે રેચક પૂરક રહિત કેવલ કુંભકના સિદ્ધ થવાથી યોગીને ત્રણ લોકમાં કાંઇ પણ દુર્લભ નથી જ્યારે કેવલ કુંભક કરવાનું સામર્થ્ય આવે ત્યારે ઇચ્છા પ્રમાણે વાયુને ધારણ કરવો આ વિધિથી નિઃસંદેહ રાજયોગપદ પ્રાપ્ત થાય છે કુંભકના અભ્યાસથી આધારશક્તિ ( કુંડલિની ) જાગૃત થાય છે એથી નિદ્રા આળસ વિગેરે મટે છે અને સુષુમ્નાના કફાદિ મળ દૂર થાય છે, ત્યારે હઠ સિદ્ધિ પ્રાપ્ત થાય છે હઠયોગ વિના રાજયોગ અને રાજયોગ વગર હઠયોગની સિદ્ધિ થતી નથી એથી એ બન્નેનો અભ્યાસ કરવો

કુંભકથી પ્રાણનો સંરોધ કરવાથી અંતે ચિત્ત આશ્રય રહિત થઇ આ પ્રકારે, યોગનો અભ્યાસ કરવાથી રાજયોગપદ પ્રાપ્ત થાય છે હઠયોગની જ્યારે સિદ્ધિ થાય છે, ત્યારે દેહમાં કૃશતા મુખમાં પ્રસન્નતા, નાદની પ્રકટતા, મનની નિર્મળતા, નિરોગતા, ધાતુનો જય, ઉદરમાં જઠરાગ્નિની વૃદ્ધિ, નાડિયોની શુદ્ધિ એ લક્ષણ થાય છે

### પ્રત્યાહાર.

પ્રત્યાહારનું વર્ણન—રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ એ પાંચ વિષય છે તેમાં ચક્ષુ, જીભ, કાન, ચામડી, નાક એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના પાંચ વિષય છે આસન અને પ્રાણાયામની સિદ્ધિ કરીને જે ઇંદ્રિયનો જે વિષય છે તેની બીજાના સમીપ ભાવના કરી ક્રમશઃ વારંવાર ત્યાગ કરવો, અર્થાત ઇંદ્રિયોદ્વારા તેના વિષયોનો અનુભવ કરીને પછી ઇંદ્રિયોને વિષયથી જુદી પાડવી એ પ્રત્યાહાર છે

દિવસમાં પ્રાતઃ મધ્યાન્હ અને સાયં એ ત્રણ ભાગના ત્રણ કાલ છે, જેવી રીતે ત્રીજા સાયંકાલમાં સૂર્ય પોતાની પ્રભા-કાન્તિનો ક્રમશઃ ત્યાગ કરે છે, એવીજ રીતે યોગી પણ ત્રીજા અંગ ( ૧ આસન, ૨ પ્રાણાયામ, ૩ પ્રત્યાહાર ) પ્રત્યાહારમાં માનસવિકાર વિના વિષયોમાંથી મનને પાછું વાળી દે છે અર્થાત વિષય સંબંધથી ચિત્તને છુટું પાડે છે. જેમ

કાચબો પોતાનું માથું, પગ, આદિ અંગોને સંકોચી પોતાની અંદર જ છુપાવી દે છે, અંગો તો તેના અંદર જ હોય છે છતાં બહારથી તે ન હોય તેમ જણાય છે તેવી જ રીતે યોગીએ પણ ઈંદ્રિયોને વિષયોથી વિમુખ કરી આત્મામાં તેની વૃત્તિઓને જોડી દેવી અર્થાત ઈંદ્રિયોને તેના વિષયોમાં આસક્ત થવા ન દેવી. વિષયોથી તપ્ત થયેલી ઈંદ્રિયોને પોતાના હૃદયગુહામાં રહેલા અંતર્ગતમામા આસક્ત કરવી

કાનથી જેમ કઠોર કે પ્રિય વાણી સંભળાય છે તેવી રીતે મન પણ કાનદ્વાર શબ્દોમાં આસક્ત થાય છે યોગીજનો તે શબ્દોને પણ એ પણ આત્મા જ છે, એમ સમજી તેવો મનમાં નિશ્ચય કરી મનને તે શબ્દ વિષયથી પ્રત્યાહરણ કરવું

અર્થાત શબ્દને વિષય માનીને જે મનમાં સંભ્રમ શબ્દ સંભળવાનો ભ્રમ થાય છે તે ભ્રમને મિથ્યા જાણી મનને તેનાથી દૂર રાખવું જેવી રીતે દોરડામાં સર્પની અને ઝાડના ઠુંઠામાં મનુષ્ય કે ભૂતની ભ્રાંતિ થાય છે તેવી રીતે અખંડાનંદ સ્વરૂપ આત્મચૈતન્યમાં સંસાર અર્થાત દેહ છે કહી બુદ્ધિની ભ્રાંતિની કલ્પના કરે છે, વસ્તુત આત્મતત્વથી બીજું કાંઈ નથી એ કારણથી સંપૂર્ણ જગત્ આત્મસ્વરૂપ છે એવીજ રીતે શબ્દાદિ ઉક્ત વિષયોને પણ આત્મા જ છે, એવી ભાવનાપૂર્વક નિશ્ચય કરીને બહાર ને અંદર અદ્વૈતાનંદ સ્વરૂપ આત્માથી અન્ય કોઈ નથી, એવી ધારણા સ્થિર કરીને શબ્દાદિ વિષયોને ચલાયમાન હોવા છતા પણ તેને આત્મા માનો, વિષય ન માનના નાકથી સુગંધ કે દુર્ગંધ જે સુંઘે છે તે આત્મા જ છે, એવો નિશ્ચય કરીને નાકની વૃત્તિ ગંધદ્વારા મનને લોભાવી ભ્રમમાં નાખે છે તેને પાછી વાળી નેત્રેંદ્રિયથી જે જે પવિત્ર વા અપવિત્ર પદાર્થ જોવામાં આવે તેને પણ આત્મા જ છે એવો નિશ્ચય કરી રૂપ વિષયનો મિથ્યા ભ્રમ છોડી નેત્રેન્દ્રિય વૃત્તિને તે વિષયથી હઠાવી ત્વગિંદ્રયથી મૃદુ વા કઠોર તપ્ત વા શીત વિગેરે જે જે પદાર્થનો સ્પર્શ કરે છે તેને પણ આત્મા જ છે, એવી ભાવનાનો નિશ્ચય કરી ત્વગિન્દ્રિય પ્રવૃત્તિ જે સ્પર્શ સુખમાં મનને લોભાવે છે તેને પાછી વાળવી

જીભથી ખારૂ, ખાટું, ગળ્યું, તીખું વિગેરે જે જે રસો ચાખવામાં આવે છે, તેને આત્મા સમજીને વૃત્તિને પાછી વાળવી, એ પ્રકારે યોગી પ્રત્યાહારના અભ્યાસથી પંચેન્દ્રિય વૃત્તિયોને પોતાના વિષયોમાંથી પાછી વાળી આત્મતત્વમાં સ્થિર કરવી જ્યારે પ્રત્યાહાર સિદ્ધ થાય છે ત્યારે યોગી કાનથી સાંભળેલાને મધુર શબ્દ જેવા માને છે કોઈ પણ તેના ચિત્તને પોતાની તરફ વાળી શકતું નથી એવીજ રીતે નેત્રોથી, દેવતા, પિશાચ, મનુષ્ય, કુતરૂ, બ્રાહ્મણ, ચંડાલ, ગાય અને ગવેડું વિગેરેને સરખા જુએ છે નાકથી કસ્તુરી, આદિ સુગંધી પદાર્થો કે દુર્ગંધિવાળા પદાર્થોને સરખા માને છે, ચામડીથી અગ્નિ જળ કે ષોડશી સ્ત્રી, કે તરવારની ધાર આદિના સ્પર્શથી સરખું સુખ માને છે જીભથી મીઠું, કડવું, ઉનું ટંડુ, તીખું, દૂધ, માટી, કાદવ મીઠાઈ સર્વ સરખાં સ્વાદિષ્ટ માને છે

પ્રત્યાહારની કેવલ હઠયોગથીજ વિધિ કહેવામાં આવે છે કે ષોડશદલ કમલકર્ણિકા સ્થિત ચંદ્રબિંબથી જે અમૃતધારા ઝરે છે તેને નાભિકમલ સ્થિત સૂર્ય ગ્રાસ કરી લે છે તો તે ધારાને વિપરિતકરિણી મુદ્રા કરીને સૂર્યમાં ન પડતા પોતાના મુખમાં પાડે એ પ્રત્યાહાર કહેવાય છે

કંઠસ્થાનગત ચંદ્રમામાથી અમૃતધારા વરસે છે બાબત એટલે સૂર્યચંદ્રમાનો ઉપદેશ છે તૃતિયપદથી પોતે યોગી ગણાય છે, તે અમૃતધારા કંઠ અને નાભિગત ચંદ્ર સૂર્યથી ભોગ

કરે છે તેને ત્રીજી સ્વમ  વિપરીતકરણીમુદ્રા કરીને તે ચદ્ર  સૂર્યથી બચાવી ભોગ કરે તો અજરામર થાય છે

અગ્નિમય એક સૂર્ય નાભિમા નિવાસ  કરે છે  અમૃતાત્મક ચદ્રમા  વિશુદ્ધચક્રમા રહે છે વિશુદ્ધચક્રમા રહી અધોમુખ  ચદ્રમા અમૃતધારા  વર્ષાવે છે, તે ધારાને નાભિમા સ્થિત ઉર્ધ્વમુખ સૂર્ય પીવે છે યોગી તે સૂર્યને ન પીવા દેતા તે અમૃતધારાને જાતે પોતાના મુખમા પ્રાપ્ત કરે છે તેને વિપરીત કરણી જાણવી

જે નાભિગત સૂર્યને ઉપર વિશુદ્ધગત ચદ્રમાને  નીચે આ વિપરીતકરણી મુદ્રાનુ જ્ઞાન ગુરૂ ઉપદેશથી જ જાણી શકાય છે લખવા વાચવાથી તેનુ જ્ઞાન થતુ નથી, પણ યોગીઓએ જાણવુ જોઈએ કે આ મુદ્રા પ્રાણાયામ, યોગ અને ખેચરી મુદ્રાના સાધન ઉપરાત આથી જ સુગમ થઇ જાય છે

જેમ વૃષભને જાડા દોરડાથી ત્રણ  આંટી નાખી બાંધી દેવાથી પરાધીન થઇ બૂમો પાડ્યા કરે છે તેવી રીતે  અનાહતચક્રમા સત્ત્વ, રજ, તમોગુણ સ્વરૂપ  માયા વિષે પ્રતિબિંબિત થઇ ગયેલો જીવ પરા-પશ્યતિ-મધ્યમાના ક્રમથી હૃદય મધ્યમા નાદ સહિત નિરતર શબ્દ કરે છે  તેનો અનાહતચક્રમા હૃદયમા યોગીજનો અનુભવ કરે છે

ખેચરી મુદ્રા કરીને અમૃતપાનની સૂચના કરવામા આવે છે કે પ્રાણાપાન વાયુને એકત્ર કરી મણિપુરક  અનાહતચક્રનુ ઉલ્લઘન કરીને મહાપદ્મ (બ્રહ્મસ્થાન) ને પ્રાપ્ત કરીને યોગીનુ શરીર ઉક્તામૃત પાનથી અમૃતમય બને છે

એ પ્રકારે બ્રહ્મસ્થાન પર્યંત પ્રાણવાયુને પૂર્ણ કરીને યોગી મસ્તકમા રહેલા સહસ્રદલકમળથી વિશુદ્ધચક્રમા ગરતી વેળા પ્રાણવાયુને  ઉપર ચઢાવી નાસિકા ઉર્ધ્વવિવરમા પ્રાપ્ત કરી, ઉર્ધ્વવિવરમા જીહ્વા પ્રવેશ કરાવી,  મુખપણ ઉપર  ઉચુ  કરીને  સહસ્રદલકમળમા પ્રાણવાયુ સહિત પ્રાપ્ત થયેલી કુડલિનીનુ  ધ્યાન કરતા કુડલિનીનો સહસ્રદલમા પ્રવેશ થતા જે અમૃતાકાર તરગ નીકળે છે  તેનુ લેશ માત્ર અતિનિર્મલ જીહ્વાના  મથનથી નીકળેલા અમૃતનુ પાન કરે તો તે યોગી અતિ સુકુમાર શરીર પામી  સમસ્ત રોગ  દુખોથી રહિત થઈ ઘણા કાળ પર્યંત જીવે છે

પ્રાણવાયુને અપાનવાયુની સાથે ઐક્ય કરનાર પ્રકારથી કાગડાની ચાચ  માફક મુખ કરી બહારના શીતલ વાયુને જે યોગ પૂરક કરે છે તે વૃદ્ધાવસ્થાથી  રહિત થાય છે  અને સર્વદા યુવાન જ રહે છે

જીહ્વાની સહાયથી તાલુ મૂળમા જે છિદ્ર છે, ત્યા રાખી જે યોગી પ્રાણવાયુનો પૂરક કરે છે તેને છ મહિનાના  અભ્યાસથી સમસ્ત રોગો મટી  જાય છે  પાચમુ જે વિશુદ્ધચક્ર જે કઠમા છે તેમા ચદ્રકલામૃતનું ધ્યાન કરીને ક્રમથી ઉપર  હરણ કરનાર સૂર્યના મુખને વચન કરી યોગીના મુખમાં તે ચદ્રકલામૃત  પડે છે  એ  પ્રકારે ઢંભદ્રાર ઉદરમા પ્રાપ્ત થઇ યોગિના જરારોગાદિને મટાડે છે

વિ શબ્દ હસનો અને શુદ્ધ શબ્દ નિર્મલનો બોધક છે કઠમા અત્યત નિર્મલ વિશુદ્ધનામનું જે ચક્ર છે તે સર્વોત્કૃષ્ટ છે  તેને ચક્રોના તત્વ જાણનાર યોગી  જાણે છે  વિશુદ્ધચક્રસ્થ ચદ્રકલામૃતને અપાનવાયુ સહિત પ્રાણવાયુને ઉપર  ચઢાવી નાસિકા ઉર્ધ્વવિવરમા પ્રવેશ કરીને ક્રમથી નાસિકાના ઉપર વિવરમા  પહોચાડવાથી નાભિસ્થ  સૂર્યનુ મુખ બધ કરીને ઉક્તામૃત ઉદરમા અન્નની માફક પહોચી જાય છે.

કઠની ઉપર નિર્મલ ચદ્રકલામૃતને પૂર્વોક્ત વિધિથી રોકીને નાકના ઉર્ધ્વવિવરમા પૂરક કરે ત્યારે સર્વ દ્વારોને રોકી આજ્ઞાચક્રમા પ્રાણાપાનવાયુ સહિત પૂરક કરીને ઉર્ધ્વ મુખ થઈ ભૂમિમા ઉંધા માથે પગને ઉચા કરીને જીતેદ્રિય થઇ ઉક્ત ચદ્રામૃતનુ પાન કરવુ જે યોગિ નિરતર આ વિધિને કરે છે તેનુ મૃત્યુ થતુ નથી

જીભને ઉપર લાબી કરીને ઉપની બાજુ સ્થિર કરીને જે યોગી અમૃતનુ પાન કરે છે તેને અભ્યાસથી એક જ પક્ષમા મૃત્યુ જીતવાનુ સામર્થ્ય આવે છે તેમા સદેહ નથી, જે યોગીએ મૂલબધ અર્થાત મૂલદ્વાર રોકયુ તેણે જરામરણાદિ વિઘ્નનો નાશ કર્યો સમજવુ એ હેતુથી જરામરણ યુક્ત દેહમા આત્મભાવનો ત્યાગ કરી જરામરણ રહિત શુદ્ધ આત્મભાવને પ્રાપ્ત થાય છે જેવી રીતે પચવક્ર સદાશિવ દેહાહકાર જરામરણાદિ રહિત વિરાજમાન છે તેવી રીતે એ અભ્યાસી પણ થાય છે

જે જીહ્વાગ્રથી રાજદતબીલ અર્થાત રધ્રને અચેતન કરી અમૃતમયી વાગીશ્વરી દેવીનુ ધ્યાન કરવાનો અભ્યાસ કરે છે તે અભ્યાસ સિદ્ધ થતા છ મહિનામા વિચિત્ર કવિતા કરવાના સામર્થ્યવાળો કવિ થાય છે જીવ્હાગ્રથી પીડન કરીને રાજદતના છિદ્રને રોકવાથી સમસ્ત નાડિયોના મુખ રોકાઇ જાય છે ઉપરથી રોકવાથી અમૃતધારા ગરતા બીજે પડતી નથી પચ ધારણાના અભ્યાસી યોગીને પણ જેમ તેમા ચદ્રમાથી નિસ્સરીત અમૃતનું હરણ પ્રત્યાહાર કહેલુ છે, તેવીજ રીતે અમૃતને લબિકાના ઉર્ધ્વવિવરમા ધારણા કરવી એથી પણ ધારણા થાય છે

જીવ્હાના લબિકાને નિરતર ચુબનાભ્યાસ કરનારા યોગીને કદી ખારો, કદી ખાટો, કદી દુધ જેવો, કદી મદ જેવો કે ઘી જેવો સ્વાદ જીભમા જણાય છે એ લક્ષણ જ્યારે અભ્યાસ સિદ્ધ થતા જણાય ત્યારે યોગીના વ્યાધિ નાશ થાય છે વૃદ્ધાવસ્થાનુ નિવારણ થાય છે શાસ્ત્રના વ્યાખ્યાન કરવાનુ સામર્થ્ય વગર ભણ્યે આવે છે, અમૃતમય શરીર થઇ અષ્ટ સિદ્ધિ મળે છે સ્મરણ માત્રથી સિદ્ધ ગધર્વ, નાગાદ કન્યાઓનુ આકર્ષણ કરવાનું સામર્થ્ય આવે છે

એ પ્રત્યાહારનુ ફળ કહીએ છીએ કે એ પ્રકારથી અમૃતથી પરિપૂર્ણ જ્યારે દેહ યોગીનો થઇ જાય છે ત્યારે એ ત્રણ વર્ષના અભ્યાસથી વીર્ય (અને સ્ત્રીનું રેત) ઉપર ચઢી જાય છે, ઉર્ધ્વરેતા થઇ કદાચિત વીર્ય સ્ખલિત થતું નથી અને અણિમાદિ સિદ્ધિયોનો ઉદય થાય છે જેવી રીતે અગ્નિ સુકા કાષ્ટને દીવાની દીવેટની માફક બાળી ભસ્મ કર્યા વગર છોડતો નથી તેવી રીતે જીવાત્મા પણ ચદ્રકલામૃતથી પૂર્ણ થઇ યોગીના શરીરને કદાપિ છોડતો નથી જે યોગીનુ શરીર નિત્ય સોમકલામૃતથી પૂર્ણ રહે છે તેને તક્ષક નાગ પણ ડસ કરે તો પણ ઝેર ચઢતુ નથી ( અપૂર્ણ )



# અભ્યાસનું મહાત્મ્ય

( અનુવાદક —રમણીકરાય જેઠાલાલ દવે )

અભ્યાસ એ ઘણીજ અમૂલ્ય વસ્તુ છે કોઇ વસ્તુનું આપણે યોગ્ય અનુકરણ કરવું તે અભ્યાસ છે નિત્યની સાધના પ્રકૃતિની સાથે મળીને અભ્યાસ બને છે આપણા જીવનને સારૂં બનાવવું કે તેનો દુરૂપયોગ કરવો. તેનું મૂળ કારણ અભ્યાસ છે જેમ સારા હવા પાણીના આધારે આપણું બગડેલું શરીર સારૂં થાય છે, તેમ આપણું જીવન પણ અભ્યાસને લીધે કિર્તીવાન બને છે દરેકના જીવનમા કોઇ પણ પ્રકારનો અભ્યાસ થયેલો હોય છે જો કદાચ આપણા જીવનમા ખરાબ અભ્યાસ આવ્યો હોય તો આપણું જીવન ખરાબ થાય છે, અને સારો અભ્યાસ આવ્યો હોય તો આપણું જીવન આદર્શરૂપ બને છે

દુનિયામાના દરેક જીવ કોઇને કોઇ અભ્યાસના શિકારરૂપ થયેલા હોય છે જે માણસ જેવા અભ્યાસને આધિન થાય છે તે માણસ તેવાજ પ્રકારનું જીવન વિતાવે છે જે મનુષ્ય ખરાબ રસ્તે ચાલવાનો અભ્યાસી થઇ ગયો હોય તે માણસ દુખી અને નિન્દનીય જીવન વિતાવે છે જે સન્માર્ગના આધારે જીવન વિતાવે છે તે પુણ્યાત્મા તથા પૂજ્ય ગણાય છે આવી રીતે જીવનની સાથે અભ્યાસનો ઘાડો સંબધ છે અભ્યાસ આપણા જીવનને શ્રેષ્ટ તેમ નીચ બનાવે છે અભ્યાસ એ મનુષ્યજીવન વિતાવવાનું એક ક્ષેત્ર કહેવાય છે સ્વભાવિક રીતે નદિનો નિયમ એવો છે કે તે પ્રવાહ-ક્ષેત્રની અનુસાર ચાલે છે પણ જ્યા પ્રવાહનું ક્ષેત્ર નથી મળતું ત્યા તો એની મેળે ક્ષેત્ર બનાવી લે છે, કારણ કે પ્રવાહ ક્ષેત્રના સિવાય નદી આગળ જઇ શકતી નથી એવી રીતે મનુષ્યનું જીવન કોઇ પણ પ્રકારના અભ્યાસ વગર સ્થિર રહી શકતું નથી

જીવન અનેક અભ્યાસોના સમુદાયરૂપ છે જેનું જીવન કોઇ પણ પ્રકારના અભ્યાસથી રહિત હોય છે તેનું જીવન બાંધેલા પાણી ( તળાવ ) ની માફક છે, કેમકે અભ્યાસ માનવ-જીવનને ક્રિયાશીલ અથવા ગતિશીલ બનાવે છે અભ્યાસ વગરનું જીવન આળસનો ભાઇ છે, તેથી જીવનને અભ્યાસમયજ રહેવા દેવું નહિ તો પછી કાટ ચડેલી તરવારની માફક તે નિરૂપયોગી થશે' અભ્યાસ એ સસારીક અને ધાર્મિક વિગેરે ઉન્નતિયોના મૂળરૂપ છે, અને તેના સિવાય કોઇ પણ કાર્યમા સિદ્ધિ નહિ મળે, કેમકે બધી સિદ્ધિઓનું મૂળ તો મન સયમ છે જેનું મન સયમિત નથી, ચિત્ત એકાગ્ર નથી, એ માણસને નથી તો જ્ઞાન પ્રાપ્ત થતું કે તે કર્મ માર્ગમા સ્થિર રહી નથી શકતો, તેમજ તે સકટમાથી દૂર થઇ શકતો નથી મન સયમ કેવી રીતે થાય છે તે જાણવાથી એની મેળે અભ્યાસનુ મહત્વ પ્રગટ થશે શ્રીમદ્ ભગવદ્ગીતામા અર્જુનનો એક પ્રશ્ન હતો કે—" હે કૃષ્ણ ? મન બહુ ચચળ અને નિરકુશ છે એને ઠેકાણે રાખવુ બહુ કઠીન છે, તો પછી યોગ્ય સાધન શી રીતે થઇ શકે ?

આ શકાનું સમાધાન કરવાને ભગવાને કહ્યુ છે કે—" હે કુન્તીનન્દન, ખરેખર મન ચચળ અને નિરકુશ છે, પણ ' અભ્યાસ ' અને વૈરાગ્યથી તે પણ વશ થાય છે એનાથી વશીભૂત થઇને યોગની પણ સિદ્ધિ થઇ શકે છે એને માટે નિશ્ચય અથવા એકાગ્ર થયા વિના કોઇ પણ પ્રકારની સિદ્ધિ થઇ શકતી નથી "

આવા ભગવદ્ વાક્યથી તો સિદ્ધ થાય છે કે અભ્યાસ સિવાય કોઇ પણ કાર્ય સિદ્ધ થઇ શકતું નથી અને આ મસારમા ચોખ્ખુ જણાય છે કે અભ્યાસ સફળતાનુ મૂળ છે કો...

પણ કાર્યની સિદ્ધિ ન થાય તો ચોક્કસ જાણવું કે અભ્યાસમાં જરા કચાશ છે વિદ્યાભ્યાસ કરતા કરતા પંડીત થવાય છે, અખાડામા લડતા લડતા પહેલવાન થવાય છે, લખતા લખતા લેખક થવાય છે, બોલતા બોલતા વક્તા થવાય છે, જોતાજોતા પારખવાની શક્તિ આવે છે, તેમજ સહન કરતા કરતા સહનશીલ થવાય છે અભ્યાસ એવો સરળ માર્ગ છે કે તેમાં આપણે ધારીએ તે કરી શકીએ છીએ

મહાભારતમા એકલવ્યની કથા છે, એમા અભ્યાસનો મહિમા સ્પષ્ટ છે કે એકાગ્ર મનથી એકાગ્રતાથી અભ્યાસ કરતા કરતા તે અનુરૂદ્ધ બન્યો એકાગ્ર ચિત્તથી અભ્યાસ કરવાથી તે વહેલો મોડો ફળીભૂત થાય છે

પ્રોફેસર રામમૂર્તિએ અભ્યાસના આધારે તેમની શક્તિના અદ્ભૂત દેખાવો બતાવ્યા છે રામમૂર્તિ અથવા તારાભાઇના બળ પ્રદર્શન જોવાથી અભ્યાસના મહિમાની ખબર પડે જે એમના જેવા હજારો સ્ત્રી પુરૂષો આ દેશમા છે પણ તેઓ પોતાની અભ્યાસની શક્તિ, કે જે સુતેની છે તેને જગાની શકતા નથી બંગાળાનો સ્વર્ગીય ભીમ-ભવાની જ્યારે જન્મ્યો હતો ત્યારેનો કઇ દિગ્વિજયી નહતો, પણ તેણે પણ અખાડાના અભ્યાસથી તે દેશદેશાતરમા ડંકો વગાડનાર કળીયુગનો ભીમ બની ગયો હતો. કેવળ અભ્યાસના બળથી એના મનમા શરિરીક શક્તિના ખેલો બતાવવાનું મન થયુ અને તે તેમા ફતેહમંદ થયો અને દુનિયામા નામ પ્રસિદ્ધ કર્યુ આ શક્તિ કઇ હતી? ફક્ત અભ્યાસ

ભગવન્ રામચંદ્ર જ્યારથી જંગલમા ગયા હતા ત્યારથી બ્રહ્મચારી લક્ષ્મણે જરા પણ નિદ્રાનો આશરો લીધો નહતો તે રામચંદ્રજીની સેવામા એટલા બધા તત્પર રહેતા હતા કે જેથી તેમણે જરાપણ નિદ્રાનો આશરો લીધો નહતો તેમને શાથી નિદ્રા આવતી નહતી? કેમકે તેઓ પૂર્ણ અભ્યાસી હતા જેથી તે અભ્યાસના આધારે દરેક કાર્ય પૂર્ણ કરવામા વિજયમાન નિવડયા હતા

પાર્વતીએ જ્યારે શંકરને વરવા માટે તપસ્યા શરૂ કરી ત્યારે તેમને સિદ્ધિને માટે એકદમ પગ નહોતો મુક્યો પણ આગળ આગળ સાધનાનો ધીમે ધીમે અભ્યાસ કર્યો. તુલસીદાસજીએ લખ્યુ છે કે—

"પહેલા પાર્વતીજીએ શંકરના ચરણોનું ધ્યાન કર્યુ હતું અને પછી જંગલમા સાધના કરવા ગયા હતા તેમણે દરેક પ્રકારના ભોગનો ત્યાગ કર્યો હતો અને તેમનું મન હમેશા આનંદમા રાખતા, પછી મનને એકાગ્ર કર્યું, પછી ઘણો વખત કંદમૂળ અને ફળફળાદીનો આહાર કરવા માંડયો તે પછી શાકભાજી ઉપર રહેતા હતા પછી પાણી અને વાયુની મદદથી રહ્યા અને પછી ઉપવાસનો આરંભ કર્યો તે ઉપરાંત ઘણો વખત સુકા પાંદડા અને ઘાસના અભ્યાસથી રહ્યા અને જ્યારે તેમણે તેનો પણ ત્યાગ કર્યો ત્યારે તેમનું નામ "અપર્ણા" પડયુ અને પછી તે એ નામથી વિખ્યાત થયા

આવી રીતે અભ્યાસથી સાધનની સિદ્ધિ દરેક મેળવી શકે છે જે એકાન્તમા આત્મચિંતનનો અભ્યાસ કરે છે, વિદ્વાન પંડીતોની સેવા કરવાનો અભ્યાસ કરે છે, તેમજ આળસથી મુક્ત થઇને ચિત્તને એકાગ્ર કરવાનો અભ્યાસ કરે છે, તેમ જીવોને દયા અને નિર્બળોને સહાયતા કરવાનો જેઓ અભ્યાસ કરે છે તેઓજ પોતાની મનુષ્ય દેહની સિદ્ધિ પ્રાપ્ત કરીને સંસારમા ઘણા સુખી, તેમજ ધન્યરૂપ કીર્તિવાન બને છે માટે દરેક પુરૂષે પોતાની જીંદગીનું સાફલ્ય કરવું હોય તો હમેશા સદગુણોના અભ્યાસીઓની પાસે શીખો અને તેનું પાલન કરો અને તેનો જો આપણે બરાબર અભ્યાસ કરીશુ તો જ આ આપણા મનુષ્યદેહ સાર્થક કરીશુ

# रा. बा. कमळाशंकर प्राणशंकर त्रिवेदी

## ગુજરાતના એક નમ્બર શિક્ષણશાસ્ત્રી સમર્થ સાક્ષર અને રસજ્ઞ વિદ્વાન.

ગુજરાતમા વિદ્વાનોનો સંગીન અભ્યાસ, મર્મસ્પર્શી અવલોકન અને ઉંડા અનુભવના પરિપાકનો લાભ ગુર્જર બન્ધુઓને આજીવન આપનાર, વિચારક અને તત્ત્વજ્ઞ સાક્ષરો દહાડે દહાડે ઓછા થતા જાય છે, એ ઘણીજ શોચ કરાવનારી બીના છે એવા ઉજ્જ્વલ, લબ્ધ-પ્રતિષ્ઠિત સાક્ષરોમાથી આપણા હતભાગ્યે સાક્ષર શ્રીયુત રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી એ ના અવસાને એક ઘટાડો કર્યો છે અને ગુજરાતની સાહિત્યસમૃદ્ધિના વિકાસને એટલો આઘાત પહોંચાડયો છે

**અવસાનકાળ**—રા બા કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી છેલ્લા સવા દશકાથી સરકારી ઉચ્ચ શિક્ષણશાસ્ત્રી, પ્રીન્સીપાલના અધિકારી નિવૃત્ત થઇ વાનપ્રસ્થ લઇ પોતાની નિવાસ ભૂમિ સુરતમા પૂર્ણ શાન્તિથી, વિના દમામે, વિના દંભે, એકનિષ્ઠાથી સરસ્વતિની સેવા બજાવતા શેષ આયુષ્ય નિર્ગમન કરતા હતા વૃદ્ધાવસ્થાની અશક્તિથી તેમની તબીયત ૭ સાત મહીના થયા લથડી હતી અને બે ત્રણ માસથી તે પથારીવશ થયા હતા અને તેને પરિણામે ઓગષ્ટની ૪ થી તારીખે શ્રાવણ સુદ ૧૫ બળેવને મંગળવારે બપોરે બાર વાગ્યા પછી ૬૮ વર્ષની ઉમ્મરે તેમણે અશક્તિ અને મુત્રરોગના વ્યાધિથી આ અસાર સંસારનો ત્યાગ કર્યો છે કહેવાની ભાગ્યેજ જરૂર છે કે તેમના જેવા વિદ્વાન અથાગ અભ્યાસી અને શાન્ત સાહિત્યસેવકના અવસાનથી ગુજરાત અને ગુજરાતી ભાષા તેમજ સાહિત્યને જબરૂ ખોટ ગઇ છે અને તે ઘણા વખત સુધી પૂરાવી મુશ્કેલ જ જણાય છે

**જન્મ અને અભ્યાસ**—રા બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનો જન્મ ઇ સ ૧૮૫૭ માં સુરતમા વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમા થયો હતો શાળામા અભ્યાસ કર્યા પછી તેઓ સુરતની સરકારી હાઇસ્કુલમા દાખલ થયા હતા અને ત્યા પોતાના ઉત્તમ પ્રકારની બુદ્ધિશક્તિથી શિક્ષકોના હૃદયમા ઉંચુ સ્થાન પ્રાપ્ત કર્યું હતુ "સમાલોચક" મા તેમણે પ્રકટ કરેલા "અનુભવ" મા તેઓએ પોતાની વિદ્યાર્થી દશા સરસ રીતે વર્ણવી છે અને તે સહજ ઉપલબ્ધ હોવાથી તે વિષે અત્રે વિવરણ કરવુ અનાવશ્યક લાગે છે છતા તેમના સમયના આચાર્યો મી० બ. જમશેદજી અરદેસર દલાલ અને દિ બા અંબાલાલ સાકરલાલ પણ મુક્ત કંઠે વખાણ કરતા હતા હાઇસ્કુલનો અભ્યાસ સમાપ્ત કર્યા પછી તેઓ મુંબાઇની એલ્ફીન્સ્ટન કાલેજમા દાખલ થયા અને તેમની ત્યાંની કારકિર્દિ પૂરેપૂરી યશસ્વી નીવડી તે વખતના નામાંકિત પ્રોફેસરો ડૉ પિટર્સન, સર રામકૃષ્ણ ભાંડારકર, મી० વર્ડ્ઝવર્થ જેવાઓને આ યુવાન વિદ્યાર્થી માટે ઘણોજ ભાવ હતો એ ગ્રેજ્યુએટ થયા પછી રા० બ કમળાશંકરભાઇ સરકારી કેળવણી ખાતાની નોકરીમા જોડાયા આ સમયથીજ તેમણે શિક્ષણ અને સાહિત્યના વિકાસ અર્થે અવિરત પરિશ્રમ કરવા માંડયો તે ઠેઠ તેમના અવસાન પર્યંત સતત તેવા ઉત્સાહ અને નિયમથી ચાલુ રહ્યો હતો તેમના જેવા ખંત અને નિષ્ઠાપૂર્વક, દિવસ અને રાત્રિના સમયનો સાહિત્યસેવામા નિયમિત ઉપયોગ કરનારા વિરલ

વિદ્વાનો હાલના જમાનામા આપણી નજરે પડે છે તેમના નિવૃત્તના સમયમા તેમને મળવા જનારા યુવકો અને વિદ્વાનો તેમને લેખન કાર્યમા પ્રવૃત્ત થયલા જોઇને આશ્ચર્યચકિત થતા અને તેમની કાર્યનિષ્ઠાની પ્રસસા કરતા

**કેળવણી ખાતાની નોકરી**—કેટલાક વર્ષો સુધી ભરૂચ અને નડિયાદની હાઇસ્કુલોમા હેડમાસ્તર તરીકે પ્રશસા પાત્ર રીતે કામ કર્યા પછી અમદાવાદની પ્રેમચદ રાયચદ ટ્રેનીગ કોલેજના વાઇસ પ્રીન્સીપાલ અને પછી પ્રીન્સીપાલની નીમાયા હતા ૧૯૦૨ થી ૧૯૧૪ મા તે નિવૃત્ત થયા ત્યાં સુધી તેમણે આ ઓધ્ધો ટકાવી રાખ્યો હતો તેમની આ લાબી કાર્કિર્દિ દરમ્યાન આ સસ્થા ઉપર અને ગુજરાતના કેળવણીખાતા ઉપર તેમણે પોતાની શકિતની અને સચ્ચરિત્રની સચોટ છાપ પાડી હતી, તેઓએ આ સમય દરમ્યાન જે જે સ્થળોએ માસ્તર કે હેડ માસ્તર તરીકે અધિકાર ભોગવ્યો હતો તે તે સ્થળે નિયમન અને ખતીલી શિક્ષણ પરિપાટિ માટે ખાસ નામના મેળવી હતી અને તેમના જે કેટલાક શિષ્યો અત્યારે ઉચા અધિકારો કે સ્થાનોએ વિરાજે છે તેઓ તેમનો મુક્ત કઠે આભાર માને છે અને ઉચ્ચ પ્રતિનો પૂજ્યભાવ દર્શાવે છે એક ઉચા પ્રકારના શિક્ષણશાસ્ત્રી તરીકે તેઓની ખ્યાતિ ચિરકાળ ચિરંજીવ રહેશે તે વિશે કશો શક નથી

**સાહિત્યસેવા**—પ્રેમચદ રાયચદ ટ્રેનીગ કોલેજના પ્રીન્સીપાલ તરીકેનુ, તે સમયમા જોખમદાર અને વિશેષ કામ બજાવવા સાથે શિક્ષકો અને શિષ્યોમા શિક્ષણ, અને સાહિત્ય સબધી ભાવનાઓ અને વિચારોનો પ્રચાર કરવાના હેતુથી નીકળતુ માસિક "ગુજરાત શાળાપત્ર" પણ તેઓ તત્રી તરીકે ઉત્કૃષ્ટ રીતે ચલાવતા અને તેમા ગુજરાતી ભાષા, અને ખાસ કરીને ગુજરાતી ભાષાના વ્યાકરણ સબધી, શિક્ષણ, માનસશાસ્ત્ર અને સાહિત્ય વિષે પણ ઉડા અભ્યાસપૂર્ણ લેખો લખતા આવા લેખો દ્વારા તેમણે ગુર્જર જનતાને અને ખાસ કરીને વિદ્વદ્વર્ગને પણ કાયમના આભાર તળે મૂકી દીધા છે

સસ્કૃત ભાષાનુ તેમનુ જ્ઞાન પણ સાધારણ નહોતુ તેઓ સસ્કૃત કાવ્યસાહિત્ય, વ્યાકરણ અને ભાષાશાસ્ત્રના અથગ અભ્યાસી હતા અને તેમના લેખોનુ મનન કરનારા તેમની મર્મગ્રાહી અભ્યાસશીલતા માટે ઉચો મત દર્શાવે છે પ્રાકૃત ભાષાના પણ તેઓ તેવાજ અભ્યાસી હતા તેમણે "શાળાપત્ર"મા તે વિષે સ્પષ્ટ વિચારો દર્શાવ્યા છે તેમ એકાદ ગ્રથ પણ સશોધી પ્રકટ કર્યો છે એમ અમારી જાણમા છે સિદ્ધહેમચદ્ર આદિના સૂત્રોની સમજણ તેઓ "ગુજરાત શાળાપત્રમા" વખતો વખત આપતા અને વ્યાકરણ શુદ્ધિ તથા લેખન શુદ્ધિ ઉપર પણ લેખકોનુ ધ્યાન અવારનવાર લેખોથી દોરવાને ચૂકતા નહીં

તેમના સસ્કૃત ભાષા અને સાહિત્યના ઉડા અભ્યાસ અને જ્ઞાનની ઘટતી કદર કરીને મુંબાઇની સરકારે તેમને મુબઇની એલ્ફીન્સ્ટન અને પુનાની ડેકન કોલેજોમા પૌરસ્ત્ય ભાષાઓના અધ્યાપક નીમ્યા હતા એવો અધિકાર તે સમયે મેળવનારાઓમા તેઓ પહેલવહેલા જ ગુજરાતી હતા ભાવનગરની શામળદાસ કોલેજમા પણ તેઓ સસ્કૃતના અધ્યાપક થયા હતા પજાબની યુનીવર્સીટી તરફથી પણ તેમની વારવાર ગ્રથપ્રસિદ્ધિ, અભ્યાસક્રમ આદિ સબધમા સલાહ લેવામા આવતી આ બધી પ્રવૃત્તિઓને લીધે તેમના હાથ નીચે ભણેલો વિદ્યાર્થી સમૂહ ઘણો મોટો હતો અને એ સમૂહ ગ બ કમળાશકરભાઇને ઘણાજ માનની દૃષ્ટિથી જોતો હતો ઉપરાત શિક્ષણશાસ્ત્રના વિષયમા તેમણે જે ગમ લઇ પરિશ્રમ સેવ્યો છે તેથી તે બાબતમા તેમનો અભિપ્રાય પ્રમાણભૂત ગણાતો હતો

પણ આટલામાજ તેમની પ્રવૃત્તિઓ સમાઇ જતી નહોતી. ૧૯૦૪ પછી તે પ્રખર

યુનીવર્સીટીના ઓનરરી ફેલો નીમાયા હતા. લગભગ લાગલગાટ ૩૦ વર્ષ સુધી તેઓ મેટ્રીકથી એમ. એ. ની પરીક્ષા સુધી સંસ્કૃત અને ગુજરાતીના પરીક્ષક રહ્યા હતા. પ્રયાગ, અલ્હાબાદ, બનારસ અને પટના યુનીવર્સીટીઓએ પણ તેમના સંસ્કૃતના અગાધ જ્ઞાનથી આકર્ષાઇ તેમને સંસ્કૃતના પરીક્ષક નીમ્યા હતા. અને કાશીના પંડિતોની સભાએ તેમને "વિદ્યા ભૂષણ" ની માનવંત પદ્વિ આપી હતી.

આ ઉપરાંત મુંબઇ સરકારની બુક કમીટીમાં તેઓ આગળ પડતું કાર્ય કરતા હતા અને તેને અંગે તેમને અનેક પુસ્તકોના અવલોકનો તથા અભિપ્રાયો સરકારને દર્શાવવા પડતા હતા. તેમના એ લખાણોનો ભંડાર સમગ્ર હજુ અપ્રકટ રહ્યો છે, પણ જો સરકારની પરવાનગીથી તે પ્રકટ કરવામાં આવે તો ન બ કમળાશંકરભાઇનું સમાલોચક તરીકેનું કાર્ય પણ ગુર્જર પ્રજા જાણી શકે, અને સ્વ. નવલરામભાઇની પેઠે તેમની અવલોકનકાર તરીકેની કીર્તિ અને શક્તિ વિશ્વવિખ્યાત થાય, એમાં કશો શક નથી.

**સંસ્કૃત સાહિત્યની સેવા**–સાહિત્ય અને વાઙ્મયની સેવાઓના ઉલ્લેખ કર્યા સિવાય રા. બા. ની કારકીર્દિ અપૂર્ણ જ ગણાય. શિક્ષણશાસ્ત્રી તરીકે તેઓ મહાન હતા, અગર સત્ય અને પ્રમાણિકપણામાં તેઓ વધારે મહાન હતા. પણ ગુજરાતના પંડિતોમાં તેઓ ઉંચું સ્થાન ધરાવતા હતા. ગુજરાતી સાહિત્યની તેમણે કરેલી સેવા અને સંસ્કૃત ભાષાના તેમના અભ્યાસ માટે તેમની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી જ છે. એક રીતે કહીએ તો એઓ ગુજરાતના વર્તમાન યુગના રા. ભાંડારકર હતા.

તેમણે અંગ્રેજીમાં લખેલો ઇગ્લાંડનો ટુંકો ઇતિહાસ તે સમયમાં સારો આવકાર પામ્યો હતો. મુંબઇની સંસ્કૃત સિરિઝના **ભટ્ટી કાવ્ય, એકાવલી,** યશોભૂષણ આદિ પુસ્તકો બહાર પાડવાનું કામ તેમને સોંપાયું હતું તેથી તેમના સંસ્કૃત જ્ઞાનનું માપ સહેજે કાઢી શકાય તેમ છે.

એ સાલમાં તેમનો છેલ્લો પ્રયાસ પ્રક્રિયા કૌમુદિની આવૃત્તિ બહાર પાડવાનો હતો. આ પુસ્તકનો ૧ ભાગ પ્રસિદ્ધ થયો છે અને બીજો ભાગ છપાય છે. બન્ને ભાગોના મળીને ૨૦૦૦ પાન થાય છે.

સંસ્કૃત ભાષાના અભ્યાસ માટે તેમણે 'સંસ્કૃત શિક્ષિકા' નામનું સ્વતંત્ર પુસ્તક રચ્યું છે અને તેનું ગુજરાતી, મરાઠી, બંગાળી અને હિંદી ભાષામાં ભાષાંતર થયું છે, અને તેની સાત આઠ આવૃત્તિઓ પણ પ્રકટ થઇ ચુકી છે એ તેની લોકપ્રિયતા સિદ્ધ કરવા પુરતું છે. ઉપરાંત તેમણે શ્રી **બ્રહ્મસૂત્ર** શાંકરભાષ્યનો ગુર્જર ગિરામાં બે વિભાગમાં અનુવાદ કર્યો છે અને એ ગ્રંથ તેમનું ચિરંજીવ સ્મારક કહી શકાય તેવો છે. શ્રીમચ્છંકરાચાર્યના તત્ત્વજ્ઞાન પ્રત્યે તેમજ ઉપનિષદાદિ વેદાન્તગ્રંથો પ્રત્યે તેઓ ઉત્કટ અભિરૂચિ ધરાવતા અને શંકર ભગવત્પાદના પ્રસંગોએ સુગમ્ય ઉપદેશ રૂપ નિબંધો તેઓ લખતા અને પ્રકટ કરતા.

**ગુજરાતી વાઙ્મયની સેવા**—ગુજરાતી ભાષાના વ્યાકરણનો લઘુ, મધ્ય અને બૃહદ્ એમ ત્રણ પુસ્તકો લખી તેમણે ભાષાના વ્યાકરણનો શાસ્ત્રીય અભ્યાસ ઉંડો પાડ્યો છે. તેમનું વ્યાકરણ સબંધી જ્ઞાન કેટલું ઉંડું અને તલસ્પર્શી હતું તે એથી જણાય આવે છે. ગુજરાતી સાહિત્યમાં એવા વ્યાકરણની જે એક ભારે ખોટ હતી, તે એમણે પૂરી પાડી છે અને તેને એમ. એ. ના અભ્યાસક્રમમાં સરકારે મુકીને ઉચિત જ સ્થાન આપ્યું છે એમ કહી શકાય. સરકારે નવી વાચનમાળા કરી તેમાં રા. બા. કમળાશંકરભાઇના જ્ઞાનનો લાભ

પ્રમાણમા લાભ લેવાયો છે તેમણે પોતે પણ પાછળથી પોતાના પુત્ર રા અતિસુખશંકરની મ્હાયતાથી ત્રિવેદી વાચનમાળા તૈયાર કરી બહાર પાડી છે અને જો કે પ્રચાર બહુ થયો નથી, છતા તેથી કાંઇ તેની કિંમત ઘટી જતી નથી અને ભલે દ્વેષી ટીકાખોરો તેને ઉતારી પાડવા મથે પરતુ સત્ય વાત એ છે કે રા બા કમળાશંકરભાઇ અને તેમના પુત્ર રા અતિસુખશકરે ત્રિવેદી વાચનમાલા પ્રકટ કરીને ગુજરાતી વાચનમાળાની એક ખરી ઉણપ પૂરી કરી છે અને વાસ્તવિક જનસેવા બજાવી છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. શિક્ષણ શાસ્ત્રીનો તેમણે લખેલો ગ્રથ એ પ્રકારના સાહિત્યમા રચાયો રહે એવો છે

ઉપરાત તેમણે મુબઈ અને વડોદરાની સરકાર અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના તરફથી કેટલાંક અગ્રેજી પુસ્તકોના ભાષાતર કર્યા છે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના વ્યવસ્થાપક મંડળમા રહીને પણ તેમણે ઘણી છુપી સેવાઓ બજાવી છે

ઉત્તરાવસ્થામા તેઓ સમાલોચકમા **અનુભવવિનોદ** લખતા હતા આ ઉચ્ચ પ્રકારની વિવિધરગી સેવાઓ બદલ ૧૯૨૪ મા ભાવનગરમા મળેલી સાહિત્ય પરિષદની ૭ મી બેઠકનુ પ્રમુખસ્થાન તેમને આપી ગુજરાતીઓએ તેમની ગુર્જરગિરાની સેવાની કદર કરી છે

ગત સમયની સાહિત્ય પ્રવૃત્તિઓની ઉપયુક્ત સમાલોચના કરવામા આવી હતી અને વિવિધ સાહિત્યકારોના પ્રયાસોની યોગ્ય નોધ લેવામા આવી હતી

**ઉજ્જવળ પ્રતિભા સંપન્ન ચરિત્ર**—આમ છતા એક શિક્ષણશાસ્ત્રી તરીકે અને વિદ્વાન તરીકે ગુજરાતમા તેમનુ સ્થાન અદ્વિતીય હતુ અને કેટલાક સમય સુધી તો અદ્વિતિય જ રહેશે તેમના સસર્ગમાં આવેલા સજ્જનો તેમની સત્ય પ્રીતી, કડક નીયમપાલન કર્તવ્યનિષ્ઠાથી મુગ્ધ થયા વગર નહિ રહ્યા હોય પરીક્ષાના મડપમાં માથે દક્ષિણ ઘાટની રાતી ચાયનાળી પાઘડી, બુટ, પગમા મોજા, ધોતીયુ અને ખભે ખેસ રાખીને તેમને ફરતા અનેક વિદ્યાર્થીઓએ જોયા હશે. તેમના મુખ ઉપર પડિત અને અધ્યાપક તરીકેની પ્રતિષ્ટા અને ગાભીર્ય કોઇને પણ ચકિત કરી તેના પ્રત્યે પૂજ્યભાવ ઉપજાવે એવા હતા

ગુજરાતમા મૂળમાં ગણ્યાગાઠ્યાજ વિદ્વાનો પાકે છે અને આવાઓની સખ્યા કાળબળે ઓછી થતી જોઇને અને તેમનુ સ્થાન લઇ શકે એની આશા આપતા વિદ્વાનો દ્રષ્ટિ પથમા ન જોઇને આપણને ખેદ થયા વગર રહેતો નથી છેલ્લા બે એક વર્ષમા ગુજરાતે સાક્ષરો, કવિઓ લેખકો, અને પંડીતો ગુમાવ્યા છે તેનાં સ્થાન ખાલીજ પડ્યા છે આપણે ઇચ્છીશુ કે એ સ્થાન વહેલા પુરાઇ જાય

રા બા કમળાશકર પ્રાણશકર ત્રિવેદી પોતાની પાછળ એક વિદ્વાન પુત્ર, એક પુત્રી અને સુશીલ ધર્મ પત્ની મૂકી ગયા છે તેમના પુત્ર રા. બા અતિસુખશંકર વડોદરા કોલેજમા તર્કશાસ્ત્ર અને તત્વજ્ઞાનના અધ્યાપક છે તેઓ પણ એક સારા લેખક અને અભ્યાસી છે તેમના જમાઇ રા મોહનલાલ પાર્વતીશકર દવે પણ એક રસીક લેખક છે સુરતની સાર્વજનિક કોલેજમાં અધ્યાપક છે અને ગુર્જર સાહિત્યમા જાણીતા છે ઇશ્વર રા બા. કમળાશકર ભાઇના આત્માને શાંતિ આપે એવી પ્રાર્થના સાથે તેમના કુટુબીઓ પ્રતિ અમે અમારી હાર્દિક સહાનુભુતિ દર્શાવીએ છીએ. ( ગુજરાતી )

રા. બા કમળાશકરભાઇ ભાગ્યોદયના તંત્રી ઉપર પણ સારી મમતા રાખતા હતા તેમણે રા જોહાલાલ દવે તરફથી પ્રસિદ્ધ થયેલા હિંદુસ્તાનની તીર્થયાત્રા અને સ્વધર્મ નિષ્ટ દૈવી જીવન માટે ઉત્તમ અભિપ્રાયો આપી તે બન્ને ગ્રથોની ઉત્તમ પ્રશસા કરી હતી એમના સદ્દગત થવાથી ગુજરાતીના એક સમર્થ વિદ્વાનની ખોટ પડી છે ઇશ્વર તેમના આત્માને શાંતિ આપો એજ શુભેચ્છા છે

# डॉ. सर रामकृष्ण भांडारकर

## સંસ્કૃત ભાષાના પ્રખર પંડિત.

ગયા માસના સોમવારે તા૦ ૨૪ મીએ બપોરે સંસ્કૃત ભાષાના પ્રખર વિદ્વાન હિંદના એક મહાન પંડિત સુધારક ડૉ૦ સર, રામકૃષ્ણ ભાંડારકર પૂનામાં આવેલા પોતાના 'સંગમાશ્રમ' નામના બંગલામાં પંચત્વ પામ્યા છે તે જાણી કોઈ પણ સંસ્કૃત ભાષાના જાણકારને પારાવાર શોક થયા વગર રહેશે નહિ

સર રામકૃષ્ણ ભાંડારકરનો જન્મ મહારાષ્ટ્રના રત્નાગિરી જીલ્લામાં આવેલા માલવણ ગામમાં ૧૮૩૭ ના જુલાઇ માસની ૬ ઠ્ઠી તારીખે થયો હતો તેમનું કુટુંબ સારસ્વત બ્રાહ્મણનું હતું

સામાન્ય ગૃહસ્થ અને તે સમયના શિક્ષણની મર્યાદા જોતાં રામકૃષ્ણ થોડું ઘણું અંગ્રેજી લખી વાંચી જાણે અને પછી સરકારી નોકરીમાં પ્રવેશ કરી ઉંમરે પેન્શન લઇ નિવૃત્ત થાય એવુંજ તેનું ભાગ્ય કલ્પી શકાય કિંતુ ડૉ૦ રામકૃષ્ણના ગ્રહ ઘણાજ ઉચ્ચ પ્રકારના હતા તેના લલાટમાં પંડિત પુરાણવસ્તુસંશોધક અને વિદ્યા ગુરૂ થવાનું બ્રહ્માએ નિર્માણ કરેલું તે કોણ રદ કરી શકે?

એવામાં તેના વડીલની બદલી માલવણથી રત્નાગીરી થતાં રામકૃષ્ણને આગળ અભ્યાસ કરવાની આપોઆપ સોઇ થઇ પડી, આ વખતે તેમની ઉમ્મર દસ વર્ષની થઇ હતી ૧૫ વર્ષ સુધી રત્નાગીરીમાં અભ્યાસ કર્યા પછી આગળ વધવા માટે તે મુંબઇ ગયા

રામકૃષ્ણ ૧૮૫૩ ના જાનેવારીમાં મુંબઈ આવ્યા, તે વખતે કેળવણી ખાતાની બરાબર સ્થાપના થઇ નહોતી ૧૮૫૪ માં હાઇસ્કૂલની પરીક્ષામાં પહેલે નંબરે પસાર થઇ રામકૃષ્ણ કૉલેજમાં દાખલ થયા તે વખતે ત્યાં ગણિતના અધ્યાપક હિંદના દાદા દાદાભાઇ નવરોજી હતા ડૉ૦ રામકૃષ્ણ સંસ્કૃત ભાષાના મહાન પંડિત થઇ ગયા, પણ કોલેજમાં તેમને અંગ્રેજી ઇતિહાસ, જ્યોતિશાસ્ત્ર અને ગણિત એ વિષયોમાં ખાસ કરીને ગણિતનો વિષય તેમને પ્રિય હતો, આ જાણીને કેટલાકને આશ્ચર્ય લાગશે

એલ્ફીન્સ્ટન કોલેજનો અભ્યાસ ૧૮૫૮ માં પૂરો થયા પછી પ્રથમ તેજ કોલેજના પ્રીન્સીપાલના કારકુનની તેમને જગ્યા મળી કેળવણી ખાતાના તે વખતના વડા મી૦ હાવર્ડને વિદ્યા ઉપર પ્રીતિ હતી એ રામકૃષ્ણનું ભાગ્ય સમજવું તેણે પોતાની દક્ષિણાના પૈસામાંથી ૭ સ્કોલરશીપ શરૂ કરી અને તેમાંથી એક ૧૮૫૯ માં ડૉ૦ રામકૃષ્ણને મળી અને તે સાડાપાંચ વર્ષ ચાલી આ સમયના ડૉ૦ હાવર્ડના પ્રોત્સાહનથી ડૉ૦ રામકૃષ્ણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો

મુંબાઇની એલ્ફીન્સ્ટન કોલેજની સ્કોલરશીપ પૂનાની ડેક્કન કોલેજમાં લઇ જવામાં આવ્યા પછી ડૉ૦ રામકૃષ્ણે પૂનામાં ગોવિંદ શાસ્ત્રી આદિ શાસ્ત્રીઓ પાસે સંસ્કૃત ભાષાનો વિશેષ અભ્યાસ કર્યો અને ન્યાય વ્યાકરણ અને વેદાન્ત સુધી પહોંચ્યા ત્યારબાદ સંસ્કૃત શિખવા માટે નવી પદ્ધતિના બે પુસ્તકો તૈયાર કર્યા મેટ્રિકની પહેલી પરિક્ષા ૧૮૫૯ માં થઇ તે વખતે સર રામકૃષ્ણને પણ તેમાં બેસવું પડ્યું શિક્ષણખાતાની પદ્ધતિ પ્રમાણે તેને આ પરીક્ષામાં બેસવું પડ્યું બાદ ૧૮૬૨ ની સાલમાં બી. એ. ની પરીક્ષા પસાર કરી અને ૧૮૬૩ માં સંસ્કૃત લઇ એમ. એ. માં પણ ઉત્તીર્ણ થયા તુરતજ તેઓ રત્નાગિરી હાઇસ્કૂલના હેડમાસ્તર નીમાયા

ગ્નાગિરીમા આવ્યા પછી તેમણે સસ્કૃત બીજુ પુસ્તક પ્રકટ કર્યું અને તેની કદર કરી હોય તેમ સરકારે તેમને ૧૮૬૬ મા સસ્કૃત ભાષાના પરીક્ષક નીમ્યા ત્યારથી સર રામકૃષ્ણની ઉન્નતિ થતી ગઈ ૧૯૦૮ સુધી એટલે બેતાલીસ વર્ષ સુધી તેઓએ પરીક્ષક તરીકે કામ કર્યું

એલ્ફીન્સ્ટન કોલેજમા સસ્કૃત પ્રોફેસર ડૉ. રામકૃષ્ણને કામચલાઉ નીમ્યા, પણ ગોગ પ્રોફેસરની જગ્યા આ કાળા પ્રોફેસરને પચી ન શકી અને ૧૮૭૨મા તે જગ્યાએ પ્રો પીટર્સન આવ્યા

પાછળથી પૂનાની ડેક્કન કોલેજના સસ્કૃત પ્રોફેસર તરીકે ડૉ ગમકૃષ્ણને કાયમ કરવામા આવ્યા આ પ્રમાણે તેમણે ૧૮૮૨થી ૯૩ સુધી ૧૧ વર્ષ પર્યંત સસ્કૃતના અધ્યાપક તરીકે કામ કરી અહીંથીજ પેન્શન લીધુ

૧૮૭૩મા એક સહજ પ્રસગ ઉપસ્થિત થયો અને તેમા તેનુ શુદ્ધ સશોધકપણુ એકદમ દેખાઇ આવ્યુ ડૉ માણેકજી આદરજી નામના એક પારસી ગૃહસ્થને જમીનમાથી એક તામ્રપટ મળી આવ્યુ તે તેણે ડૉ રામકૃષ્ણને આપ્યુ એ તામ્રપટ મળતાજ તેમણે પ્રિન્સેપ, થોમસ આદિ ગ્રથકારોના પુસ્તક વડે તે લેખ વાચવાનો અભ્યાસ કર્યો અને તે એટલો તો વધી ગયો કે તે કાર્યમા તેમની કીર્તિ પ્રકાશી નીકળી

ત્યારબાદ ડૉ બર્જેસના 'ઇન્ડીયન એન્ટીક્વેરી' નામના પત્રમા તેમના શોધખોળના લેખો આવવા લાગ્યા અને તેથી તે જગતના સશોધક વિદ્વાનોના પ્રસગમા આવ્યા ૧૮૭૬મા તેમણે માલતીમાધવ ઉપર વિદ્વત્તાપૂર્ણ ટીકા લખી.૧૮૭૭ મા તેના વિલ્સન ભાષાશાસ્ત્ર વ્યાખ્યાનમાલાના પાચ ભાષણો પ્રસિદ્ધ થયા ૧૮૭૮મા સરકારે પ્રાચીન સસ્કૃત લેખોની શોધનુ કામ તેમને સોપ્યુ તેમની વિદ્વતા અને શોધકબુદ્ધિ જોઇ જર્મનીની ગોટીન્જન યુનીવર્સીટીએ તેમની પી એચ ડી ની પદવી અર્પણ કરી, પાછળથી મુબાઇ યુનીવર્સીટીએ એલ એલ ડી, કલકત્તા યુનીવર્સિટીએ પી એચ ડી. અને સરકારે સી આઇ એટલે સરની પદવી આપી તેમનુ ગૌરવ વધાર્યું ૧૮૯૩ ની સાલમા મુબાઇ યુનીવરસીટીના વાઇસ ચેન્સેલર થવાનું માન પણ તેમને મળ્યુ

તેણે પોતાની વિધવા કન્યાનો વિવાહ ૧૮૯૧ મા કરી પોતાની સુધારણા પ્રિયતા દર્શાવી, એજ પ્રમાણે સ્ત્રી શિક્ષણ પ્રૌઢવિવાહ, જાતિભેદ, અંત્યજોદ્ધાર વગેરે બાબતોમા તેમનો મત અગ્રણી સુધારકને શોભે તેવો હતો જાતિભેદને તેઓ માનતા ન હોતા સર્વ જાતીને એકદમ તોડી નાખવાનો તેમનો મત હતો સામાજીક સુધારકો સત્ય અને ન્યાયનો આશ્રય લઇને અને પુરાતન સસ્થા અને ધાર્મિક ગ્રથો પ્રતિ આદર બુદ્ધિ રાખીને સુધારણાનો યત્ન કરતા જ તે સફળ નીવડે એવી તેમની સમજુતી હતી ૧૮૯૧ મા સમ્મતિવયના ખરડામાથી દેશમા ભારે હોહો થઇ રહી હતી તે વખતે ડૉ ભાંડારકરે તે ખરડાને સત્કાર્યો હતો

તેણે પ્રસગોપાત પ્રાર્થના સમાજના જે ભાષણો આપ્યા છે તે તેમની નાસ્તિકવૃત્તિ અને ઇશ્વરભક્તિના શ્રોતર છે દરેક કુટુબમા બુદ્ધિમાન માણસ ઉત્પન્ન થાય છે, પણ દેશને પૂર્ણપણે ઉપયોગી થાય એવા માણસો થોડા હોય છે દાદાભાઇની પેઠે ડૉ ભડારકર પણ સુશિક્ષિત હિંદુસ્થાનના પિતામહ અને વિદ્વાનોના મુકુટમણિ હતા

સતતિ, સપત્તિ, વિદ્વત્તા, સન્માન, દીર્ઘાયુષ્ય, આરોગ્ય, ગવર્નરમાર, અને વિદ્વાન મડળોમા બહુમાન આ સર્વ સુખ સર ભાંડારકરે ભોગવ્યુ હતું એ સાથેજ તેમનું પવિત્ર આચરણ, સાદી રહેણી, નિર્વ્યસનતા એ સર્વ ગુણો સુવર્ણમા સુગધની જેમ શોભી રહ્યા હતા મરણ વખતે તેમની ઉમર ૮૯ વર્ષની હતી

(ગુજરાતી)

# સ્વીકાર અને સમાલોચના

**સામાજીક ટુકી વાર્તાઓ** ભાગ ૧ થી ૪ પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના મત્રી સ્વામીશ્રી અખડા નદજી અમદાવાદ પાન ૬૦૦, પાકુ પુઠુ કીમત માત્ર રૂ ૨-૦-૦ આ પુસ્તકમા નાની મોટી સદબોધ આપનારી ૬૬ વાતોનો સમાવેશ છે જે વાતો સ્ત્રીઓ પુરુષો, કન્યાઓ અને સર્વ કુટુબી જનોએ વાચી જ્ઞાન મેળવવા જેવી છે

**યોગતત્વ**—લેખક ગ, નર્મદાશકર બાલાશકર પડ્યા. પ્રસિદ્ધ કરનાર સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ પ્રથમ આવૃત્તિ પૃષ્ટ ૩૮૪ મૂલ્ય રૂ ૧-૦-૦ પાકુ પુઠુ રૂ. ૧-૪ આ પુસ્તક યોગી રામચરકના પુસ્તકો ઉપરથી લખેલુ છે જેમા ખડ ૧ સ્થૂળઅગ, જેમા હઠયોગ, જીવનશક્તિ, યોગીના વિચાર નવજીવનની પ્રાપ્તિ, અતર્યામિનો અવાજ વીગેરે ઉપયોગી વિષયોનો સમાવેશ છે પુસ્તક ઉપયોગી અને ધર્મ જીજ્ઞાસુઓને માટે વધુ માર્ગ દર્શક થશે.

**દમયતી ચરિત્ર**—લેખક અને પ્રકાશક ગ મહાશકર સોમેશ્વર પાઠક હાલ યગ ઇડિયા—અમદાવાદ આ પુસ્તક દમયન્તીનુ ચરિત્ર ઉત્તમ પ્રકારે વર્ણવેલુ છે તેમાં પ્રસગને અનુસરતા ચિત્રો પણ આપેલા છે કીમત ૦-૭-૦ સતી દમયતીનુ ચરિત્ર દરેક સ્ત્રીઓએ વાચી ઉપદેશ લેવા યોગ્ય છે પાઠકે આવુ સ્ત્રી ઉપયોગી બોધક પુસ્તક સરળ ભાષામા લખી સ્ત્રી સમાજ ઉપર ખરેખર ઉપકાર જ કર્યો છે

# હોમથી વાયુશુદ્ધિ.

( લેખક આર્યવૈદ મયારામ સુદરજી. )

આર્યધર્મના કેટલાક ' હિતૈષીઓ ' ના સામાપક્ષના કહે છે કે " પ્રાચીનકાળના આર્યો માત્ર અજ્ઞાન અને વહેમી હતા ? અને ભયને લીધે કલ્પિત દેવ દાનવોને પ્રસન્ન કરવાના હેતુથી હોમ કરતા, તેમા વાયુશુદ્ધિનો ઉદ્દેશ હતો જ નહી, અને હવનથી વાયુશુદ્ધિ થાય છે એતો હસવા જેવુ છે "

તેમને પાયોનિયર (અલ્હાબાદ)ના એક આર્ટીકલ (લીડર) મા કહે છે કે " માત્ર અકસ્માતથીજ લાકડાના ધુવાડાથી જતુઓ નાશ પામે છે એ શોધ પશ્ચિમમા આ સમયમાજ—હમણા—થોડા વખત અગાઉ જાણુવામાં આવેલ છે " વિકાર પામતી વસ્તુથી ઉત્પન્ન થતા તથા વિકારોત્પાદક જતુઓ ધુમાડાથી નાશ પામે છે " એમ્પ ટ્રીલરને અખત્રાથી માલમ પડેલ છે કે, ખાડનો મોટો જથો બાળવાથી " ફોર્માક એસીડ હાઇડ " નામની બળવાન જતુનાશક રસાયણિક તત્વની વરાળ ઉત્પન્ન થાય છે અને એ તત્વ લાકડાની ઘણીખરી ધુણીમા હોય છે એ ગતલ લાકડામા ૩૭ થી ૩૫ મેટીગ્રામ એલ્ડેહાઇડ, ૭૦, મેટીગ્રામ ખાડ, તથા ૧૮ મેટીગ્રામ જેટલો ગળ ગભમય ગુગળ હોય છે હોમ કરનારા પ્રાચીન આર્યો જગલી હતા એમ કહેનારા હવે પસ્તાશે ખરા ? આર્યો નિનામ ઘરમા ગુનો રાખે છે તે પણ સમજીનેજ

# આર્ય વૈદકમાં ન હોય તેવી અમુક બાહેરની ઓષધીઓને જાણવાની જરુર.

—◆—

દર્શાવનાર—આર્યવૈદ મયારામ મુકુન્દજી

—◆—

અમારા આર્યવૈદકમા હોય તેટલુંજ સાચુ પરંતુ યુનાની અને યુરોપિ વૈદકમા ઓ-ષધીઓ આદિને માટે જે કહેલુ હોય તે ખોટુ અગર અયોક્સ" આવી મિથ્યા બડાઈ ધરાવનાર કેટલાક કુપમડુક જેવા વૈદો હોય છે તેમને આ લેખ ઠીક નહિ પડે, પરંતુ કાલીજી લોકોની પેઠે જ્યાથી સત્ય ઓષધ વિગેરે મળે તે પોતાના વૈદકમા દાખલ કરવુ એવા ગુણવાળા વૈદો હશે તેમને આવા લેખ ઉચશે જેમ આર્યવૈદકમાથી બીજા દેશ વાળાએ ઓષધી આદિક વૈદક વિષયગ્રહણ કરેલ છે ને તે ઉપરથી તેમા વધારા સુધારા પણ કરેલા છે, તથા તેના ગુણ વજન વિગેરે યથાર્થ અજમાવી નિર્માણ કરેલ છે, તે આપણે પણ મિથ્યા બડાઈખોર મટીને સર્વ વધારો સુધારો ગ્રહણ કરવાની જરુર છે સુશ્રુતમા અસ્ત્રવૈદક (સર્જરી) છે તે આપણા આર્યવૈદકોએ વિસારી મુકેલા છે, પરંતુ તે તથા તે ઉપરથી સુધારી વધારી યુરોપના વૈદકોએ આ કાળે તેણુ શ્રેષ્ઠત્વ મેળવેલ છે અને તે શ્રેષ્ઠત્વ આર્ય વૈદકોએ આજે ગ્રહણ કરવાની જરૂર છે અને આમ બનશેતો જ આર્યવૈદક સુધરી વધીને ટકી શકશે

'ક્લોરોફાર્મ' ને 'કોકીન' વિગેરે દવાઓ નિર્માણ કરી આ કાળે દાક્તરી વૈદકમા ને કાપકુપના કામ સુગમપણે કરી શકે છે તેમ આર્યવૈદકોએ પણ શિખવા કરવાની જરૂર નથી શુ ? અને તેમજ આર્યવૈદકથી અજ્ઞાન રહેલુ, પરંતુ યુનાનીમા કે યુરોપિવૈદકમા જ્ઞાત થએલ અમુક સિદ્ધ ગુણવાળી ઓષધીઓ નિર્માણ થએલ છે તે આજે આર્ય વૈદકોએ જાણવા ગ્રહણ કરવા વાપરવાની જરૂર છે શુ કુઈનાઇન, મેન્ટોનાઇન, ઇપિકાકયુહાના, ડીજીટેલીસ, કોનાયમ, હાયોસાયમસ (ખુરાસાની અજમા) બકુ, અરગટ, વલેરીયાન, પેપે-પ્સન (પિપૈયાના ચીરનું સત્વ) બેલાડોના, ટ્રોપેન્થસ, કેસકેરા કેસકેરેલા સાગ્રેન, ગ્લીસરીન, યુકાલીપ્ટસ તથા અનેક એસીડો અને અનેક પ્રકારના ક્ષારો વિગેરે આર્યવૈદકોએ આર્ય-વૈદકમા ગ્રહણ કરવા, જાણવાને વાપરવાની તથા તેના ગુણના પ્રતિનિધિ દેશમાથી ખોળવા જાણવા તથા યોજવાની જરૂર નથી શુ ? પરંતુ " અમારૂ સર્વ સાચુ અને તમારૂં સર્વ જુઠુ " આવા મતવાળા વૈદકો વિગેરે આવી સુચના ન લેખવના તેને માટે નારકોગ ચલાવી નિદશે.

પરંતુ તે કુપમડુક વૈદકોની અમને પણ આવી સુચના દેવાની જરૂર નથી જે જે ગુણ વૈદકો સર્વમાહી શાસ્ત્ર કુશળ હોય છે તેવાઓન જ આવી સુચના દેવાની જરૂર છે ને તેથી દેશને વધુ લાભ થાય છે

આવુ જાણવા માટે બંગાળ મેટેરીયામેડિકા, ઈન્ડીયન મેટેરીયા મેડીકા, બ્રીટીસ ફ્રામોકોપીઓ અને થીરાપ્યુટિક્સ વિગેરે ગ્રંથો જાણવાની જરૂર છે તથા યુનાની વૈદકના વૈદકગ્રંથો વિગેરે પણ જોવા જાણવાની જરૂર છે અને તેજ આ કાળ પ્રમાણે સુધરવા

દાકતરી વૈદક સાથે ત્રાડજોડ કરી આર્યવૈદકને આર્યવૈદકો પોતાનો ટકાવ કરી શકશે, નહિ તો એકલા કુપમંડુકપણાના મિથ્યા અભિમાનથી તો જુગ જતાય નહી વધુ તો શું કહેવું ?

તેવા કેટલાક ઔષધો આ નીચે નમુના રૂપે દર્શાવીશુ

**ઇસ્પંદ. આ હરમાળ. હી હરમળો, ગુ૦ હરમલીન ઈં**

તેના ત્રીખુણીયા ચપટાં નાનાં બીજ ગાંધીને ત્યાં વેચાય છે તેનું ચુરણ બનાવીને પેટમા આપવામા આવે છે તેમજ જેને રૂતુ (માસીકધર્મ) ન આવતો હોય તેને અમુક દિવસ વજને દેવાથી નિયમસર રૂતુ આવવા લાગે છે, તેની ધુવાડી જખમને દેવાથી તે ન કાપતા રૂઝાય છે મુસલમાનો સુનત કરેલા જખમને આ બીજની ધુવાડી દે છે જેથી તે ન કાપતા ઝટ રૂઝાય છે આવા ગુણથીજ તેના ધર્મમા ધુવાડી દેવાનુ ફરમાવેલુ છે હરમળીનુ ચુર્ણ દાતે દેવાથી પેઢા તથા દાતની કળતર બળતર મટે છે અને દાંતપેઢા દુ ખતા મટીમજબુત થાય છે, અને ગંધાતુ મુખ મટી સુવાસીક થાય છે હરમલ, કુઇનાઇનને મળતી કડવાસવાળુ હોવાથી દાકતર ગન્ના વિગેરે કેટલાક તાવ ઉપર તેનુ 'હરમલીન' સત્વ વાપરવાની ભલામણ કરે છે. આહરમલનુ ચુર્ણ બજર પેઠે નાકમા સુંઘવાથી શીયાળાની ઠંડીવડે કે સળેખમ, દમવડે જે નસકોરા બધાય સંકોચાવાથી નાકદ્વારા શ્વાસ ન લેવાતાં મોઢાથીજ શ્વાસ લેવો પડે છે તે આથી ખુલ્લા થઈ, નાકે શ્વાસ લઇ શકાય છે હરમળ ચુર્ણ પેટમા દેવાથી તથા તેની ધુમાડી શ્વાસમા લેવાથી ( ધુપ કે બીડી રૂપે )ચડેલા દમવડે શ્વાસનળી સંકોચવાથી જે કષ્ટ થાય છે તે આનાથી ત ત મટે છે વળી તે મગ કબજીયત તથા મંદાગ્નિ અજીર્ણ અર્શને પણ મટાડે છે તથા નિદ્રા લાવી અજપાને ઉદાસીને અજપાનો નાશ કરે છે વળી તેનાથી શરીરને મગજના જ્ઞાનતંતુને ગતિતંતુ ચપળ થઇ યાદશક્તિ અને શરીરશક્તિ ખીલવી નબળાઈ દુર કરી બળ બુદ્ધિ પણ વધારે છે

**વજન**—પેટમા દેવા માટે ચુર્ણનુ ાા દ્રામથી ૨ દ્રામ સુધી છતા મધ્યમસર ૧ દ્રામનુ ગણાય છે દેશી વજનમા પુખ્ત વયનાને ૨ ાા થી ાા ભાર દેવુ બસ છે કોઇને આનાથી ઉલ્ટી થાય છે તો તેને ધીરે ધીરે વજન વધારવુ પ્રથમનાને વજને દેવુ ને સહન થતું જાય તેમ વધારતું જવુ, આ દવા ચડેલા દમનો કફ શ્વાસ મોકળો કરે છે ગતરે લેનાં મદાઇ ખડી કરે છે આ દવા લઇ કોઇવાર પછી ઉપર સાકર મેળવી ગરમ દુધ કરેલ પીવુ

બાળકની વધગવળ, વરાધ, સસણી ઉપર તથા ભાગણી ઉપર આ હરમળની ધુવાડી બન્નેપોરે દેવાથી તથા વાલ બે વાલ જેટલુ તેનુ ચુર્ણ મધમા મેળવી કે દુધમાં દેવાથી તેનો શ્વાસ, કફ ને મુઝારો, તથા તાણખેંચને મટાડે છે

---

# પુનર્નવા, સ સાટોડી. ગુ૦

સાટોડીના પંચાગનો ક્વાથ કરી તેમા વજનસર જવખાર (પોટાસ કાર્બોનાસ) મેળવી હમેશ સવાર-સાંજ અમુક સમય સેવન કરવાથી તેવડે મુત્ર માર્ગના દરદ તથા શોથ જળોદર ને જલ્દી ને સુખથી મટે છે તેમ દમવા અખતરાથી દાકતરોએ ખાત્રી કરેલી છે, ને તેવા ગુણ આર્યવૈદકમા વર્ણવેલ છે

---

# અનેનાસ ફળમાં એક 'નવો ઔષધી ગુણ.

પપૈયાનો ચીર, જેમ જડને ભારે અન્ન પચનના કામમા વપરાય છે, તે કુશળ વૈદ, દાકતરો જાણે છે તેને માટે પપૈયા (પિપૈયા) ના ચીગમાથી બનતુ 'પેપટોન' કે 'પેપાઇન' પેપમીનની પેઠે સર્વત્ર દવાખાનાઓમા વપરાય છે પરંતુ હમણા 'અનેનાસ' નામના ફળમા પણ તેવાજ ગુણ છે તેમ જાણવામા આવેલુ છે માસનો કટકો અનેનાસની બે ચીરો વચ્ચે રાખવાથી તેમાં ઘણોજ ફેર પડે છે, તે અર્ધગળાઉ જેવા બની જાય છે દુધનો ઘન-ભાગ તેનાથી બહુ ઠીક પચે છે બાળકોને ઘાટસર્પ (શુલીઓ) મુખ ગળાના થવાથી ગળાની ઉપત્વચા–જંતુ પૂર્ણ ઉદ્ભવે છે તેને સાફ કરવામા આના જેવી બીજી એકે દવા નથી તે મધમા મેળવી તેને ગળામા લગાડવાથી તથા તેની ટીકડી ગળાવવાથી તેની પ્રાણ ઘાતક ઉપજેવી જંતુમય ઉપત્વચા વગર હરકતે વિનાશ કરી શકાય છે વિલાયતમાના, "એપિ-હીમર નામની કંપની આ દવા તૈયાર કરી વેચે છે તે " ટ્રિપેરેસ " નામની પાચક દવાને નામે તે વેચે છે, તેમા આ "અનેનાસ" ના અમ્લ રસનુ સત્વાશ હોય છે બાજોરા લી-બુમા પણ આને મળતાજ ગુણ હોય એમ જણાય છે

# મકાઈની મુછનું ચુર્ણ.

મકાઇના ડોડા ફૌનતા જે વાળના જેવા ડોડા ઉપરથી તંતુ સમુહ નીકળે છે તેને છાયે સુકવી ખાડી ચુર્ણ કરી તે ચુર્ણ ૨ ૦ા ભાર તેટલી સાકરમા મેળવી આપવાથી મૂત્ર માર્ગના દરેક દરદ તથા મોજાના દરેક દરદ પાણરી—પથરી—કાકરી વિગેરેને ગાળે છે ને મટાડે છે પ્રમેહ પ્રદર પણ મટે છે, ઉનવાને મૂત્રકૃચ્છ તથા મુત્રાઘાત પણ મટાડે છે. આવોજ ગુણ સારોડીના કંદ(મૂળ) ચુર્ણમા છે તેનુ વજન યોજના પણ ઉપર પ્રમાણેજ છે વળી આપણા વગડામાને ખેતરોમા શારડોડી નામના છોડ થાય છે અને તેને માથે અસ્માનીને ધોળા છોગાવાળા ડુડી ગાય છે, ને, તે પાકતા તેમાથી ઝીણા કાળા બીજ નીકળે છે તેનો ગુણ પણ ઉપર કહ્યા પ્રમાણેજ છે યોજનાને વજન પણ એજ પ્રમાણે છે. (કાઠિયાવાડ)મા મધ્ય ભાગના લોક તેને "લોળડીગના છોડ કહે છે"

# પીળી કરેણની છાલના ગુણ.

આ છાલ વજન ઉપ વટ દેતા રેચક, ગ્નાનીકારક ને ઝેરીઅસર કરે છે, પરંતુ બે ચાર કે ૭ દિવસ સુધી વજનસર (પુરી ઉમ્મરનાને ૧રતી–એટલે બેગ્રેન ) દેતા કશો અવગુણ ન કરતા ગુણ કરે છે તેની છાલનુ બારીક કરેલુ ચૂર્ણ સવાર સાંજ રતી ગ્તી દેવાથી મલે-રિયલ-વિષમજ્વર જેવા કે ટાઢીઆ–ઉનીઆ–નિત્યના એકાંત્રા તરીઆ કે ચૌથીઆ વિગેરે તાવ ત્રણ ચાર દિવસ લેતા જ મટે છે વળી શીરસુળને આધાશીશી, સુર્ય અત્તર પેઠે જગ સુધતા કોઈ વારે ઉપરા ઉપરી છીંકો આવી માથાનો દુખાવો મટાડે છે ઘી સુધાડવાથી આમ છીંકો આવતી બંધ થાય છે તેનાથી સળેખમ, દમ ને કફ, યકૃતને બરલગાડ પણ મટે છે પીળી કરેણના પાદડા ૧ ગ્રુપલનો ગ્હા કરીને પાવાથી તેનાથી સ્ટ્રિકલીશના જેવો




અનુવાદક —ડૉ રમણીકરાય જેઠાલાલ દવે એલ એચ એમ એસ (કલ૦)

---

પરશુરામ જુના વિચારનો માણુમ હતો એ કારણથી તેના પુત્ર દિનકરરાયનો વિવાહ ચૌદવર્ષની ઉમ્મરે કર્યો હતો. જે વખતે વિવાહ કર્યો તે વખતે દિનકરરાય મેટ્રીકમા અભ્યાસ કરતો હતો તેને સસારની વાતોમા કોઈ પણ રીતે ચેન પડતું નહિ એથી એનો વિવાહ થયો તે વખતે કંઇ હર્ષ થયો નહિ તેનુ મન તો ભણવામા તેમ પેપરો અને માસિકો વાચવામાં જ લાગેલું હતું

જ્યારે તેનો વિવાહ થયો ત્યારે તેને એમ ખબર હતી કે મારા ક્લાસમા જો પહેલો વિવાહ થયો હોય તો મારો જ છે પણ જ્યારે તેણે તે દિવસે સ્કૂલમાં જઇને પોતાના મિત્રોને પૂછ્યુ ત્યારે તે બિચારો નિરાશ થયો, કેમકે તેના બધા મિત્ર પરણેલા હતા. સાંજે નિશાળેથી આવતા એક રસ્તામા તેના બીજા મિત્રને પૂછ્યુ કે મનમોહનભાઈ હવે મારે શું કરવુ મનમોહને પૂછ્યુ શુ છે? તમારે શુ કરવાનુ છે?

દિનકરરાયે કહ્યું —ભાઇ મારો તો ગઇ કાલેજ વિવાહ થયો અને નિશાળમાં તો મારા બધા સ્કુલ મિત્રો પરણેલા છે, ફકત હું એકલોજ કુવારો છુ તેથી તે લોકો બધા એક થઇને મારી મશ્કરીઓ કરે છે માટે ભાઈ મારે હવે શુ કરવુ? કેમકે તમે પરણેલા હશો તેથીજ તમારી સલાહ પુછુ છુ માટે જે યોગ્ય હોય તે કહો

મનમોહન—ભાઇ તને કોણે કહ્યુ કે હુ પરણેલો છુ, હું તો હજુ કુવારો છુ તમે મારી માફક પ્રતિજ્ઞા કરો જેથી તમને કોઇ ચિડવે નહિ જુઓ મે એવી પ્રતિજ્ઞા લીધી છે કે જ્યા સુધી હુ બી એ થાઉ નહિ ત્યા સુધી મ રે પરણવુજ નહિ પછીથી હુ પરણીશ કે જેથી મારી આગળની જીદગીમા મારૂ વહાણુ ડૂબે નહિ

દિનકરરાવ મનમોહનની આવી પ્રતિજ્ઞા સાંભળીને બીચારો આભોજ બની ગયો. અને મનમા વિચારવા લાગ્યો કે મારે પણ બી એ તો થવુજ છે તેથી મારો વિવાહ થયો છે તે ઠીક નથી, થોડી વારે મનમોહનને કહ્યું, વારૂ ભાઈ સાહેબ, એ સારામા સારો રસ્તો છે ઠીક આજતો મારે ઘેર જવાનુ બહુ મોડુ થયુ છે, માટે હમણા તો જાઉ છુ, પછી હુ મળીશ. એમ કહીને દીનકરરાવે તો ઘર તરફ ચાલવા માડ્યુ બિચારો તે બહુ મુઝાયો કે હવે મારે ચોક્કસ કોઇ પણ વિચાર નક્કી તો કરવો જ કે હવે મારે શુ કરવુ ઘેર જઇને પોતે પોતાના રૂમમા ગયો અને ચોપાનીયા વાચવા લાગ્યો હવે તેના મગજમાં જાત જાતના વિચારો આવવા લાગ્યા પણ તે પોતાના મગજને સ્થિર રાખીને બધાને આવવા દેતો અને જુદી જુદી જાતના વિચારોના તરંગોમા તે હવે ભમવા લાગ્યો

( ૭ )

પરશુરામની પાડોશમા એક ઘર હતું તે બિચારો સાધારણ ભણેલો હતો પણ તેની કાપડની દુકાન ધમધોકાર ચાલતી હતી ને આવક પણ સારી હતી ઘરમા તેની સ્ત્રી અને અને તેની મા એમ ત્રણ માણસ હતા પણ ત્યા સાસુ અને વહુ બન્નેને હમે ૧ લડવાડ થતી હતી આથી પેલો બિચારો વાણીઓ ઉદાસ રહેતો હતો જ્યા સુધી તલકચદ (વાણીઓ) પરણ્યો નહોતો, ત્યા સુધી તો બન્ને મા દિકરો સુખ અને આનદમાં દિવસો કાઢતા હતા પણ જે દિવસથી તલકચદની વહુ આવી તે દિવસથી તો રોજ કકાસ થવા લાગ્યો ઘરમા જ્યા સુધી એકની મા હતી ત્યાં સુધી તો બન્ને ભણ્યા સુખથી ખાતા હતા પણ જે દિવસથી વહુ આવી તે દિવસથી ખર્ચ કાંઇ વધારે થવા લાગ્યુ, અને બિચારી ડોસીને સ્વતત્રતામા વાંધો પડ્યો તેમજ જે તલકચદનો પ્રેમ જે મા ઉપર હતો તેનો કાંઇક થોડો હિસ્સો હવે વહુને મળતો જોઇ ડોસી બહુ દાઝે બળતી હતી

દિનકરરાય તલકચદના ઘરની લડાઇ જોઇને મનમાન મનમા હસતો હતો અને કહેતો કે આ વાણીઓ કેવો મૂર્ખ છે એ નાદાન કેટલો બધો છે કે તેની એન તેની વહુને લીધે કેટલું બધુ દુઃખ થાય છે. તો પણ જરા તેની વહુને કહેતો નથી ધિક્કાર છે એને કે જે પોતાની સ્ત્રીને પોતાની મરજી પ્રમાણે નથી ચલાવી શકતો અને તેની માનુ દુઃખ ઓછુ નથી કરતો ધિક્કાર છે ફિટકાર છે એની જીન્દગીને એમ તે મનમાને મનમા કહેતો. દિનકર પોતે તો માબાપનો પરમ ભક્ત હતો

તલકચદના ઘરની વ્યવસ્થા જોઇને ચચળ (દિનકરની મા) પોતાના છોકરા દિનકરને પાસે બોલાવીને કહેતી કે જો ભાઇ આજ કાલની વહુના થઇને જે રહે તેના ઘરમા રોજને રોજ આવો કકાસ થાય છે જરા પણ વિચાર કર્યા વગર પોતાની વહુનું મ્હોડુ જોઇને લોકો વશીભૂત થઇ જાય છે અને પછી દિકરાઓ માબાપનું કહેવુ સાભળતાજ નથી અને વહુ ઘેલા થઇને રહે છે આ બધી વાત સાભળીને દિનકરરાવ હસતે હસ્તે બોલ્યો " મા બધા છોકરાઓ કાઇ સરખા હોતા નથી "

દિનકરરાવનો પ્રેમ માતા પિતા તરફ બહુજ હતો અને જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેનો પ્રેમ વધતો ગયો દિનકર આખો દિવસ ચોપડીઓ વાચે ન્યુસ પેપરો વચે એમ ઘણો વખત વિતાવતો પરશુરામનો વિચાર એમ હતો કે તે જ્યારે બી. એ થશે ત્યારે તેને વકીલાત અથવા કોઇ અમલદારની જગ્યા અપાવીશુ એ એક મામ બાદ તેના લગ્નનું નક્કી થયુ આ વખતે દીનકરરાવ આનંદમા હતો

" લગ્નનુ મહુરત જેમ જેમ નજીક આવતું ગયુ તેમ તેમ દિનકરનુ મન હવાની માફક ઉડવા લાગ્યુ અને તેનો એવો વિચાર હતો કે જે દિવસે મારી સ્ત્રી અહિ આવશે તેજ દિવસથી હુ તેને મારુ શિક્ષણ આપીશ કે જેથી તે કોઇ દિવસ મારા તથા મારા માતાપિતાના સામુ બોલે નહિ જો ભણી નહિ હોય તો હુ તેને સ્લેટપેન આપીને લખતા વાચતા શીખવીશ અને હમેશ રોજ એક એક કલાક નોકરીને માટે મારા બચવાના ટાઇમમાથી આપીશ તેને હુ સારા સારા પુસ્તકો, સ્ત્રીનીતિશિક્ષક મહાભારત, ભામિનીભૂષણ રામવણ વિગેરે ધાર્મિક પુસ્તકો વાચતા શીખવીશ અને પછીથી આ અમારા ભવિષ્યના વર્તનને જોઇને બિચારો તલકચદ જાણશે કે આવો સુખપૂર્વક ગૃહસ્થાશ્રમ ચાલે છે, અને કદાચ અમારૂ જોઇને તે તથા તેની સ્ત્રી પણ કાઇક સુધરશે કે જેથી સ્વાર્થ અને પરમાર્થ બન્ને કામ થશે. આવા વિચારો હમેશ રાત દિવસ બિચારો દીનકર કર્યા કરતો.

( ૩ )

લગ્ન થઇ ગયું દિનકર પોતાની સ્ત્રીનું સૌંદર્ય જોઇનેજ બહુ ખુશ થયો હતો તેમણે જે પ્રતિજ્ઞા કરી હતી કે " મારી સ્ત્રીના આવ્યા પછીથી એને શિક્ષણ આપવું " એ પ્રતિજ્ઞા તો બીચારો ક્યાંય ભૂલી ગયો કંઇક તો તે બિચારો તેણીના સૌંદર્યમાંજ મુગ્ધ થઇ ગયો હતો જેથી તેણે શરમથી સંકુચિત થઇને મનમાંને મનમાં નિશ્ચય કર્યો કે –જ્યારે તે એક બે વખત સાસરેથી પીએર અને પીએરથી સાસરે આવતી જતી થશે અને કાંઇ બોલચાલી થશે કે તરતજ તેને મારો નિશ્ચય જણાવીશ અને પછી તેને ધારેલા ક્રમનો અભ્યાસ કરાવીશ કેમકે હાલતો એને ને મારે કાંઇ ખાસ બોલાચાલી ન હોવાથી કાંઇ કહેવું તે ઠીક નહિ કારણ કે તે કહેલાનું અપમાન પણ કરે ખરી,-માટે હાલતો કાંઇ મૌન-વૃતનું પાલન કરવાની મારે જરૂર છે

કળાવતી, (દીનકરની સ્ત્રી) ખરેખર તે તો મને તારી કળામાજ ફસાવ્યો, કેવું તારૂં રૂપ, કેવી તારી બોલવાની છટા, કેવી તારી વાક્ય ચાતુર્યતા ! વાહ ! તેતો મને ખરેખર તારી કળામાં જ મુગ્ધ બનાવી દીધો છે તે કળાવતી બીચારી કાંઇ ભણેલી ન હતી કેમકે તેના પિએરમાં તેણીને કોઇ ભણવી શકે તેવું નહોતું

દિનકર હજુ સુધી પણ તેના પહેલાના કરેલા વિચારોનો અમલ કરી શક્યો ન હતો તેની સ્ત્રી આવતી જતી થઇ ગઇ હતી અને હવે તો ઘણો વખત તે સાસરે જ રહેતી અને ઘરનું કામકાજ પણ કરતી થઇ ગઇ હતી ધીમે ધીમે વહુ સાસુ ઉપર અને સાસુ વહુ ઉપર દાબ બેસાડવાનો અન્યોઅન્ય પ્રયત્ન કરતા છતા તેમાં તો કોઇ હજુ સુધી કાંઇ પણ પ્રયાસને સિદ્ધ કરી શક્યા ન હતા.

એક વખત જરા ગુસ્સે થઇને કળાવતીએ દાસી ઉપર હુકમ કર્યો કે દાસી, જરા ધ્યાન રાખ કે ઘરમાં જરા પણ પાણી પીવાતું નથી ને તું તો આમ તેમ ફરે છે કેમ ? માટે જા અને પાણી ભરી લાવ

જુની દાસી કે જે પરશુરામને ત્યાં દિનકરના જન્મ પહેલાની રહેતી હતી તેને આવો હુકમ સાંભળીને ગુસ્સો થયો કે —આ આજકાલની વહુ આવી છે તે શું મારા ઉપર *હુકમ ચલાવે ! માટે બસ, હું કામ નહિ કરવાની અને શેઠાણી (દિનકરની મા)ને કહેવાની* કે આ તમારી વહુતો મારા ઉપર ખુબ રોફ મારે છે માટે સાચવને હાલને હાલ જઇને કહું એમ કહીને તે દાસી તેણીની શેઠાણી પાસે ગઇ અને સાચું જુઠું ભરવીને ડોસીને ખુબ, ઉશ્કેરી, જેથી તે ડોશીએ ધાર્યું કે મારી દાસીનું કહેવું સાચું છે તેનું કહેવું સાચું માનીતે બધું સાંભળ્યું આ બધું સાંભળી ડોસી કલાવતીની રૂમમાં ગઇ અને તેણીને તેણે પુસ્કળ ગાળો દીધી અને કહ્યું કે જો તારે આવી રીતે હુકમ કરવો હોય તો તું તારા પીએરમાંથી દાસીઓ બોલાવ-અને તું તારે હુકમ કર, સાંભળ્યું ખબરદાર, જો કદી દિવસ મારી આ જુની દાસીને એક અક્ષર પણ કહ્યો તો, હા પછી કેમકે મારા જેવી કોઇ ભૂંડી નથી કલાવતી સાસુનો આ બધો ક્રોધ સાંભળી રહી હતી છતા એક અક્ષર પણ સરખું બોલી નહિ જ્યારે ડોસી ગઇ ત્યારે તે તેની મેળે પોતાની રૂમમાં જમીન ઉપર સુઇ રહી ને એકાન્તમાં નિરાતે સાંભળેલા મહેણાંને યાદ કરીને રડવા મંડી સ્કુલનો વખત જેમ તેમ પુરો કરી પોતાની સ્ત્રીની સાથે વાર્તાલાપ કરવાને માટે જલ્દી ઘેર આવ્યો જેના આનંદથી તે ઘેર આવ્યો હતો તે આનંદ હવે તેનામાં રહ્યો નહિ કેમકે ઘેર આવીને તેને તો કલાવતીને રૂમમાં સુતેલી જોઇ. આથી તે ઘણો આ-

કુળવ્યાકુળ થઇને તે તેની નજીક ગયો. કળાવતીને રડતી અને જમીન ઉપર સુતેલી જોઇ તેણે પુછ્યુ કે—આ બધી ધમાલ શી છે? કલાવતી આંખોમાંથી આંસુ લુછતી લુછતી બોલી, કંઇ નથી

દિનકરરાવ-ખરેખર જે હોય તે કહે, તને મારા સોગન છે, મારે જે હોય તે મને કહે

કલાવતી – રડતા રડતા ઘરમા જરા પણ પાણી પીવાનું નહોતું, તેથી મે દાસીને કહ્યુ કે "દાસી ઘરમા જરા પણ પાણી પીવાનુ નથી માટે જા અને જલદથી પાણી લાવ" આટલાજ શબ્દો દાસીને મે કહ્યા હતા, પણ પાણી લાવવાનુ તો જતું રહ્યુ પણ માર કહેલુ સાંભળીને તેણીએ મારા ઉપર ગુસ્સો કર્યો અને તે ઉપરાંત તેણે તમારી માને જઇને ખરૂ ખોટુ ભરવ્યુ આથી તેઓ મારા ઉપર ખુબ ગુસ્સે થયા અને મારી પાસે આવીને ખરાખોટાનો વિચાર કર્યા વગર જ મને ગાળો ભાડવા માંડી ને મને મારા પીએરીઆના ઉપર મહેણા મારવા લાગ્યા મારા પીએરીઆ ગરીબ છે તેથીજ મને તેમણે કહી બતાવ્યુ ને ! હશે પ્રભુ જેને જેવી સ્થિતિ આપે તેવી ખરી તેમા કહી બતાવવુ એ મૂર્ખતાનુ પગલુ છે.

દિનકરરાવે જોયુ કે કંકાસનુ બી રોપાયુ છે અને જે કંકાસને જડમૂળમાંથી નાશ કરવાને માટે સતત વિચારો કરવા માંડ્યા, કલાવતીને સમજાવીને શાંત કરી અને કહ્યુ કે વાર જરા પણ ક્રોધ કરવો નહિ સાસુ સસરાની આજ્ઞાનુ પાલન કરવુ, એ સ્ત્રીઓનો ધર્મ છે. હુ જાણુ છુ કે દાસી ખરાબ સ્વભાવની છે, અને હવે હૂં થોડા વખત પછી રજા આપીશ પણ હમણાં નહિ, હમણા રજા આપુ તો બધા લોકો પાછા તને દોષ દેશે, માટે તે તો પછીથી જોઇ લેવાશે. તે ઉપરાંત તારે કોઇ પણ વાતને મ્હેણા રૂપે ન ગણવી ભલેને તને દાસી લાવવાનુ કહ્યુ, પણ સામો બોલનાર માણસ વિચાર તો કરશેજ કે દાસી હશે તો લાવશે, તેમાતો ઉલટુ કહેનાર માણસનુ ખોટુ જણાશે માટે તારે તો એક અક્ષર પણ કોઇની સામે બોલવો ન જોઇએ જો તુ ભણેલી હોય તો હુ તને સારા ધાર્મિક પુસ્તકો લાવીને આપત, જેથી તુ સ્ત્રિ ધર્મ જાણત હશે ખેર, પણ તું ભણી નથી તો હુ તને ભણાવીશ

કલાવતી આ સઘળી વાત સાંભળતી હતી અને દિનકરરાવની સઘળી વાતપર જોતુ ધ્યાન આપતી અને છેવટે તેણીએ પતિને કહેલી શિખામણને પાળવાને માટે કબુલ કર્યું

દિનકરરાવ—"હવે ઉઠને વાળુ કરવાની તજવીજ કર, હુ કાલથી તને લખતા વાચતા શિખવીશ" આવુ કહીને દીનકરરાવે ઓરડાની બહાર આવી જોયુ તો તેની મા બહારના ચોકમા બેઠી હતી તે તો કાંઇ બોલ્યા વગર બહાર હવા ખાવા માટે નદીના કિનારા તરફ ગયો

( ૪ )

બીજે દિવસે દિનકરરાવ કોલેજમાથી પાછો ઘેર ફરતા બજારમાથી એક બાળપોથી ને એક સ્લેટ પેન ખરીદી લાવ્યો પણ ઘ મા જઇને જોયુ તો સાસુને વહુ વચ્ચે જબરો થયો લાગ હતો. સાસુ વહુને ખુબ ગાળો સંભળાવતી અને નિચ, હલકી, વગેરે શબ્દો સંભળાવતી હતી છતા વહુ (કળાવતી) એ હજુ સુધી એક પણ જવાબ સામો આપ્યો નહતો.

જ્યારે સાસુ પિએરપાને ગાળો દેતી ત્યારે તે કાન બંધ કરીને મર્મ વાક્ય બોલતી જેથી ભભૂકતા અગ્નિમા ઘી હોમવાની ક્રિયા થઇ રહેતા પતિને જોઇને કળાવતી એકદમ ઘ મા જતી રહી. માએ ક્રોધિત મ્હોઢે છોકરાના તરફ કર્યુ અને કહવા લાગી કે વાહ? દિકરા ! તે તો વહુને ખુબ મ્હોડે ચડાવી છે, જેથી ચપચપ મારા સામે બોલે છે નહિતો

તેનું શું ગજું કે મારા સામી એક શબ્દ પણ બોલી શકે ? પણ મારે તો એની સાથે શું માથાફોડ જડયો છે કે તેની મારે જરા પણ પરવા હોય, પણ જેમ ફાવે છે તેમ તેને બોલવાની છુટી છે એ તને તો પી ગઇ છે, નહિ તો તારૂં શું કહેલું ના માને !

દિનકરરાવે આ સઘળો વૃતાંત સાંભળીને ધાર્યું કે ચોક્કસ આ બધો વાંક કળાવતીનો છે અને જે આ બધી વાત મા કહે છે તે ખરી છે તેણે કહ્યું જુઓ માતુશ્રી એને મેં તો કાલે પણ સમજાવી હતી કે તારે બાના સામું એક અક્ષર પણ બોલવો નહિ કેમકે સામું બોલવાથી લડાઈ થાય છે છતાં આજે પણ તે સામું બોલતી હતી ' માના કહેવાથી દિનકરરાવને બ્હીક રાખ્યા વગર જેમ આવે તેમ મારવા માંડી આથી કળાવતીએ માર સહન ન થવાથી બુમો પાડવા માંડી જેમ જેમ તે રડતી તેમ તેમ તેને વધારે માર મારતો આખરે જ્યારે તેની માએ આવીને છોડાવી ત્યારે દિનકર મારતો બંધ થયો હજુ પણ તે તો રડતી જ હતી

દિનકરનું મન ક્રોધથી અને માર મારવાથી ઘણુંજ દિલગીર થયું હતું તે પછી તે શાંત થવા ઘરની બહાર જતો રહ્યો બહાર આવીને જોયું તો ઘરની આડોશીપાડોશીની સ્ત્રીયો માર માર્યાની વાતો કરતી હતી, અને આ વાતો સાંભળીને દિનકરનું મન ઘણું નમ્ર બની ગયું અને તેને જણાયું કે મેં જે કળાવતીને મારી છે તે ઘણું અવિચારી પગલું ભર્યું છે, હશે તેમાં મારો શો વાંક, એમ કહીને તે બાગમાં હવા ખાવા માટે ચાલ્યો રસ્તામાં જતાં જતાં પેલા પાડોશી વાણીયા તલકચંદની દુકાન આવી અને ત્યાં આગળ એક એકની આંખો મળી ગઇ, પણ બિચારો દિનકરરાવ તો નીચું જોઇનેજ આગળ ચાલવા લાગ્યો અને મનમાં વિચાર્યું કે આ વાણીઓ મારી મશ્કરી કરે છે અને તેણે મને આંખોના ઇસારાથી પુછ્યું કે " કેમ હવે કેમ છો '

ચાલતા ચાલતા દીનકરરાય શહેરની બહાર આવી પહોચ્યો અને બાગમાં જઇ એક પત્થર ઉપર કપાળે હાથ દઇને બેઠો એનું હૃદય જુદી જુદી જાતના વિચારોથી જર્જર બની ગયું હતું મનમને મનમાં કહેતો કે હું જ્યારે પરણ્યો ન હતો ત્યારે જીવન કેવું સુખમય હતું મારી મા મને કેટલા બધા સ્નેહથી બોલાવતી, પિતાનો કેટલો ભાવ મારા ઉપર હતો, અિના આવવાથી અકાર સુખ પ્રેમ, આનંદ વિગેરે વસ્તુઓ નષ્ટ થઇ ગઇ અરે શું કલાવતીના આવવાથી જ આ કંકાસ થયો છે ? ના, ના, તેમાં તો જરા મારી માનો પણ વાંક છે, બન્નેનો છે, હવે મારે શું કરવું જો હું મારી માતાને કહું છું તો મને કહેશે કે આતો વહુનું ઉપરાણું લઇને કહેવા આવ્યો, તો પછી મારે કળાવતીને સમજાવવાનું બાકી રહ્યું, પણ મેં તો તને અત્યાર સુધી ઘણું સમજાવી છતાં પણ તે ન સમજી એ(કલાવતી) ઘણી મૂર્ખ છે, જડ છે, હવે તો એ અહિં ના આવે તો જ ઠીક છે કે પછી મરી જાય તો ઠીક, શું હું તેને ઝેર આપીને મારી નાખું, અરે ધિક્કાર છે, મારા મનને કે મને આવા ખોટા અધમ વિચારો કરાવે છે, એથી તો હું ઉલટો બંધીવાન થાઉં છું. પ્રભૂ મને એવાં કાર્યો કરતાં તો શું પણ એવા પ્રકારના વિચારો કરતાં પહેલાં તો તું મારા મનને દબાવજે અરે કળાવતી ખરેખર તારી કળા તો ન્યારી જ છે પ્રભૂ કળાવતીને સમજવાની બુદ્ધિ આપજે, જેથી હું મને કાંઇ કહું તો તે સમજી શકે, કે પછી કાંઇ દિવસ લડાઇ ઝઘડો થાય નહિ

આવી જાતના વિચારો પત્થર ઉપર બેઠો બેઠો કર્યા કરતો હતો તેવામાં કાકાએ તેની

આપો બધ કરી અને પછીથી મૂકી દીધી દિનકરે જ્યારે પાછા વળી તેમના સામું જોયુ ત્યારે તો એના ત્રણ ચાર મિત્રો ઉભેલા જોયા કે જે હવા ખાવા માટે અહિ આવી પહોચ્યા હતા, દિનકરરાય એકદમ ઉભો થઇને આડીઅવળી વાતો કરવા લાગ્યો, પરંતુ તેના મિત્રોએ તેને ઉદાસ થયેલો જોઇ તેને પૂછ્યુ કે-ભાઇ તમે ગમે તેમ આડી અવળી વાતો કરો પણ આ તમારો ઉદાસી ચહેરો જણાવે છે કે આપ આજે ઘણા સંકટમા આવી પડ્યા છો, માટે સાચે સાચુ કહો કે આજે ઉદાસ થવાનુ કારણ શુ છે " જ્યારે દિનકરે જાણ્યુ કે હવે કહ્યા વગર છુટકોજ નથી ત્યારે તેના ઘરની બનેલી બધી વાત ટુંકમા કહી સમજાવી આ બધી વાત સાભળીને તેમાનો તેનો એક મિત્ર બોલ્યો કે ભાઇ, આવી નજીવી બાબત માટે શુ કરવા આટલો બધો કલેશ કંકાશ કરો છો ? તેમા તો તમે ઉલટા દુઃખી થશો આવા ઝઘડા તો દરેકને ઘેર થાય છે માટે આવી બાબતમા તો તારે જરા પણ મનને ઉદાસ ન કરવુ નહિ તો પછી તારે પસ્તાવુ પડશે

અપૂર્ણ

श्री चरकसंहिता–चिकित्सास्थान.

# अर्श चिकित्सा.

નવમો અધ્યાય.

( ગતાંકથી ચાલુ )

નાગરાદિધૃત—સુંઠ, ગંઠોડા, ચિત્રક, ગજપીપર, ગોખરુ, લીંડીપીપર, ધાણા, બીલીનો ગર્ભ કાળીપાટ, અજમો, એ બધા વાટીને ૧૧૧

ચાંગેરી (લુણી) નો રસ તથા ૪ ચાર ગણા દહિના સાથે ધીમે પકાવીને સેવન કરવાથી કફ તથા વાયુના અર્શ મટે છે, ૧૧૨

આ ધાથી અર્શરોગ, ગ્રહણીદોષ, મુત્રકચ્છ, પ્રવાહિકા, ગુદભ્રંસ, અતિ અને આનાહ રોગ વિગેરે મટી જાય છે ૧૧૩

પિપ્પલ્યાદિધૃત—પીપર, સુંઠ, કાળીપાટ, ગોખરુ એ ચારે વસ્તુ ત્રણત્રણ પળ લઇ ક્વાથ કરવો ૧૧૪

એ ક્વાથને ગાળીને તેમા કન્ડીર (ગધાના તુલસી) ગંઠોડા, સુંઠ, મરી પીપર, ચવક, ચિત્રક, બન્ને વાલ વાટી મેળવી દેવુ ૧૧૫

તથા ઘી ૮૦ પળ ચાંગેરીનો રસ પણ તેટલોજ મેળવવો અને ઘીથી ૪ ઘણું દહિ નાખીને ૧૧૬

ધીમે તાપથી તે ઘી સીદ્ધ કરવુ ને ઘી લઇ લેવુ તેને વિદ્વાન વિધિ જાણવા વાળા વૈદ્ય સ્નેહ પાનમા ઉપયોગ કરવાથી ૧૧૭

ગ્રહણી, અર્શ, ગુલ્મ, હૃદરોગ, સોજા, પ્લીહ ઉદરરોગ આનાહ, મુત્રકચ્છ, જ્વર ખાંસી, હેડકી, અરુચિ, શ્વાસ અથવા પાર્શ્વશુળ એ તમામ રોગ દુર થાય છે અથવા એ ઘી બળ પુષ્ટી કરવા વાળુ છે ઉત્તમ વર્ણ કરવા વાળુ અગ્નિ પ્રદિપ્ત કરવા વાળુ છે, ૧૧૮ ૧૧૯

હરડેનોપ્રયોગ—હરડેને ઘીમાં શેકીને પીપર તથા ગોળ મેળવી ખાવી અથવા નસોતર, અગર દંતીમૂળ મેળવીને ખાવતો પવન છુટે છે તથા દસ્ત આવે છે ૧૨૦-

હરડેના સેવનથી ઝાડો, વાયુ, કફ, પીત્તનું અનુલોમન થાય છે ગુદા નિર્મળ થાય છે અર્શ મટે છે અગ્નિ પ્રદિપ્ત થાય છે ૧૨૧

અર્શપર પથ્ય—વિષ્ટા અને અધોવાયુનો અટકાવ મટવા. ૧૨૨

નસોતર દંતીમૂળ ખાખરો ચાગેરી અને ચિત્રક અને શાક ઘી તેલમા તળીને દહિનું પાણી મેળવીને ખાવુ ૧૨૩

પોઇ, તાંદળજો, કાકોલી, બથવો, સુરજમુખી, લુણી વગશાક ( ચીલની ભાજી ) ખાવવી ૧૨૪

મરોય (જીવીપીનુડી) રૂદ્રાપત્ર (ગળોનાપાન) મહાવજ્ર, ટેંડુ, (આમલી) જીવંતી, કચુરો, ગાજરના શાકો ઘીમા શેકીને દાડમની ખટાશ નાખીને દહિમા નાખીને ધાણા તથા સુંઠ ચડાવવા ૧૨૬

વાયુની શાંતિ માટે સારી ચોખાનું અનુપાન દેવુ ૧૨૭

અર્શપર મધ વિધિ—વાયુના અધિકપણા વાળા અર્શમા જો રોગી રૂક્ષ હોય ને અગ્નિ સારી રીતે દીપન હોય તો ગતકટથી બનાવેલી મદીરા, સીધુ, તક્ર ( છાશ ) સુરોદક અરિષ્ટ દધિમંડ અથવા ઉકાળીને ટાઢુ કરેલુ પાણી પાવુ, ૧૨૮-૧૨૯

મોરીગણીનો ઉકાળો અથવા સુંઠ, ધાણાનો કવાથ એ પ્રમાણે ઝાડો તથા પવનનુ અનુલોમન કરાવનારા અનુપાનમા આપવુ તેથી પવન તથા મળ છુટે છે ૧૩૦

અનુવાસનને યોગ્ય મનુષ્ય—જે રોગી ઉદાવર્તવાળો હોય, અત્યંત રૂક્ષ હોય, જેને વાયુ વિલોમ ગતિ પામ્યો છે તથા શુળવાળા રોગીને અનુવાસન બસ્તીની હિતકારક છે ૧૩૧

અનુવાસન તેલ—પીપર, મીંઢળ, બીલીનો ગર્ભ, સુવા, જેઠીમધ, વજ, ઉપલેટ, કચુરો, પાખરમુળ, ચિત્રક, દેવદાર ૧૩૨

વાટીને બમણા દુધ સાથે તેલમા પકાવીને તેલ સિદ્ધ કરવુ આ અનુવાસન મૂઢ વાત અર્શરોગમા હિતકારી છે ૧૩૩

ગુદાનુ બહાર નિકળવુ ગુદાનુ શુળ, મુત્રકચ્છ, પ્રવાહિકા, કેડ તથા પીડની દુર્બળતા વક્ષણનો આનાહ (પેડુનુ ફુલવુ ) ૧૩૪

પિછસ્રાવ, ગુદાનુ સુજીજવુ, વાયુ તથા ઝાડાનુ અટકી જવુ, વારવાર રોગનુ ઉત્પન્ન થવુ મટી જાય છે ૧૩૫

પીપરથી માંડીને દેવદાર સુધીના તમામ ઔષધો અનુવાસનના લઇને સ્નેહ મેળવીને ગરમ કરીને તેનો લેપ કરે તો અર્શથી ઉત્પન્ન થયેલી શુળ તથા સ્તબ્ધતા મટી જાય છે ૧૩૬

આ લેપ કરવાથી રક્ત સહિત પિચ્છિલ કફ તત્કાળ નીકળી જાય છે અને ચળ, સ્તભતા વેદના સોજો વિગેરે રક્ત નીકળવાથી મટી જાય છે ૧૩૭

નિરૂહણ પ્રયોગ—દૂધ, દશમૂળ, ગૌમુત્ર, સ્નેહ, સીધાલુણ, મીંઢળ એનો કવાથ કરીને નિરૂહણ બસ્તી આપવી ૧૩૮

અભયારિષ્ટ—હરડે ૦ા પ્રસ્થ, આમળા ૧ પ્રસ્થ, કોઠવડી ૧૦ પ્રસ્થ, ઇંદ્રમણાના મૂળ ૫ પ્રસ્થ ૧૩૯

વાવડીંગ, પીપર, સોંઠ, મરી, ચણકબાલા [એળીયો પણ ચાલે છે] દરેક બબ્બેપળ ૪ દ્રોણ પાણીમાં કવાથ કરવો ૧૪૦

જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી ગળી લેવું, ઠંડુ થાય ત્યારે ગોળ પળ ૨૦૦ નાખીને ઘીના ઠામમાં ભરી દેવું ૧૪૧

૫ંદર દિવસ ગળીને રોગીની શક્તિ અનુસાર આ માત્રાથી સેવન કરે તો આ અરિષ્ટના સેવનના અભ્યાસથી અર્શરોગ ૧૪૨

ગ્રહણીદોષ, પાંડુરોગ, હૃદ્રોગ, પ્લીહા, ગુલ્મ, ઉદરરોગ કુષ્ટ, સોજો અરુચિ તેનો નાશ કરે છે બળ વર્ણ તથા અગ્નિ વધારે છે ૧૪૩

આ અરીષ્ટનો અનુભવ કર્યો છે આનાથી કમળો શ્વિત્ર મટે છે કૃમિરોગ ગ્રંથીરોગ અર્બુદ, વ્યંગ, રાજ્યક્ષ્મા તથા તાવ નષ્ટ થાય છે ૧૪૪

*દંત્યારિષ્ટ-દંતીમૂળ, ચિત્રકમૂળ, બન્ને પંચમૂળ (દશમૂળ) દરેક પળ પળ સઘળે ત્રિ*-ફળાના છોડાં ૨ પળ ખાંડીને ૧ દ્રોણ પાણીમાં ઉકાળવા જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારીને ગળી લેવું ઠંડું થયા પછી, ૧૪૫-૧૪૬

ગોળ શેર ૧૦ નાખીને ઘીના ઠામ વાસણમાં ભરી રાખવું ૫ંદર દિવસ ગયા પછી માત્રાને અનુસાર નિત્યપ્રતિ સેવન કરવાથી અર્શ રોગથી મુકત થાય છે ૧૪૭

અને ગ્રહણીરોગ, પાંડુરોગ, મટી જાય છે, અધોવાયુ તથા વિષ્ટાનું અનુલોમન થાય છે

આ દંત્યારિષ્ટ અગ્નિ સંદીપન છે અને અરુચિનો નાશ કરે છે. ૧૪૮

કૃષ્ણારિષ્ટ—ઉકે ૧ પ્રસ્થ આંબળા ૧ પ્રસ્થ, ઇંદ્રામણાના મુળ ૨ પળ, કોઠુ (કોઠમડી) (ગરમ) કાળીપાટ ૨ પળ ચિત્રકમુળ ૨ પળ ૧૪૯

( સંપૂર્ણ )

# ભાગ્યોદય.

વર્ષ ૧૩ ] કાર્તિક-સંવત ૧૯૮૨-નવેંમ્બર સને-૧૯૨૫ [ અંક ૯


## वर्णाश्रम धर्म महिमा.

### ( એક લઘુ કાવ્ય )

( લેખક--લાલજી વીરેશ્વર જાનિ )

### ( વર્ણ અને આશ્રમની ઉત્પત્તિ )

શિખરિણી.

પ્રભુએ આરંભે નિજ મનવિષે ચિંતન કરી,
રચી સૃષ્ટિ સારી બહુ સમય એ ધ્યાનજ ધરી,
કૃતિ ન્યારી કીવી વિવિધ વિધિ રંગો રસ ભરી,
નમીએ સદ્ભાવે જગતપતિને એ ફરી ફરી ૧

રચ્યા પાણી, પૃથ્વી, અનિલ [1]અનલે દિવ્ય બળથી,
રચ્યા તારા કોટી, રવિ શશિ નભે ઠેક કળથી,
રચ્યા પ્હાડો ઊંચા હિમગિરીસમા ધન્યજ હરિ,
નમીએ સદ્ભાવે જગતપતિને એ ફરી ફરી ૨

મહા સિંધુ કીધા, જળચર રચ્યા જ્યાં બહુએ,
નદીઓ ને દ્વીપો અગણિત રચ્યા વિશ્વપતિએ,
લતા લીલા વૃક્ષો કુસુમ કળીઓથી હદ કરી,
નમીએ સદ્ભાવે જગતપતિને એ ફરી ફરી ૩

રચ્યા રૂડા હીરા, વિવિધ વળી ધાતુ બહુ રચી,
ભર્યા છે ભંડારો ધરણી પતિએ ભૂતલ મહીં,
રચી સામગ્રી છે ફળ મૂળતણી અમૃત સમી,
નમીએ સદ્ભાવે જગતપતિને એ ફરી ફરી ૪

સરજ્યાં પે'લા મત્સ્યો, પછી કંઇક કૂર્મો સમ રચ્યા,
વરાહોના જેવાં પછી કંઇક પ્રાણી હરિ બન્યા,
વળી રૂપો ધાર્યાં [2]નરહરિતણા બાવણુ ઘણાં
વખાણે છે વેદો વિવિધ રૂપ આ શ્રીહરિ તણાં ૫

બહુ રૂપે લીધા નિજ સ્વરૂપને વામન કરી,
પછી, સર્વાંગેથી અનુપમ બન્યા, [3]માનવ હરિ
વધારે આ સૃષ્ટિ વિવિધ અવતારો પ્રભુ તણા
કરે કાર્યો રૂડાં વિવિધ રૂપ આ શ્રીહરિતણાં ૬

---

૧ અગ્નિ પણ ૨ નૃસિંહ, અર્ધ મનુષ્ય અને અર્ધ સિંહનું રૂપ ૩ રામ કૃષ્ણાદિ અવતાર. પૂર્ણ મનુષ્યરૂપ

## [ વર્ણ અને વેદ ]

### હરિગીત.

દયાવાળી હરિએ ઉંચરે રચી [1]મનુજ નિજની સૃષ્ટિમા
મનબુદ્ધિ બળવળી આપીયા કરવા સુકૃત્યો વિશ્વમા,
મનુ નામથી ભગવાન, મનુ તનુ મનુજનુ ધરી અવતર્યા,
જેણે મનુસ્મૃતિ આદિ રચીને ધર્મ સહુને શિખવ્યા ૭
મુખથી સરજ્યા મતિમાન દેવે બ્રાહ્મણો બ્રહ્મરત જે,
નિજ બાહુથી રચી ક્ષત્રિયો, સ્થાપ્યા સુરક્ષક જેહને,
ઉરૂથી રચી વૈશ્યોજ આપ્યા કાર્ય કૃષિ વ્યાપારના,
પગથી પ્રભુએ શુદ્ર રચીને, કાર્ય આપ્યું સેવના ૮
ઋગ સામ, યજુને અથર્વ વેદો લોકહિત માટે રચ્યા
બક્ષિ વેદ આ [2]દ્વિજ ભાવથી કર્તવ્ય કરવામા મચ્યા;
પ્રભુએ પ્રથમ નિજ શક્તિથી વેદો અને વર્ણો કર્યા,
વખણાય છે જે વિશ્વમા વળી ઉત્તમોત્તમ છે ઠર્યા ૯

## [ વર્ણધર્મ ]

( સગ્ધરાવૃત )

### બ્રાહ્મણ ધર્મ

શાંતિ ધારી સદાએ, મનવશ કરીને પુણ્ય પંથેજ રેવુ,
જીતી સર્વેદ્રિયોને વિમળ તપવડે બ્રહ્મમા ધ્યાન દેવુ,
ક્ષાંતિ ધારે સદાએ તન મન વચને શૌચ રેવુ સુભાવે,
આ છે ધર્મો કહેલા મુનિવર મનુએ બ્રાહ્મણોના સ્વભાવે ૧૦
શાસ્ત્રો શીખે સદા જે, જન હિત કરવા યોગ્ય સદ્બોધ આપે,
કાપે કષ્ટો બધાના, અનુપમ દર્શનજ્ઞાન જેઓ અમાપે,
સંધ્યાકાળેજ સંધ્યા હવન જપ કરે, દેવ પુજાય ભાવે,
આ છે ધર્મો કહેલા, મુનિવર મનુએ બ્રાહ્મણોના, સ્વભાવે ૧૧

[1] માણસ [2] બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય

( ક્ષત્રિય ધર્મ )

રાખી સાચુ જ શૌર્ય, પ્રતિદિન હણવા દુષ્ટને આપી દંડ,
રક્ષા કર્તા જનોને સકળ ઉંવતથી પૂર્ણ તેજે પ્રચંડ,
દેવા દાનો દ્વિજોને, ગરીબજન તથા દુઃખીને ઇશિજાવે,
આ છે ધર્મો કહેલા મુનિવર મનુએ ક્ષત્રિયોના સ્વભાવે ૧૨
પીડે જેકો પ્રજાને અપ્રહિત બળથી તેમને તો પ્રજાળે,
મારે વ્યાઘ્રાદિકો જે વનચર હણતા ગાય આદિ પશુનેઃ
રાખે ચિંતા પ્રજાનું સકળ શુભ થવા જેમ માબાપ ભાવે,
આ છે ધર્મો કહેલા મુનિવર મનુએ ક્ષત્રિયોના સ્વભાવે ૧૨ (બ)

( વૈશ્ય ધર્મ )

ખેતી વ્યાપાર સાધે, અનુદિવસ કરે રક્ષણે ગાય કેર,
ધધા ધર્મે ચલાવે, નયમય રહીને દ્રવ્ય સંચે ઘણેરૂં,
જાયે દેશી વિદેશે, ધર્મ નવ તજે, પ્રાણ જાતાય ટેકે,
આ છે ધર્મો કહેલા મુનિવર મનુએ વૈસ્ય કેરા વિવેકે ૧૩
પાળે પ્રાણી બધાને, જગત જનની મા ગાયને તો વિશેષે,
આપે ભાવે સુવૈસ્યો, તન મન ધનને ગાયને માટે અશેષે,
બાધે ધર્માલયોને, પશુગૃહ, જળ ને અન્ન આપે અનેકે,
આ છે ધર્મો કહેલા મુનિવર મનુએ વૈસ્ય કેરા વિવેકે. ૧૪

શુદ્ર ધર્મ.

સેવા સાધે દ્વિજોની વિનિત ઉર બની દાસ ભાવે જ શુદ્રો,
સિદ્ધિ તેથીય તેની જરૂર જગવિષે સાધના દેવ રૂદ્રો,
સેવે સ્વકર્મે સુપ્રીતિ, સુજન સહુ ધરે, તે બધા છે તપસ્વી,
પાળે વર્ણાશ્રમોને [2]નિખિલ રસ ધરી, તે બને છે યશસ્વી, ૧૫

---

( આશ્રમ વ્યવસ્થા બ્રહ્મચર્યાશ્રમ )

( હરિગિત. )

પછી પ્રેમથી મનુએ બતાવ્યા ચાર આશ્રમ સૌખ્યદા
તેમા પ્રથમ સ્થાને બિરાજે બ્રહ્મચર્યાશ્રમ સદા.
કરવા કઠિન તપ શુદ્ધ રહીને, કાય મન વાણી વડે,
ભણવા જ વેદે વિશાળ વિદ્યા જેમ ગુરૂ આજ્ઞા જડે, ૧૬
સ્ત્રી જાત નિરખી બ્રહ્મચારી, માત શુ નમે લળી,
હોયે ભલે યૌવન ભર્યું નવનીત શુ વાયુમા વળી,
સ્વપ્ને ન આવે દસ્ય સ્ત્રીનુ, બ્રહ્મમાં મનડું રડે,
કરવા કઠિન તપ શુદ્ધ રહીને, કાય મન વાણી વડે. ૧૭

---

૧ નીતિ સદાચારમા પરિપૂર્ણ રહીને ૨ સપૂર્ણ બધી.

ધન, માલ કે અભિમાન મધ્યે ચિત્ત જેનું ના રમે,
દિન ગત, આઠે પ્હોર, ઉરમાં ધૂન પ્રભુજીની ગમે,
વનમૂળ ફળ જળ આદિ લાવી અર્પવા ગુરુવર્યને,
વંદુ હજારો વાર વ્હાલા બ્રહ્મચર્યાશ્રમ તને ૧૮
સાદું જે ખાવું, શુદ્ધ રે'વું, વલ્કલે વપુ ઢાંકવું
ભણવી સુવિદ્યા પૂજ્ય ભાવે, [1]અન્યનેય ભણાવવું
વિષયો વિષે મનને ન દેવો માર્ગ જરીએ જેમસે,
વંદુ હજારો વાર વ્હાલા બ્રહ્મચર્યાશ્રમ તને ૧૯

( ગૃહસ્થાશ્રમ. )

બીજો બતાવ્યો છે મનુએ શ્રેષ્ઠ આશ્રમ સર્વમાં,
વિદ્યા ભણી ગુરુની રજાથી ગૃહસ્થ બનવું વિશ્વમાં;
નિજ વર્ણની ગુણવંત કન્યા સાથ પ્રેમે પરણીને,
વ્યવહાર પૂર્ણ પવિત્ર કરવો ધર્મને ઉર ધારીને ૨૦
ધન મેળવી ઘર કાર્ય કરવા ધર્મને કલ્યાણના,
પ્રભુ પ્રીતથી જ સુકર્મ કરવા લોકહિતનાં નવનવા,
ધનધાન્ય ધામ વધારવાં રહી સત્યશીલ જ સર્વદા,
છે ધન્ય જગમાં પુણ્યતમ આવો ગૃહસ્થાશ્રમ સદા ૨૧
ધન સાથ ભરવા પુણ્યના ભંડાર ગોશાળા વડે,
કરતાં જ વિદ્યાદાન ભાવે પ્રેમ પ્રભુનો સાંપડે;
કરવા જળાશય મંદિરોને પાઠશાળા પુણ્યદા,
છે ધન્ય જગમાં પુણ્યતમ આવો ગૃહસ્થાશ્રમ સદા. ૨૨
સંતાન સ્ત્રીને તોષવા, દઈને સુવસ્ત્રાભરણને,
સાથે સુવિદ્યા આપવી, કરવા ખરું હિત તેમને,
સેવા વળી નિજ ગામને નિજ દેશની કરવી સદા,
છે ધન્ય જગમાં પુણ્યતમ આવો ગૃહસ્થાશ્રમ સદા ૨૩
આતિથ્ય કરવું ભાવથી દુખી દીનને સારું તણું,
છે અન્નદાને પુણ્ય મોટું શાસ્ત્રમધ્યે વર્ણવ્યું,
નીતિ વિષે રીતિ ધરી વ્યવહાર કરવા પુણ્યદા,
ધન્ય છે જગમાં પુણ્યતમ આવો ગૃહસ્થાશ્રમ સદા ૨૪

( વાનપ્રસ્થાશ્રમ. )

પછી વાનપ્રસ્થાશ્રમ વિષે જ્યાં વાસ કરવો વન વિષે,
ગૃહભાર સોંપી પુત્રને મન જોડવું હરિની દિશે,
ખુશી હોય તો પત્ની બને વનમાંય સાથે જઈ રમે,
વિષયો ન સેવે લેશ, પ્રભુના ધ્યાનથી ચિત્ત ના ખસે ૨૫

* સેવા ન ચૂકે ગામ ને નિજ દેશની જરીએ કદા ( બીજો પાઠ )
૧ બીજા વિદ્યાર્થીઓ અને લોકોને પણ

## ( સંન્યસ્થાશ્રમ )

ચોથાજ સંન્યસ્તાશ્રમે વૈરાગ્યવૃત્તિને ધરી,
સુત્યાગ કરવો સર્વનો રાગાદિ દોષોને ગળી,
ભિક્ષાન્ન ખાવું માગીને વળી એકવાર [1]જરી જરી,
ઉપદેશ દેવો સત્ય ભાવે, નામ જપી મુખ હરિ હરિ ૨૬

મન ચિત્ત બુદ્ધિ કામ સર્વે એક હરિમા જોડવા,
આઠે પહોરે તત્ત્વચિંતન આત્મભાને શોધવા,
જવ કાળ આવે કાળ ભગતો વૃત્તિ પ્રભુ મધ્યે ધરી,
શાંતિ અવિચળ ધારીને સાધો સમાધિ આકરી ૨૭

* છે ધન્ય આવા ચાર આશ્રમ જેહ ઋષિ મુનિએ કહ્યા,
હદમા રહી હદ પાળતા નિર્વાણ પદ બહુને મળ્યા,
મણ પાળ છોડી વા વખોડી જેહ સ્વચ્છંદી બને,
આ લોક ને પરલોકમા નહિ કોઇ તારે તેહને ૨૮

વર્ણાશ્રમોના ધર્મનો મહિમા અગાધ અપાર છે,
હજુએ પુરાણો વેદ ને સ્મૃતિ શેષ, ભાવે ગાય છે
જે સજ્જનો નિજ ધર્મને વળી શાસ્ત્રઆજ્ઞા અનુસરે,
તેના ત્રિવિધ તાપો પ્રભુ સહુ સિદ્ધિ દઈને પરહરે ૨૯

રચી આટલું સદ્ભાવથી પ્રેમે સમર્પું પ્રભુપદે,
જેણે મતિ આપી મને લખવા સુનેમજ આ હદે,
દિન એક મધ્યે આ લખ્યું, વ્યવહારમા ચિત્ત છે વરયું,
વેદ અને સ્મૃતિએ કહેલું, સાર રૂપે છે કથ્યું ૩૦

અનુષ્ટુપ

રચ્યું આ કાવ્ય સદભાવે, લાલજી યાજ્ઞિકે નવું,
સમર્પે શંભુને પ્રીતે, થાવાને હિત સર્વનું

ઇતિ શિવમ



---

1 પુષ્ટિ અર્થે નહિ, પરંતુ પ્રાણધારણાર્થે જ યત્કિંચિત્ ખાવું
* છે ધન્ય આવા ચાર આશ્રમ, ચાર વર્ણ વળી કહ્યા. (પાઠાન્તરે)

# उन्नत जीवन.

વ્યવહારમા મનુષ્યે કેટલીક વાતો શીખવાની છે, પોતે પોતાના મનને વશ રાખવુ, સ્વભાવ શાંત અને સ્નેહાળ રાખવો, રાગદ્વેશનો ત્યાગ કરવો. જે મનુષ્યને રાગદ્વેશ નથી તેને જીવન્મુક્ત થતા વાર લાગતી નથી, પોતાની ઇચ્છાઓનો નિરોધ કરવો, વૃત્તિઓને એક જ પ્રવાહ પ્રતિ વાળવી જેમ નદીના ફાંટા જુદા જુદા પડી જાય તો તે નદીનો પ્રવાહ બળવાન બની શકતો નથી પણ તેનું પાણી ખુટી પડે છે, પણ નાની નાની ઘણી નદીઓ એક જ નદીમા મળે તો તે એક નદીનો પ્રવાહ વધે છે, પાણીનુ બળ જામે છે, વ્હેણમા જોર આવે છે અને બળવાન વેગ કરતુ પોતાના માર્ગમા જો કાંઈ કંટક જેવુ આવે તો તેને પણ તેના બળવાન પુરમા તાણી જાય છે, એટલે પોતાના ધારેલા રસ્તે પાણી સુસવાટ કરતું ચાલ્યુ જાય છે, તેવીજ રીતે મનુષ્યો પણ પોતાની જુદી જુદી ઇચ્છાઓને ન કરતાં બધી ઇચ્છાઓને એકજ ઇચ્છામા જોડી દે, જુદી જુદી વૃત્તિઓને આડી અવળી ન કરવા દેતા એકજ માર્ગમા એકત્ર કરે, અને ચિત્ત વૃત્તિઓને એકાગ્ર કરી તેનો નિરોધ કરે તો તેનુ એકત્ર બળ જામતા આ વૃતિઓ આત્માભિમુખ થઇ જાય, તેમના માર્ગમા પછી કંટક રૂપ બીજી એષણાઓ ઉત્પન્ન થાય તો તેનો પણ તે પોતાની એકજ ઇચ્છાઓમા સમાવેશ કરી દે છે આવી રીતે મનુષ્યે પોતાની આતરિક અલૌકિક શક્તિયો ઉપર અધિકાર મેળવે છે

મનુષ્ય માત્રને અનેક પ્રકારની ઇચ્છાઓ થયા કરે છે. એક ઇચ્છા પુરી થતા બીજી ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે એ અનેક ઇચ્છાઓને તે જ્યા સુધી રોકતો નથી ત્યાં સુધી તેનું મન ચચળ રહ્યા કરે છે મન ચચળ હોય છે ત્યા સુધી તેનાથી ઉત્તમ કાર્ય થઇ શકતા નથી માટે અનેક ઇચ્છાઓને રોકતા શીખવુ, મનને સ્થિર કરી તેને એક જ ઇચ્છામા જોડવુ, મગજ શાત રાખવુ ચારિત્ર્ય પવિત્ર રાખવુ, જ્યારે મગજમા અનેક વિચારો આવ્યા કરે છે ત્યારે મગજ અશાત બની જાય છે માત્ર એકજ વિચારમા મનને પરોવી દેવાનો અભ્યાસ પડે છે, ત્યારે મગજ શાત રહે છે મનુષ્યો જ્યા સુધી સ્વાર્થી રહે છે, ત્યા સુધીજ તેને અનેક ઇચ્છાઓ થયાં કરે છે જેને જીવન્મુક્તિના માર્ગે વળવુ છે તેમણે પ્રેમી થવુ તેની સાથે સ્વાર્થી સ્વભાવનો પણ ત્યાગ કરવો

આપણે જ્યારે સ્વાર્થી સ્વભાવ છોડીશુ ત્યારે આપણામા પ્રેમ, દયા, શાંતિ વિગેરે આપો આપ આવી જશે. જેમ જેમ મનુષ્ય અન્ય પ્રતિ પ્રેમ રાખતા શીખશે તેમ તેમ તેના પ્રતિ લોકોની મમતા વધશે, તેને અન્યના દુઃખ જોઇ દુઃખ ઉત્પન્ન થશે, અત્યારે આપણે જોઇશું તો મનુષ્યો ઘણે ભાગે સ્વાર્થી વિચારોને જ વશ થઇ રહ્યાં હોય છે જ્યારે તે પોતાના સ્વાર્થને તિલાજલી આપશે ત્યારે તેને મનુષ્ય માત્ર પ્રતિ પ્રેમ ઉત્પન્ન થશે બીજાને પોતાના જેવા માનશે, તેનામા દયા, પ્રેમ, આનદ અને સત્યનો પ્રવેશ થશે તે પોતે પોતાને ભુલી જશે, તેને સમાજ પોતાના અગભુત બનશે તેને કોઇનો ભય રહેતો નથી, તે સદા નિર્ભય બને છે, તેનુ કોઇ અહિત કરતું નથી, તે કોઇનું અહિત કરવા ચાહતો નથી

જે મનુષ્યો સ્વાર્થી છે તેજ પ્રપચી, લોભી કપટી હોય છે જેણે સ્વાર્થને છોડ્યો-

હોય છે તેણે સર્વ છોડયુ છે તે અન્યને પરમાત્માના અંશ રૂપે માને છે, સદા આનંદી બની રહે છે, સુખ અને શાંતિ તો તેની પાસે વસે છે તે બીજાનો દ્વેશ કરતો નથી, સર્વને તે પોતાના સમજી સર્વનુ ભલુ કરવા પ્રેરાય છે બીજાને માટે તે પ્રાણ આપવા તત્પર થઇ જાય છે આવા મનુષ્યના વિચારો ભટકતા નથી, તેને અનેક ઇચ્છાઓ થતી નથી, તેના સર્વ વિચારો એક જ વિચારમા જોડાય છે આવા મનુષ્યોએ સ્વાર્થનો ત્યાગ કરી સર્વ પ્રતિ પ્રેમ રાખવાના સ્વભાવને પોતાનો બનાવી દીધો છે તેનું જીવન પ્રેમમય બની જાય છે આવા મનુષ્યોના દુખ અને શોક નષ્ટ થઇ જાય છે તેને ખરી શાંતિનો લાભ મળી રહે છે તેમનામા દોષો રહેતાં નથી તે સત્ય મય, બની જાય છે આવા મનુષ્યો જીવન્મુક્તિના પથે વળી રહે છે પરમાત્માને શોધતા તેમને વાર લાગતી નથી.

સર્વાત્મભાવનાનો સિદ્ધાંત ઉદય થતા પવિત્રતા અને ઇશ્વરીય પ્રેમ ઉત્પન્ન થાય છે જે મનુષ્યોમા પ્રેમ નથી જેમણે સ્વાર્થ છોડયો નથી, જેમનામા સર્વાત્મભાવના નથી તે મનુષ્યોજ દુખી છે જ્યારે દુખથી તે તવાય છે ત્યારે તે બુદ્ધિમાન બની સ્વાર્થનો ત્યાગ કરે છે અને પ્રેમી બને છે. જ્યા સુધી મનુષ્ય સ્વાર્થી છે, ત્યા સુધી જ તેને દુખ છે જ્યારે તે સ્વાર્થી મટી જાય છે ત્યારે દુખ આપોઆપ છુટી જાય છે

જ્યાં સ્વાર્થ નથી ત્યાં દુખ ક્લેશ ટટા, રાગ, દ્વેશ, ઇર્ષા, અસૂયા, લોભ કાઇ હોતું નથી, ત્યાં સદા સુખ, શાંતિ અને આનંદ છે આપણે આજકાલ જેટલા લડાઇ ટટા જોઇએ છીએ તે બધા સ્વાર્થીપણાને લીધેજ છે જો મનુષ્યો સ્વાર્થી મટી જાય તો સત્યયુગનો ફરી અનુભવ થાય જેમણે પોતાની પાશવિક વાસનાઓનો ત્યાગ કર્યો છે તેમનો સ્વભાવ પ્રેમમય બને છે તેઓ બીજા પ્રાણીમાત્ર પ્રતિ પ્રેમ દષ્ટિ રાખે છે આવા મનુષ્યોને કોઇ પણ પ્રકારની ચિંતા સતાવતી નથી, તેમના સંકલ્પ સિધ્ધ થાય છે, આવા મનુષ્યને ઇચ્છા થતાં જ સર્વ પ્રાપ્ત થાય છે તેમનો વ્યવહાર ઉત્તમપણે ચાલે છે, પ્રજાનો તે વિશ્વાસ મેળવી શકે છે તેમના ધધા રોજગાર માટે લોકોની શ્રદ્ધા હોય છે આવા મનુષ્યો કદી કોઇને છેતરી પૈસા પ્રાપ્ત કરવાનુ ઇચ્છતા નથી, તે હમેશા પ્રજાનુ ભલુ કરવાની ઇચ્છા રાખે છે, કોઇનુ પણ અહિત ઇચ્છતા ન હોવાથી તેમનુ સદા ભલુ જ થાય છે આવા મનુષ્યો સંસારમા રહી સ્વર્ગના સુખ અને આનંદનો અનુભવ કરે છે

મનુષ્યના સર્વ દુખનુ કારણ મમત્વ છે, તેવી રીતે તેના સર્વ શાંતિ, સુખ અને આનંદના મૂળ રૂપ પ્રેમ છે, જેમને સ્વર્ગીય સુખની ઇચ્છા હોય છે તેમને બાહ્ય પદાર્થોમા સુખ જણાતું નથી, બાહ્ય પદાર્થો અનિત્ય છે, તે મળવા છતા પણ શાંતિ પ્રાપ્ત થતી નથી, તે મળે છે ત્યારે સુખનુ ભાન કરાવે છે પણ જાય છે ત્યારે દુખની પ્રતિતી કરાવે છે તેમને પરમાત્માનો પ્રેમને જાગ્રત કરવાનો એવો મોહ લાગ્યો હોય છે કે તેમને ધન, વસ્ત્ર વગેરેની કાઇ પણ પરવા રહેતી નથી તેમણે સર્વ પ્રકારની ચિંતાનો ત્યાગ કર્યો હોય છે પવિત્રતા, દયા પ્રેમ, તેમના સ્વભાવસિધ્ધ ગુણ બની જાય છે

પરમાત્માના અંશ રૂપ માની પોતાના સ્વરૂપ માને છે જે જગતમા જે કાઇ કાર્ય કરે છે તે પરમાત્માના પવિત્ર નિયમાનુસાર થયા કરે છે એમ તે માને છે તેના પરમાત્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા થયા કરે છે તેજ તેનો ઉદ્દેશ હોય છે. જ્ઞાનને તે પ્રાપ્ત કરે છે અને સદા પરમાત્માના સ્થાપિત નિયમાનુસાર ચાલે છે

આપણે જેને પાપકર્મ કહીએ છીએ તેનુ મૂળ કારણ અજ્ઞાનતા છે. એવુ સમજી

જ્ઞાની મનુષ્ય તેવા નિંદ્ય કર્મ કરતો નથી, પોતે સદા સત્યથી ચાલી પ્રેમ અને દયાની મૂર્તિ રૂપ બની જાય છે જીવન્મુક્ત મનુષ્ય આળસુ કે દીન હોતા નથી, તેવા ઉચ્ચ આદર્શમય પુરુષો સદા શાંતિપૂર્વક કામ કર્યા કરે છે તેમને પોતાના કર્તવ્યમા આનંદ જણાય છે સ્વાર્થમય જીવનમાજ અનેક પ્રકારની ચિંતા, શોક, ભય, રહેલા છે જેણે સ્વાર્થ છોડ્યો છે તેને પછી ચિંતા, શોક કે ભય રહેતો નથી, તે પોતાનાં સર્વ કર્તવ્યો નિઃસ્વાર્થ બુદ્ધિથી સાચા હૃદયે પવિત્ર બની કરે છે તેના ઉપદેશની અસર તરત થાય છે, તેમનુ જીવનજ અનુકરણીય થઇ પડે છે પોતે પોતાનો સ્વાર્થ છોડી અન્યને બુદ્ધિ, પ્રેમ, શાંતિ, જ્ઞાન, આનંદ આપી શકે છે તેને કદી દુખની સામે થવુ પડતુ નથી આવા સ્વાર્થત્યાગી પ્રેમી મનુષ્યોને સદા આનંદનો જ અનુભવ થાય છે તે સદા પરમાત્માના ગુણાનુવાદ ગાતો તેમા ઓતપ્રોત બની રહેતો જીવન સુખમા ગાળે છે આવા મનુષ્યો જીવન્મુક્ત બની રહે છે તેમને વ્યવહારમા રહ્યા છતા આત્માના અલૌકિક આનંદનો લાભ મળે છે. તે વ્યવહાર સેવે છે કામ ધંધો કરે છે પૈસા કમાય છે સ્ત્રી પુત્રાદિને પોષે છે, છતા પણ જીવનમુક્તિનો અનુભવ કરે છે રાગદ્વેશ છોડવા સ્વાર્થ છોડવો, અન્ય પ્રાણી માત્ર પ્રતિ પ્રેમને વધારવો, આવા પુરૂષોને વ્યવહારમા ખોટ જાય તો પણ કાળજે ધક્કો લાગતો નથી નજીકનું સંબંધી મરી જાય તો તે હતાશ થતા નથી. તેને માત્ર પરમાત્મા સાથે લગની લાગેલી હોય છે, તેને માત્ર એક જ વિચાર અને એકજ ધ્યેય હોય છે અને તે એકે આત્માનુંસંધાનના અલૌકિક આનંદને પ્રાપ્ત કરવો આવા મનુષ્યોને આજુ બાજુની વ્યવહારની પરિસ્થિતિ ઉલ્ટાસુલ્ટી થઇ જવા છતા તેના મન ઉપર કશી અસર થતી નથી તે સદા પ્રેમ આનંદ, શાંતિ સહનશીલતા, દયાળુતા, સજ્જનતા, સત્યનિષ્ઠા, નમ્રતા; સંયમ અને આત્માનુસંધાનમા તન્મય રહે છે આવા મનુષ્યોને ક્રોધ સતાવતો નથી, ભય, શંકા દ્વેશ ચિંતા, શોક અને દુઃખથી તેઓ સદા મુક્ત હોય છે તે સદા હસમુખા, પ્રસન્ન, શાંત અને મસ્ત રહે છે તેમનુ જીવન પવિત્ર સરળ અને નિષ્કપટી હોય છે જે ગુણો જગતના મનુષ્યોમા જણાતા નથી તે તેમનામા સ્વભાવસિદ્ધ બની જાય છે, બદલાની આશા વગર અન્યનું હિત કરે છે તે કોઇની નિંદા કરતા નથી, કોઇનુ અહિત કરવાનો વિચાર સરખો પણ કરતા નથી તે સદા સર્વની સાથે મૈત્રીભાવ રાખે છે આવા ઉચ્ચ ચારિત્ર્યને મેળવનાર મનુષ્ય જીવન્મુક્ત બની જાય તેમા કાંઇ નવાઇ નથી

પરમાત્મામા તેમને સદા શ્રદ્ધા હોય છે તેઓ સદા શાંતિમા રહે છે સર્વ પ્રતિ સમતા રાખે છે તેમનુ મન સ્થિર હોય છે કદી ચીડીયો સ્વભાવ તેમનો હોતો નથી, કોઇના ઉપર ક્રોધ કરતા નથી કોઇનો તિરસ્કાર કરતા નથી અન્યના પદાર્થો અનીતિથી ગ્રહણ કરવાની તેમને ઇચ્છા હોતી નથી સંસારના ભોગ વિલાસ તેને ખારા લાગે છે તેમને પોતાના સામર્થ્યમા શ્રદ્ધા હોય છે; પોતાના આત્મબળથી તે સર્વ કાર્ય કરી શકે છે અન્યના દોષને ક્ષમા કરે છે, મન વચન અને કર્મથી તે સદા બીજાઓનુ હિત ઇચ્છે છે તેમને કદી સ્વાર્થમય વિચાર આવતો નથી તે અન્યને માટે આત્મસમર્પણ કરી દે છે તેમને અભિમાન હોતુ નથી, કોઇ વસ્તુ ઉપર તેમને મોહ થતો નથી ધન મેળવે છે પણ તેનો તે સદા પરોપકારમા વ્યય કરે છે ભય માત્રનો તેણે ત્યાગ કરેલો હોય છે તેમને શોક, કષ્ટ દુઃખ, આપત્તિ, સતાવી શકતા નથી તે પોતાનામા સર્વ સામર્થ્યનો અનુભવ કરે છે આવા મનુષ્યોના હૃદયમા પોતાના આત્મબળ ઉપર દૃઢ શ્રદ્ધા અને સાચો ભાવ હોય છે સ્વાર્થી સ્વભાવ છોડતા મનુષ્ય આત્માનુસંધાન કરી શકે છે,

મનુષ્યે પવિત્ર જીવન ગાળવું, પવિત્ર થવા શુભ વિચારોનું સેવન કરવું, બુદ્ધિપૂર્વક કર્તવ્યો કરવા, દયા અને પ્રેમ એ બે ગુણો પોતાનામા સ્વભાવસિદ્ધ બનાવી લેવા, તેણે સદા શાંત રહેવાની ટેવ પાડવી, કદી પણ તપી જવું નહિ, અકળાવું નહિ, નિઃસ્વાર્થ બુદ્ધિથી કર્તવ્યો કરવા, તેમને કદી ચિંતા સતાવતી નથી જે મનુષ્યો આવું પવિત્ર જીવન ગાળી શકે છે તેમનો વ્યવહાર આપોઆપ સધાય છે, પરમાત્મા તેને સદા સહાય કરે છે તેની સદા શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ થયા કરે છે તેના વ્યવહારની પરમાત્માને ચિંતા રહે છે આવા પવિત્ર જીવન ગાળનાર વિરલ પુરુષો જ આત્માનો આત્મસાક્ષાત્કાર સાધી પરમાત્મમય બની જીવન્મુક્તિના સુખનો અનુભવ કરે છે

મોક્ષને પ્રાપ્ત કરવાનો આ સરળ ઉપાય છે આવા મનુષ્યો પોતાના હૃદયમા દિવ્ય આત્મ-જ્યોતિ પ્રકટાવી અજ્ઞાનરૂપી અંધકાર મટાડી શકે છે જેણે સ્વાર્થ છોડ્યો છે તેનો જ ત્યાગ યથાર્થ છે સંસાર ત્યાગી ભગવા વસ્ત્ર પહેર્યા છતા સ્વાર્થ માટે દાવા લડવા પડે, જમીન, ગાદી, મઠને પ્રાપ્ત કરવા કજીયા કરવા પડે, આવા સાધુમા ગણાતા મનુષ્યો બીચારા પામર જીવ જ છે જ્યા સુધી સ્વાર્થત્યાગ થતો નથી, ત્યા સુધી ત્યાગના યથાર્થ ફળને તે મેળવી શકતા નથી સ્વાર્થ છોડતા હૃદયમા પ્રકાશ પડે છે સ્વાર્થ છોડતા જ્ઞાનનો ઉદય થાય છે જ્યા સુધી સ્વાર્થ છે ત્યા સુધી અજ્ઞાન છે જેમનામા સ્વાર્થબુદ્ધિ છે તેમને શાંતિનો લાભ મળતો નથી, જેથી મનુષ્યે આત્મસુખ પ્રાપ્ત કરવા, જીવન્મુક્તિનો લાભ મેળવવા, દાસત્વમાથી મુક્ત થવા, પોતાના આત્મામાથી સ્વાર્થી વાસનાઓનો ત્યાગ કરવો કે જેથી તેનો આત્મા પવિત્ર બનશે જશે પોતાના હૃદય મંદિરના સિંહાસન ઉપર પવિત્રતા બેસાડવી, અને તે માટે પરમાત્માની ભક્તિ, પરમાત્મામા શ્રદ્ધા, અને સતત આત્માનુસંધાન વાળી વૃત્તિઓ રાખવી મોક્ષની પ્રાપ્તિ માટે પવિત્રતા, સત્યનિષ્ઠા, દયાળુતા, નિઃસ્વાર્થ બુદ્ધિ પરમ ઉપયોગી છે એ મેળવવા સતત પ્રયત્ન કરવો શ્રદ્ધા અને ઉત્સાહપૂર્વક યત્ન કરવા, શ્રદ્ધાને વધારવી, શ્રદ્ધાથી જ મનુષ્યમા કાર્ય કુશળતા, દૃઢ પ્રતિજ્ઞા, આત્મબળ એ ગુણો પ્રકટે છે અને મનુષ્ય પોતાની ઉન્નતિ કરી શકે છે

જે મનુષ્યો પોતે પોતાના આત્મબળમા શ્રદ્ધા રૂપી દીપક પ્રકટાવે છે, તેમનામા જ્ઞાન રૂપી પ્રકાશનો ઉદય થાય છે પ્રકાશનો ઉદય થતા અજ્ઞાનરૂપી અંધકાર નષ્ટ થાય છે આવી રીતે જ્ઞાનનો પ્રકાશ થતા પવિત્ર જીવનના સિદ્ધાંતો સમજી શકાય છે તે સિદ્ધાંતો અનુસાર ચાલવાથી તેના સૌંદર્યના ભાસ થાય છે અને તેથી હૃદયમા અલૌકિક હર્ષ ઉત્પન્ન થાય છે જીવન્મુક્ત પુરુષો પોતે પોતાને વશ કરતા પ્રથમ શીખે છે પોતાના મનને વશ કરવાનુ સામર્થ્ય મેળવ્યા પછી પવિત્ર જીવનને અપવિત્ર કરનાર સ્વાર્થી બુદ્ધિ છે, તે સ્વાર્થી બુદ્ધિ છોડતા મનુષ્યને આત્માની દિવ્યજ્યોતિની ઝાખી કરવાનુ મન થાય છે તેની ચિત્ત-વૃત્તિઓ જે અત્યાર સુધી સ્વાર્થ સાધવા ભટકતી હતી તે એકત્ર થઇ આત્મધ્યાન કરવા તરફ વળે છે પવિત્ર જીવન ગાળવા તે હમેશા પોતાના આત્માની શોધ કરવા ધ્યાનાભ્યાસ સેવે છે આત્મજ્યોતિના દર્શન કરવાનો સુલભ માર્ગ ધ્યાન છે ધ્યાન સિદ્ધ થતા આત્મશક્તિયો તેનામા જાગ્રત થાય છે જેવી રીતે મનુષ્યે શરીરને ટકાવવા ભોજન, પાણી હવાનો ઉપયોગ કરવો પડે છે તેવી રીતે પવિત્ર જીવન ગાળવા, આત્મજ્યોતિનુ ધ્યાન કરવાનો અભ્યાસ કરવો એ પણ તેના ખોરાક સમાન છે

મનુષ્યે ઉચ્ચ સુખ મેળવવા, અલૌકિક આનંદ મેળવવા પ્રથમ રાગદ્વેષ છોડી સ્વાર્થ-

પણ છોડી, ક્રોધાદિ છોડી, સત્ય, શીલ, આનંદ, મેળવી, પ્રેમને વધારતા જવુ પવિત્ર જીવન ગાળવાનો અભ્યાસ કરવો આ પ્રથમ પગથીયુ સિદ્ધ થતા પછી આત્માનુસધાન કરવાનો દૃઢ સકલ્પ કરવો સર્વ પરમાત્મામાંથી ઉત્પન્ન થાય છે સર્વ બળ, સર્વ શક્તિમાન પરમાત્માના છે, તે પરમાત્મા પ્રાણિમાત્રમા છે આપણામા પણ છે તેમની દિવ્યશક્તિઓ આપણામા જ્યા સુધી સ્વાર્થી બુદ્ધિ છે ત્યા સુધી પ્રકટ થતી નથી, તેનો ત્યાગ કરી પવિત્ર જીવન ગાળી મનુષ્યે હમેશા ધ્યાનાભ્યાસથી આત્માની અલૌકિક શક્તિયોનુ બળ આપણામા જાગ્રત કરવુ જેથી હૃદય પવિત્ર થાય છે મગજ શાંત થાય છે જીવન ઉત્સાહી બને છે, કાર્ય કરવાનું બળ વધે છે અભ્યાસ નિયમપૂર્વક વધાર્યા જવાથી મનુષ્યનામા આત્મિક શક્તિયોનો અનુભવ વધતો જાય છે એ લાભ મેળવતા વ્યવહાર અને પરમાર્થ બન્ને સુધરી જાય છે

મનુષ્યે આત્મિક શક્તિયોનો પોતાનામા આવિર્ભાવ કરવા માટે સ્વાર્થત્યાગ કરવો પડે છે, વાસનાઓનો ત્યાગ થતા સ્વાર્થત્યાગ સધાય છે, મનને સ્થિર કરતા વાસનાઓ ઉપર અકુશ રાખી શકાય છે. આત્મિક શક્તિયોનુ ધ્યાન કરતા મન સ્થિર થવા લાગે છે, મન સ્થિર થતા વાસના ત્યાગ થાય છે ઉત્પન્ન થતી વાસનાઓને રોકવાનો અભ્યાસ રાખવો મનુષ્ય ઇચ્છાઓનો ત્યાગ કરતો નથી, માટેજ તે પરતત્ર છે ઇચ્છાઓને રોકતા શીખે તો તેનુ દાસત્વ જાય છે, અને ઇચ્છાઓ ઉપર અકુશ મૂકવાથી મન વશ થાય છે આત્મસાક્ષાત્કાર કરવાની ઇચ્છા રાખનારાએ પોતાની ઇચ્છાઓ રોકવી પડે છે સ્વાર્થનો ત્યાગ કરવો પડે છે વાસનામા લિન થયેલા મનુષ્યોજ પશુઓ માફક સ્વાર્થ સાધવા નીતિ અનીતિ કાંઇ જોતા નથી અને ખાવા, પીવાને મોજ ઉડાવવામા સુખ જુએ છે જ્યા સુધી મનુષ્ય વાસનામા સપડાયેલો છે ત્યા સુધી તે મુક્ત થઇ શકતો નથી

જ્યારે મનુષ્ય પોતાની વાસનાઓને રોકે છે ત્યારેજ તેનુ ચિત્ત સ્થિર થાય છે ચિત્ત સ્થિર થતા તેનું મન પરમાર્થ તરફ વળે છે જ્યા સ્વાર્થબુધ્ધ છે ત્યા ધર્મ નથી સ્વાર્થ બુધ્ધિનો ત્યાગ થતા જીવન ઉન્નત થાય છે, પવિત્ર જીવન ગાળતા તેનુ મન લલચાય છે તેમને ઘણા વર્ષથી પડી ગયેલી ટેવોને તેમણે છોડવી પડે છે ધર્મમાર્ગે વૃત્તિ જતા તેનામા વિવેક પ્રકટે છે નિતિમય જીવન ગાળી અનિતિના રસ્તે ન જવાનુ મન દોરાય છે ખાવા પીવામા અકુશ નખે છે ઇન્દ્રિયોને વશ કરે નહી, તે આળસુ મટી પ્રયત્નશીલ બને છે સ્હવારમા વ્હેલા ઉઠી પ્રાતધ્યાન કરવાની તેની વૃત્તિ ખેચાય છે દોઢ કલાક આખો ચોળતો પથારીમા પડયા ર્‍હેવાની ટેવનો તે ત્યાગ કરે છે તેની આત્માની સાથે પ્રીતિ જોડાય છે, પ્રીતિ એવી જામે છે કે તેને આત્માનો સાક્ષાત્કાર કર્યા વગર ચેન પડતું નથી, પવિત્ર જીવન ગાળી આત્માનુસધાન સેવી, ધ્યાન ઉપાસના, ભક્તિ શ્રધ્ધાપૂર્વક કરી આત્માસાક્ષાત્કાર કરી આનદમા દિન નિર્ગમન કરે છે



# શ્રી ગોરક્ષ યોગવિદ્યા

( અનુસધાન ગતાકથી )

## ધારણાનો વિસ્તાર

આસનનુ સાધન, પ્રાણાયામનુ સાધન, પ્રત્યાહારનો અભ્યાસ સ્થિર કરીને ઇંદ્રિયવૃત્તિ યોને રોકવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવા માટે ધારણાનો અભ્યાસ કરવો

હૃદયમા મન અને પ્રાણવાયુને નિશ્ચલ કરીને પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ એ પચભૂતની પૃથક પૃથક ધારણા કરવી એ ધારણા છે

**પ્રથમ પૃથ્વીની ધારણા** એવી રીતે કરવી કે હરતાલ અથવા સુવર્ણ સમાન રમણીયવર્ણ અધિષ્ટાતા દેવતા, બ્રહ્મા સહિત ચતુષ્કોણાકાર મધ્યમા (લં) બીજ યુકત છે એ પૃથ્વીતત્વનુ હૃદયમા ધ્યાન કરીને ભાવના કરવી અને એ ભૂમડલમા આપણે પણ લીન થઇ ચિત્ત સહિત પ્રાણને લીન કરીને પાચ ઘડી પર્યંત સ્તભન કરનારી ધારણા કરવી આ ધારણાનો રોજ અભ્યાસ કરવાથી પૃથ્વીતત્ત્વ આપણે વશ થાય છે

**જલતત્વ**ની ધારણા એવી રીતે કરવી કે અર્દ્ધ ચદ્રાકાર કુદ પુષ્પ સમાન શ્વેતવર્ણ અમૃતરૂપ (વં) બીજ મધ્ય સહિત અધિષ્ટાતા દેવતા વિષ્ણુસહિત જલતત્વને વિશુધ્ધ ચક્રમા ધ્યાન ધરી એ જલતત્વમા આપણે પણ લિન થઇ ચિત્ત સહિત પ્રાણને લીન કરી પાચ ઘડી પર્યંત ધારણા કરવી એ જલસ્તભન કરનારી જલતત્ત્વની કિવા વારૂણી ધારણા છે તેનો સદા અભ્યાસ કરવાથી કાલકૂટ વિષ પણ ભસ્મ થઈ જાય છે અર્થાત વિષની શરીરમા અસર થતી નથી.

**અગ્નિતત્વની ધારણા**—એવી રીતે કરવી કે ઇદ્રગોપ ( ગોકળગાય) ના જેવી રક્તવર્ણની ત્રિકોણાકાર પ્રજ્વલ સમાન રમણીય તેજ રૂપ (રં) બીજ મધ્ય શોભિત અધિષ્ટાતા દેવતા રૂદ્ર સહિત અગ્નિતત્વને તાલુસ્થાનમા ભાવના કરીને એ અગ્નિતત્વમા પોતે પણ લીન થઇ ચિત્ત સહિત પ્રાણને લીન કરી પાચ ઘડી પર્યંત તન્મય થવુ તેને વૈશ્વાનરી ધારણા કહે છે તેનુ સર્વદા સેવન કરવાથી યોગી અગ્નિને જીતનાર થાય છે અગ્નિ તેને દઝાડી શકતો નથી

**વાયુતત્વ**ની ધરણા એવી રીતે કરવી કે વર્તુલાકાર કજ્જલના પુજ સમાન અતિનીલવર્ણ (યં) બીજ સહિત અધિષ્ટાતા દેવતા ઇશ્વર સહિત વાયુતત્વની ભ્રૂમધ્યમા ધ્યાન ધરી એ વાયુતત્વમા પોતે પણ લીન થઈ યા ચિત્ત સહિત પ્રાણને લીન કરી પાચ ઘડી પર્યંત સ્થિર રાખવો એ વાયુતત્વની ધારણા છે એ ધારણાનો નિત્ય અભ્યાસ કરવાથી આકાશમા ગતિ થઇ શકે છે

**આકાશતત્વ**ની ધારણા એવી રીતે કરવી કે વર્તુલાકાર નિર્મલ જલસમાન વર્ણ (હં) બીજ સહિત અધિષ્ટાતા દેવતા સદાશિવ સહિત આકાશતત્વને બ્રહ્મરધ્રમાં ધ્યાન કરીને આ તત્વમા પોતે પણ લીન થઇ ચિત્ત સહિત પ્રાણને લીન કરી પાચ ઘડી સુધી સ્થિર રહેવુ

એ નભોધારણા કિંવા આકાશતત્વની ધારણા છે એ નભોધારણા મોક્ષરૂપી દ્વારને ઉઘાડવામા ચતુર છે તેનો રોજ અભ્યાસ કરવાથી મોક્ષના દ્વાર ઉઘડી જાય છે

પૃથ્વી ધારણાનો અભ્યાસ દૃઢ થતા જલ પવનાદિ સ્તંભન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે જલતત્વની ધારણાનો અભ્યાસ દૃઢ થતા સમસ્ત દ્રવ્ય પાત્રને દ્રવ (જલ) સમાન કરવાનુ સામર્થ્ય આવે છે અને અગ્નિતત્વની ધારણા સિદ્ધ થતા વગર અગ્નિએ વસ્તુ માત્રને બાળવાનું સામર્થ્ય આવે છે, વાયુતત્વની ધારણા સિદ્ધ થતા વસ્તુ માત્ર કિંવા સમસ્ત જગતને ફરવી શકવાનુ સામર્થ્ય આવે છે આકાશતત્વની ધારણાથી સર્વ શોષણ સામર્થ્ય આવે છે એ પાચ ધારણાઓની સાધારણ ક્રિયાઓ છે

જેઓ કર્મ (અનુષ્ટાન) થી, મનના ચિંતનથી, વચનશાસ્ત્રના પ્રમાણ માનવાથી નિરૂપણ કરી પાચ ધારણાઓનો સ્થિર અભ્યાસ કરે છે તે સમસ્ત દુખોથી મુક્ત થાય છે

## ધ્યાન

ધ્યૃ એ ધાતુ ચિંતા સામાન્ય વાચક છે જે ચિત્તમા યોગ શાસ્ત્રોક્ત પ્રકારથી નિર્મલ અંતર કરીને આત્મતત્વનુ સ્મરણ કરવુ એને ધ્યાન કહે છે, એ ધ્યાન સગુણ, નિર્ગુણ, ભેદથી બે પ્રકારનુ છે જેમકે શ્યામ વર્ણ, ચાર બાહુવાળા, વનમાલા,મુકુટ કુંડલ પીતાંબર ધારી વિષ્ણુ ભગવાનનુ ધ્યાન કરવું એ સગુણ ધ્યાન છે એકાંત પવિત્ર સ્થાનમા એમી પદ્માસન કે સિદ્ધાસને બેસી શરીર સરલ બનાવી આધારાદિ ચક્રોમા અંતઃકરણને અર્થાત મનને જોડી નાસાગ્ર દૃષ્ટિ રાખી નિશ્ચલ એકાગ્ર થઇ કુંડલીની સહિત ધ્યેય વસ્તુનુ ધ્યાન કરવુ જેથી યોગી સમસ્ત પાપોથી નિર્મુક્ત થાય છે તેને ધ્યાન મુદ્રા કહે છે

યોગી જનોને ધ્યાન કરવા યોગ્ય વન ઉપવનોના સ્થાન છે તેમા પ્રથમ મૂલાધારચક્ર સુવર્ણવર્ણનુ ચતુર્દલ કમલ છે, તેની કર્ણિકામા સ્વયં ભુલિંગના શિરમા બિંબાકાર સાડા ત્રણ વૃત્ત વેષ્ટિત થઈ રહેલી કુંડલિની સહિત એ ચક્રનુ ધ્યાન કરવાથી સમસ્ત પાપોથી નિર્મુક્ત થવાય છે

બીજુ સ્વાધિષ્ટાનચક્ર રક્તવર્ણ ષડ્દલ કમલ કર્ણિકામા સગુણ વા નિર્ગુણ જ્યોતિસ્વરૂપ આત્માને નાસાગ્ર દૃષ્ટિ કરીને ધ્યાન કરવાથી યોગી આનંદાવસ્થાને પ્રાપ્ત થાય છે

ત્રીજુ મણિપુરચક્ર ઉદય થતા સૂર્યમંડલસમાન રક્ત વર્ણના કમલ કર્ણિકામા સગુણ વા નિર્ગુણ જ્યોતિરૂપ આત્માનુ નાસાગ્ર દૃષ્ટિ રાખીને ધ્યાન કરવાથી યોગિ સમસ્ત જગ ત્ક્ષોભ કરવાનુ સામર્થ્ય મેળવે છે

ચોથુ હૃદયરૂપ અનાહતચક્ર કર્ણિકામા રહેલા પ્રચંડ તેજવાળા સૂર્ય સમાન તેજની બાણલિંગ (શિવ) નુ ધ્યાન નાસાગ્ર દૃષ્ટિ રાખીને કરવાથી યોગી બ્રહ્મમય થાય છે

એવીજ રીતે વિજળી સમાન પ્રભાવાળુ હૃદય કમલકર્ણિકામા એજ પ્રકારે નાસાગ્ર દૃષ્ટિ રાખીને સગુણ વા નિર્ગુણ જ્યોતિ સ્વરૂપ આત્માનુ ધ્યાન ધરવાથી યોગી બ્રહ્મમય જીવન્મુક્ત થાય છે

પાચમુ કંઠસ્થાનમા દીપ જ્યોતિ સમાન કાંતિવાળુ વિશુદ્ધચક્રમા નાસાગ્ર દૃષ્ટિ રાખી સગુણ વા નિર્ગુણ જ્યોતિસ્વરૂપ આત્માનુ ધ્યાન ધરવાથી યોગી અમર થાય છે

સાતમુ ભ્રૂમધ્યમા આજ્ઞાચક્રમા માણિકની શિખા સમાન રક્ત વર્ણવાળા આત્માનુ નાસાગ્ર દૃષ્ટિ રાખીને ધ્યાન ધરવાથી સમસ્ત દુખ રહિત આનંદ પ્રાપ્ત થાય છે આજ્ઞાચક્રમા નીલવર્ણના શિવ પરમાત્માનુ પ્રાણાયામ પૂર્વક ધ્યાન ધરવાથી યોગી જીવાત્મા પરમાત્માના એક્યનો અનુભવ કરે છે

આજ્ઞાચક્રમા નિર્ગુણ રૂપ શાંતવિશ્વવ્યાપક શિવનું નાસાગ્રદૃષ્ટિ રાખીને ધ્યાન ધરવાથી જીવભાવને આપનાર ગુણધર્મથી રહિત બને છે, અર્થાત જીવભાવનુ તેને સ્મરણ પણ રહેતુ નથી જે તત્ત્વમા નાદ પ્રકટ થાય છે એવા આકાશતત્ત્વસ્થાન મનનુ સ્થાન છે તેને જ ભ્રૂમધ્યમા આજ્ઞાચક્ર કહે છે તેમા રહેલા સદાશિવ રૂપ આત્માનુ ધ્યાન કરવાથી યોગી કૈવલ્ય મુક્તિને પામે છે

આજ્ઞાચક્ર ઉપર શૂન્ય સ્થાનમા કરવા યોગ્ય ધ્યાન એવી રીતે કરવુ કે સ્વરૂપને આચ્છાદિત કરનારા, મલિન સબધથી રહીત, આકાશ સમાન એકાકાર સર્વ વ્યાપક પ્રકાશ માન તેજ સ્વરૂપનુ ધ્યાન કરવાથી યોગી મુક્તિને પામે છે

ધ્યાન કરવા યોગ્ય નવસ્થાનોનુ પુન સ્મરણ કરીએ છીએ ૧ ગુદા (મૂલાધાર) ૨ મેઢ્ર (સ્વાધિષ્ટાન)૩ નાભિ (મણિપુર) ૪ હૃદપદ્મ (અનાહત) ૫ કઠ(વિશુદ્ધ) ૬ ઘટિકાનુ મૂલ ૭ લબિકાનુ સ્થાન ૮ ભ્રકુટિ (આજ્ઞાચક્ર) ૯ તેની ઉપર મૂર્દ્ધામા (સહસ્ત્રદલપદ્મ) એ શૂન્ય સ્થાન એ રીતે નવ ધ્યાન કરવા યોગ્ય સ્થાન છે

યોગીયોને એ નવ સ્થાન ધ્યાનોપયોગી કહ્યા છે તેને ઉપાધિ અર્થાત પૃથ્વી જલ તેજ વાયુ આકાશ એ પાચ તત્ત્વોસહિત ધ્યાન કરવાથી અણિમાદિ અષ્ટ સિદ્ધિયોનો ઉદય થાય છે એ નવસ્થાનોમા સર્વોત્કૃષ્ટ શિવ અનાહત આજ્ઞાચક્રોમા એ પ્રકારથી સાકારથી સગુણ સ્વરૂપને અથવા નિરાકાર નિર્ગુણ બ્રહ્મની ભાવના કરી એ સ્થાનોમા ધ્યાન કરવાથી યોગી સસારમાથી મુક્ત થઇ પૂનર્જન્મ મરણ રૂપ સતાપથી છુટે છે. એ ગોરક્ષનાથ પ્રતિજ્ઞા કરીને કહે છે તેમા સશય ન માનવો

ચિત્ત (અત કરણ)ને મણિપુરચક્રમા સ્થિર કરીને અપાનદ્વારને પ્રયત્નથી સંકોચવિકાશ કરી અપાનવાયુની અધોગતિને રોકી ઉપર ચઢાવી મન અને પ્રાણ વાયુની સાથે ઐક્ય કરી સૂત્રની સમાન સૂક્ષ્મ અગ્નિસમાન દેદીપ્યમાન જ્યોતિ સ્વરૂપ એ પ્રકારે ઐક્ય વિચ- મથી ચિતન કરવાથી એ જ્યોતિ નાભિ ચક્રનુ વેધન કરી હૃદયકમલમા પહોચાડે છે પુન અભ્યાસ સિદ્ધ થતા હૃદયકમલને વેધી બ્રહ્મરધ્રમા પહોચે છે એ વિધિથી યોગીઓના શરીર ત્યાગ સમયે તે જ્યોતિસ્વરૂપ બ્રહ્મરધ્રનું ભેદન કરી પરમ શિવ શૂન્યાકાર ચિદા આકાસમા પ્રવેશ કરી પરબ્રહ્મમા લીન થઇ જાય છે

મણીપુરચક્રમા શુકલવર્ણના કમલના ચિતનપૂર્વક તેની મધ્યમા નિર્મલ સુર્યમડલનુ ધ્યાન કરવુ એ મડલની મધ્યમા સત્વરાજ તમ નિગુણરૂપ ઉપાધિ ભેદથી ત્રણ પ્રકારને પ્રાપ્ત થઇ રહેલી સુષુમ્ણા નાડીના દ્વારમા સસારના કારણરૂપ ત્રૈલોક્યને ઉત્પન્ન કરનારી જન્મ મરણોપાધિગ્રસ્ત મનુષ્યોને ઉપાસના માર્ગથી મોક્ષરૂપ પરમ ધર્મ આપનારી ગુણ રૂપ થઇ રહેલી જ્ઞાન સ્વરૂપિણી જેની સ્તુતિ બ્રહ્માદી દવતા સનકાદી સિદ્ધ કરે છે,તથા યોગ માત્રથી ગમ્યા, જ્ઞાન માત્ર ઉપાધીથી થઇ રહેલી છીન્નમસ્તા નાડી સ્વરૂપ ભાસમાન થઇ રહેલી કુડલીનીની સ્તુતિ કરૂ છુ એ પ્રકારે યોગી છીન્નમસ્તા મહાવિદ્યા સ્વરૂપ કુડલિનીની વદના કરે છે

સહસ્ત્રો અશ્વમેધ, સેકડો વાજપેય યજ્ઞોનું ફળ પણ કેવલ સાત્વીક એક ધ્યાનાવસ્થાના સોળમા અશ સમાન નથી અર્થાત યજ્ઞાદી સાધનાઓમા પણ શ્રેષ્ટ ધ્યાનયોગ છે




[ અનુસંધાન ગતાંકથી ]

અનુવાદક—ડૉ. રમણીકરાય જેઠાલાલ દવે એલ એચ, એમ, એસ ( ઠલ૦ )

હા, કંકાશ થયા વગર રહેતો જ નથી, ભલેને રાજા હોય, ગરીબ હોય કે પછી ગમે તે હોય પણ તેમને ત્યાં પણ એવું તો થાય જ પણ તેઓની ખાનદાનીને આબરૂ સાચવવા માટે બહાર જણાવતા નથી બીજા મિત્રે કહ્યું

ત્રીજો મિત્ર—' આપનું કહેવું અક્ષર અક્ષર સાચું છે ખાસ કરીને આજ કાલતો સાસુઓ તો વહુઓના થયેલા અપરાધોને માફ કરતી નથી અને તેના બદલે તો એના ખોતરણા કાઢે છે મોટા મોટા વિદ્વાનોએ તેમજ શાસ્ત્રમા પણ કહ્યું છે કે સાસુએ પોતાની દિકરી તથા પોતાની વહુને બન્નેને એક સરખા ગણવા જોઈએ, પણ હાલતો તેના બદલે પોતાની છોકરીના ઘણા દોષો થયા હોય તો પણ તેને કાંઈ કહેતા નથી અને જો ભૂલે ચૂકે વહુનો જરાપણ નજીવો દોષ જણાય કે તરતજ તેને ગાળોનો વરસાદ વર્ષાવે છે અને પછી તે ઘરમા કંકાશનું મૂળ રોપાય છે '

આવી રીતે બધા મિત્રોએ દિનકરનું સાંત્વન કરીને સંતોષ આપ્યો અને દિનકરે પણ જાણ્યું કે આવો કંકાશ તો દરેકને ઘેર પણ થાય છે આવી રીતે સાંભળવાથી તેના મનમા થોડો સંતોષ થયો અને પછી બધા મિત્રો સહુને ઘેર જવા માટે ત્યાંથી ચાલતા થયા

( ૫ )

ઘેર આવતા રાત્રિ પડી ગઈ હતી અને ઘરમા જઈને જોયું ત્યારે તેને ખબર પડી કે આજે પણ માએ રસોઇ બનાવી છે વાળુ કરીને તે છાનો માનો પોતાના ખંડમા જતો રહ્યો જ્યારે ખંડમા આવ્યો ત્યારે દિવો ન હતો તેથી તેણે દિવો સળગાવ્યો અને જોયું ત્યારે તો કળાવતી જમીન ઉપર સુતેલી હતી અને આંખોમાથી આંસુ વહેતા રહ્યા હતા વાળ છુટા વિખરાએલા હતા કપાળ ઉપર ઉપસેલા હતા કળાવતીની આ હાલત જોઈને તેને પશ્ચાતાપ થયો થોડી વાર પછી એનો હાથ ઝાલીને એને કહ્યું — " ઉઠ અને વાળુ કરી આવ " પણ કળાવતીએ દિનકરનો હાથ છોડી દીધો દિનકરે મનમા ને મનમા " શું આટલું બધું અભિમાન "

આખી રાત કળાવતી વાળુ કર્યા વગર જમીન ઉપર જ સુઈ રહી, સાસુએ પણ તેને કહ્યું નહતું કે જરા વાળુ તો કરી લે, દિનકરરાવ પોતાની મેળે પોતાનું બિછાનું પાથરીને સુઈ ગયો

બીજે દિવસે પણ કળાવતી કોઇની સાથે વાતચિત કરતી નહતી અને દિનકરને પણ જોઇ મ્હોડું ફેરવતી દિનકર પણ તેને જોઇને મ્હોડું ફેરવતો અને જાણે બન્ને જણે એક બીજાનું મ્હોડું પણ ન જોવાની પ્રતિજ્ઞા કરી હોય તેમ જણાતું આમ આખો દિવસ વિતાવ્યો ને સાંજે પણ કળાવતીએ પોતાની પથારી જમીન ઉપર કરીને સુઇ રહી હતી અને દિનકર પણ પોતાના પલંગ ઉપર સુઇ રહ્યો હતો

દિનકર આજે પલંગમાં સુઇ તો રહ્યો છે પણ આજે તો તેને ઉંઘ જરા પણ ન આવી અને વારંવાર માથું ઉંચું કરીને કળાવતીના તરફ જોતો પણ કળાવતી તો સુતી હતી તેમજ સુતી હતી થોડી વાર પછી દિનકર પલંગમાં બેઠો થઇને નીચે ઉતરીને કળાવતીની પાસે જઇ તેનો હાથ પકડીને બેઠી કરી

પહેલાની માફક આ વખતે કળાવતીએ હાથને તરછોડ્યો નહતો બેઠા પછી દિનકરરાવે તેને ધીમેથી સમજાવવા માંડી જેમ જેમ કળાવતીને સમજાવતો તેમ તેમ કળાવતી રડતી હતી આથી દિનકરનું મન દુખવા લાગ્યું તેથી તેણીને હમણા બહુ કહેવું ઠીક નથી એમ ધારીને સમજાવવાનું બંધ કર્યું થોડીવાર પછી કળાવતીને સમજાવવા માંડયું આ સર્વ વાત કળાવતી શાન્ત ચિત્તથી સાંભળતી હતી જ્યારે કળાવતીની આંખમાંથી આંસુ બંધ થયાં ત્યારે દિનકરે મ્હો ધોવા માટે કહ્યું

દિનકરરાવે જ્યારે બેત્રણ વખત કહ્યું ત્યારે પતિની આજ્ઞાનું પાલન કરવા માટે તે હાથ મ્હો ધોવા ઉઠી જ્યારે હાથ મ્હો ધોઇને આવી ત્યારે દિનકરે કહ્યું કે કાલથી હું તને વાંચતા શીખવાડીશ "કેમ શીખશોને ?" કળાવતી—"જેવી તમારી ઇચ્છા"

બીજે દિવસે રાત્રે દિનકર કળાવતીને અક્ષર ઓળખાવા લાગ્યો અને કહ્યું કે આ અક્ષરો તમે બે ત્રણ વખત ઘુટો જેથી તમને તે અક્ષર યાદ રહી જશે

કળાવતી—મારે તો વળી કયા નોકરી કરવી છે કે મારે અક્ષરો ઓળખવા પડે અને ઘુટવા પડે ?

દિનકરરાવ—બિલકુલ ક્રોધ વગર "જો તું નહિ ભણું તો પછીથી તું સદગુણવાળી ચોપડીઓ શી રીતે વાંચીશ ? ભણવાથી જ આપણને સારા સારા આ ગ્રંથો વાંચવા મળે છે જેથી આપણું મન સદા આનંદમાં રહેશે"

*કળાવતી.—"જો એમજ હોય તો મને શીખવો હું ખુશીથી તે શીખીશ"*

આ સાંભળીને દીનકરરાવ ઘણોજ ખુશી થયો અને અક્ષરોને ઓળખાવા લાગ્યો

આવી રીતે ત્રણ ચાર દિવસ કળાવતીના અભ્યાસનો ક્રમ નિયમીત ચાલ્યો અને અન્યોઅન્યનો ગાઢો પ્રેમ થતો હતો પાંચમે દિવસે દિનકરને કામ હોવાથી તે દિવસે કળાવતીને શીખવી શકયો નહિ તેથી કળાવતી વહેલી સુઇ રહી પછીથી પાછું આઠ દિવસથી નિયમીત શીખવાડવા માંડયું એમ કરતા કરતા કળાવતી ચોપડી વાંચતા તો શીખી ગઇ જેમ જેમ કળાવતીને ભણવાની વધારે હોંશ થતી તેમ તેમ દિનકર તેને શીખવાડતો પણ પહેલાના જેવી મહેનત તેને કરવી પડતી નહિ

( ૬ )

એક દિવસ દિનકર સ્કુલમાં ગયો હતો તેથી કળાવતી એકલી પડવાથી પાસે સ્લેટ અને ચોપડી લઇને બેઠી હતી, પછીથી ચોપડીમાં જોઇને કાંઇ સ્લેટ ઉપર લખતી હતી અને જોતી હતી દાસીએ એકદમ કળાવતીની પાસે જઇને ચોપડી ખુંચવી લીધી

પડોશીઓ શોરબકોર કરવા લાગ્યા કે આ બિચારીએ માનુના નામથી ગળે ફાસો ખાવો પડયો છે વળી કોઇ કહે છે કે એ તો સાસુનો વાક નથી પણ આ ગડ દાસીનો વાક છે કેમકે તેણે પોતાની શેઠાણીને વડાની થવા માટે સાચા જુઠા ભરીને બિચારીનો પ્રાણ ખોવરાવ્યો છે પણ યાદ રાખજો કે આ બનાવને લીધે બિચારા દિનકરને છ દરી સુધી દુખનુ દુખ રહેવાનુ કેમકે હવે તેને કોઇ કન્યા પરણાવશે નહિ એટલામા એક ડોશી બોલી, જુઓ બા, ખરૂ કહુ તો વાક શેઠાણીનો જ છે કેમકે તે દાસીના કહેવા ઉપર આધાર રાખીને બિચારી કળાવતીને દુ,ખ દેતી હતી પણ જો તેણે દાસીનુ કહેવુ વિચારીને કામ કર્યુ હોત તો આ બનાવ બનત જ નહિ પેલા દિનકરને પણ એની મા ચડાવે કે'તી તેથી તે પણ એને મારતો તે જાણેતો હતો છતા પણ ખરા ખોટાનો વિચાર કર્યા વગર જ તેણે પણ મારઝુડ કરી તેથી તે બિચારીએ આખરે આ દાવ સાધ્યો

દરેક માણસે સાચા ખોટાનો વિચાર કરવો જોઇએ જે વગર વિચારે કાર્ય પણ કાર્ય કરશો તો જરૂર તેમા તમને નુકશાન જ થવાનુ ભલે ગમે તેટલુ દુખ માથે પડે તોપણ આપણે જરા પણ હિમત ન છોડવી નહિતો પછી કળાવતીની માફક આપણા જીવને જરૂર નુકશાન થવાનુ કાઇ માણસ આપણને કહે કે તે સાચુ છે કે ખોટુ તે તો આપણે જાણવુ જ જોઇએ, અને જો ના જાણીએ તો પછી આપણે જરૂર આપણા ધારેલા કામમા નિષ્ફળતા મેળવીશુ માટે કોઇ દિવસ અવિચારી પગલુ ભરવુ નહિ

---

# છુટક સ્મરણો

---

લેખક-કે ગી મહેતા

---

(૮) લીલી હરીયાલીની તરફ થોડીકવાર આંખો લગાડીને તાકતા રહેવાથી આંખોનું તેજ ખુબ વધે છે

(૯) થાક લાગતા પાણી પીવાથી કામના કારણથી પેદા થએલા ઝેરી પદાથો પાતળા પડી જાય છે અને શરીરને હાનિ પહોંચાડના પહેલા તે બહાર નીકળી જાય છે માટે થાક લાગવા પર પાણી પીવુ આવશ્યક છે

(૧૦) પીવાના પાણીને જો એક વાર સ્હવારે ગરમ કરીને ગળીને રહેવા દેવામા આવે તો તેના જીવજન્તુઓ મરી જાય છે અને ઘણા રોગોથી છુટકારો મળી જાય છે

(૧૧) મદવાડમા બહુ બોલવાથી, બહુ હસવાથી, અને પુસ્તકો વાચતા રહેવાથી જ્વરનો વેગ એ છો થઇ જાય છે

(૧૨) પગ ધોવાના પહેલા માથુ ધોવામા આવે તો મસ્તક કદી કમજોર નથી થતું.

(૧૩) માંદા થવા પર તેની દવા કરાવવા કરતા બારે મહિને મણુ રૂપીયા ભરીને વૃજ્ઞાનવિજ્ઞાન અથવા ભાગ્યોદય જેવા માસીક પત્રો મગાવીને આરોગ્યતા જાળવી રાખવાના નિયમો વાચવા વધારે સારૂ, તેમજ લાભદાયક છે

(૧૪) કોઇ પણ રોગ થવા પર આ દેશ નિવાસીયોના માટે આજ દેશની દવા અનુકુળ પડી શકે છે વિદેશી ઓષધિયો આપણા સ્વભાવના વિરૂદ્ધ હોવાના કારણથી આપણો વાસ્તવિક ઉપકાર નથી કરી શકતી આ માટે જ્યારે કદી ઔષધિ સેવવાની આવશ્યકતા હોય ત્યારે આપણા દેશમા જ ઉત્પન્ન થએલા ઓષધનું જ સેવન કરવુ જોઇએ વિદેશી ડાક્ટરની યા વિદેશી ઓષધિનુ કદાપિ સેવન ન કરવુ જોઇએ

(૧૫) શરીરની રક્ષાના માટે મનને પણ ઉન્નત બનાવવુ જોઇએ મનમા ખરાબ વિચારો કદી ઉત્પન્ન ન થવા દેવા જોઇએ

(૧૬) મન અને શરીરની ઉન્નતિ મનુષ્યના આચરણપર આધાર રાખે છે સદાચારી મનુષ્ય જ ઉતમ શારીરિક અને માનસિક સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી શકે છે અને સદાચારી જ મનુષ્ય ઉત્તમ સતાન પ્રાપ્ત કરવાનો અધિકારી થઈ શકે છે

(૧૭) માથાપર નાના વાળ રાખવાથી સ્વાસ્થ્ય સારૂ રહે છે અને ઉત્સાહની વૃદ્ધિ થાય છે

(૧૮) સ્વાસ્થ્ય ખરાબ થવાપર યા રોગના ઉત્પન થવાપર દવા કરવાના કરતા પથ્ય-પર અધિક ધ્યાન આપવુ જોઇએ

---

## ગુમડા વગેરે સારૂ કાળો સીંદુરીયો મલમ બનાવવા વિષે.

સીંદુર ચોખુ શેર એક, મીઠું તેલ શેર એક, મીણ પીળુ તો ૨, કપુર તો ૨ એ ચારે વસ્તુમાથી સીંદુર લોઢાની કડાઇમા નાખી ખુબ ઘુટવુ પછી તેમા તેલ નાખી ચુલા ઉપર મુકવુ ને નીચે અગ્નિની ધીમી આચ આપવી ને એક જોસ આવે એટલે તાપ કાઢી નાખીને પખાવતી પવન નાખવો ઉભરો બેસી ગયા પછી થોડુ થડુ પાણી લઇને તેમા બે ચાર ટીપા ઉંડાવેતુ સીંદુર નાખી જોવુ કે મલમ કરશુ અને કાળો થયો છે કે નહી નહી તો એકાદ ઉભરો બીજો આપવો, બરાબર થયા પછી મીણ જુદુ તપાવીને તે મીણમા તરત જ કપુર વાટીને નાખવુ તે બંનેનુ એક થવા પછી તેલ સીંદુરની અંદર નાખવુ થોડીવાર ઉતારી નાખવુ આ મલમ કાળો પનાગર થયો પછી ડબા પરવા દેવો આ મલમ કાખ મરાઇ ગુમડ બદ નાસુર ચાદી ગરમીના ઢેશા બીજા ગમે તેવા જખમો થયા હોય તો તેની પટી મારવાથી આરામ થાય છે

---

# कामधेनु

( લેખક રમણલાલ પી )

---

શહેરથી કંઇક દૂર કોઇ ગામડામાં રામધન તેની ઘરડી મા અને બે વર્ષની એકની એક પુત્રી સાથે રહેતો હતો રામધનની સ્ત્રી બે માસ થયા ગુજરી ગઇ છે મા વિનાની વ્હાલીસોઇ દીકરીને દેખી રામધનના પ્રાણ કંઠે આવતા વૃદ્ધ માતાના ખોળામાં દીકરીને રમતી જોઇ રામધનને દુનિયાના દુઃખનો પુરેપુરો ખ્યાલ આવતો. ને એનાથી સ્હેજ રડી જવાતું દીકરીને રાજી રાખવા મથતી હાલરડાં ગાયા કરતી, ડોશીને પણ તેને રમતી જોઇ માની ઉણપ લાગી આવતી

રામધનને ઘેર આ ઉપરાંત એક ગાય પણ હતી રામધન ખેતી કરી ગુજરાન ચલાવતો, સ્વતંત્ર ખેતી કરાય એટલા તેની પાસે સાધનો ન હતા તેથી બે ત્રણ ભાગીદારો રાખી તે ખેતી કરતો હતો. હાલમાં ખેતી કંગાલ અવસ્થા ભોગવે છે બીચારા ખેડુતો ખર્ચ નીભાવવા પુરતો રોજગાર મેળવી શકતા નથી તેથી તેમનું મન પાપ માર્ગે દોરાઇ જાય છે રામધનના સાથીઓ પણ આજ પંક્તિના હતા. રામધનને ડોશી હમેશાં આવા પાપથી દૂર રાખવા મથતી હતી

દરરોજ રામધન દીવા બત્તી થતાં ઘેર આવી જતો એક દહાડો રાત પડી ગયા છતાં તે આવ્યો નહિ તેથી ડોશીને ચિંતા થવા લાગી, તેણે ભાગીદારોને ઘેર જઇ પુછ્યું તો ખબર મળી કે ખેતરમાંથી સૌની સાથે નીકળ્યા હતા પણ હજુ સુધી કોઇ ઘેર આવ્યું ન હતું, ડોશીનો સંશય વધવા લાગ્યો પણ તે કંઇ કારણ શોધી શકી નહિ આખરે રામધન દશ વાગે ઘેર આવ્યો ને વાળુ કરવાની ના કહી નાનકડી દીકરીને રમાડવા લાગ્યો દીકરી આજે રામધનથી ડરીને ચીસો પાડવા લાગી ને ડોશી ઓરડામાંથી બ્હાર આવી જુવે છે તો રામધન દીકરીને સતાવતો હતો. ડોશીએ દીકરીને લઇ લીધી ને ગંધ આવવાથી નાક દાબી ત્યાંથી ચાલી ગઇ એ ગંધ-દારૂની હતી, રામધન પણ તેના સોબતીઓના પેઠે પીતાં શીખ્યો હતો

ડોશીને આંખે ચક્કર આવવા લાગ્યાં ને તેની આંખોએ પુત્રની ભોગવાના ચક્કરમાં ભમવા લાગી, ડોશી, આખી રાત દીકરી સાથે ઓરડામાં ગાળી સવાર પડતાં બહાર આવી જુવે છે તો ત્યાં રામધન નહતો, ડોશીનું હૃદય ફાટફાટ થવા લાગ્યું પણ ફાટી ગયું નહિ ઘડીએ ઘડીએ તેના મુખથી એકના એકજ શબ્દો સરવા લાગ્યા ' હાય ! બાપ. રામધન !' '

ધીરે ધીરે મૂળમા રેડેલુ વિષ ડાળીએ ડાળીએ, અને પાને પાને પહોચી વળ્યુ હીરા હવે સાત આઠ વર્ષની થઇ હતી પૈસાની તગીને લીધે ને ગમધનની બેપરવાઇને લીધે હીરા હજુ અવિવાહિત હતી

ડોશી ગમધનને આ બાબત કઇ કહેવા ઇચ્છતી હતી પણ ગમધનના કાન એવી બાબતો સાભળવા તસ્દી લે એ બનવા જોગ નહતું હીરા ગાયની ને તેની વાછડીની સભાળ ગખતી રામધનનું દારુનુ ખર્ચ એટલુ બધુ વધી પડયુ હતું કે દારૂવાળાએ 'એક ઘરાગ ઓછુ થશે" એ જાણવા છતા ગમધનની પાસે પૈસા માગ્યા–દારૂવાળાની હમેશ કરતા જુદીજ પ્રકૃતિ જોઇ પહેલા તો રામધન હસ્યો પણ પછી તેનુ હાસ્ય ઉડી ગયુ તેની પાસે તો એક ખોટી પાઇ પણ નહતી હવે તેને વિચાર થયો કે 'ડોશી પૈસા વગર શી રીતે ચલાવતી હશે' પણ હવે પૈસા આપ્યા વગર ચાલે તેમ ન હતું દારૂવાળાએ હમેશાની ઉદારતા તજી દીધી ને ગમધનને ફરીયાદ માડી ઘરબાર વગેરે સર્વ મીલ્કત જપ્ત કરવાની ધમકી આપી રામધને અત્યત કાલાવાલા કર્યા ત્યારે દારૂવાળાએ દયા લાવી તેની ગાય તથા વાછડીને બદલે દેવુ ચુકતે કરવા કબુલ કયુ

ગમધન ઘેર આવ્યો પણ ડોશીની આગળ વાત શી રીતે કાડવી એ વિચારથી ગુચાવા લાગ્યો આખરે તે બોલ્યો 'મા, કરજ ઘણુ થઇ ગયુ છે"

'કરજ' શબ્દ સાભળી ડોશીને બ્હીક લાગી કે હવે શુ થશે? ડોશીએ ધીરજ ગખી પૂછયુ બેટા! શેનું કરજ!

ડોશીના પ્રશ્નથી ગમધનની આખો ઉભરાઇ ગઇ ને આસુ ટપકયા–ડોશીનુ હૃદય પીગળી ગયુ–તેણે ફરીથી એવો પ્રશ્ન પૂછ્યો નહિ—ગમધનના હૃદયને હલકુ કરવા ડોશીએ ધીમેથી પૂછ્યુ

"બેટા, તે કરજ વાળવા શુ વિચાર કર્યો છે?"

"માડી લેણદાર ગાયને વાછડી માગે છે નહિ તો ઘરબાર જપ્ત કરવાનું કહે છે

"શુ, તુ ગાયને આપી દઇશ?"

"પણ, તુ જોને, બીજો કોઇ ઉપાય છે?"

ડોશીથી હવે ગ્હેવાયુ નહિ તેણે ગમધનને સમજાવવા માડયો

'બેટા! જો તુ તેને વેચે તો તને મારા સમ છે એ ગરીબડીએ તારૂ શુ બગાડયુ છે એનો સુરજ માથે હોય એને ઘેર દુઝણુ ગધાય બાપ! જો એને વેચે તો મને મરતી દેખે"

"પણ મા! હુ શુ કરૂ?"

ડોશીતો ડુસકે ડુસકે રડવા લાગી ગમધન પણ નમાલા આસુ ખેરવા લાગ્યો હીરા ડોશીને રડતી જોઇ ગુજતી ગુજતી ડોશીનો હાથ તેની આખો પરથી ખસેડવા મથવા લાગી ડોશીએ તેને ગોદમા લીધી

'રામધન, ગાય ગાતાને ન વેચીએ બાપ!"

ગમધન કઇ બોલ્યો નહિ હીરા ડોશીને શાત થયેલી જોઇ હસવા લાગી ને ગુજતી ગુજતી વાછડીને રમાડવા લાગી–તેના ગળે હાથ ફેરવવા લાગી વાછડીની ગરદન ઉચી કરીને તેને હેતથી પપાળવા લાગી—માખીઓ ઉડાડવા લાગી ને ધીરે ધીરે ગાવા લાગી

હસુ, રમુ, ને રમાડ માડી ! મારી ગાવડી,
ટોગ હીરો હુ રમાડુ માડી ! મારી વાછડી

ડોશી આંખો ફાડી તેની તરફ જોઈ રહી હીરા દોડતી આવી તેને ગળે વળગી પડી ને કહેવા લાગી " હે મા ! માડી ! મારી વાછડી પછી શુ ? '

' બેટા ! હવે શીખીને શુ કામ છે ? ગમધન તો તારી વાછડીને વેચી દે છે —"

' ના, મા-હુ વેચવા નહિ દઉ ! મારી વાછડી મને બહુ ગમે છે

' પણ તારા બાપે તો વેચી દીધી ને, ડોશીએ કહ્યુ હૈયે ઠર્યુ

'તુ તો જૂઠી છે " કહી હીરા ગમધન પાસે દોડી ગઈ

' હીરા ! હવે તો ગાય વગર ચાલશે ? "

એટલુ બોલી ગમધન હીરાના મ્હો સામુ જોઈ રહ્યો હીરા તેની વાછડી તરફ જોઈ



# कोइनुं पण अशुभ चिंतन करशो नहिं.

( લે.—ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મહલાજી )

પાણીનું નિર્મળ ગ્લાસ અથવા પાત્ર હોય તેમાં નિર્મળ જળ પીવાથી આપણા મુખમાં અને પેટમાં કાંઇ પણ કચરૂ કાદવ જઇ શકશે નહીં, પણ તે જળમાં કચરૂ નાખીએ, કાદવ નાખીએ કડવો ઔષધી અગર કોઇ વિષ નાખીએ અથવા તેવું કંઇ બીજું નાખીએ અથવા પડવા દઇએ તો તે કચરા કાદવવાળું પાણી આપણે જ પીવું પડે, અને તેથી આપણને જ તેનાથી જે દુઃખ થવાનું હોય તે ભોગવવું પડે છે તેમ અહિંસા અથવા દયા છે તે પરમ ધર્મ છે अहिंसा परमो धर्म અથવા એજ ધર્મનું મૂળ છે એમ કહેવાય છે તે ખરૂં છે દયા છે તેજ એકાત્મ દર્શાવે છે શુભ વાસનારૂપ દયા ( અહિંસા ) નો પ્રવાહ સર્વ તરફ આપણે વહેવડાવીએ તો તે આપણને જ સુખકર થઇ પડે છે, પણ જો દયાનો ભંગ અથવા હિંસક વૃત્તિ કરવા રૂપ કચરૂં કાદવ વિષ આપણા પાણીમાં પડવા દઇએ તો તે ગ્લાસમાંનું કચરાવાળું પાણી જેમ આપણે જ પીવું પડે છે તેમ અન્યને માટે અશુભ ચિંતન અથવા હિંસકવૃત્તિ કરવાથી તે કર્મનું ફળ તેવુંજ અનિષ્ટ આવે તે પણ બીજો કોઇ નહિ ભોગવે એટલે પોતાને જ તે ભોગવવું પડે

હાથ ઉપર કુહાડો પડે કે પગ ઉપર પડે તો આખું શરીર કંપી ઉઠે છે, તેમ કોઇ પણ પ્રાણી ઉપર તિરસ્કાર અથવા પ્રહાર રૂપ તેની હિંસા કરો તો સમષ્ટિ ઇશ સત્તામાં તેનો ક્ષોભ થાય છે તેથી પરિણામ એજ આવે છે કે તેનું અનિષ્ટ ફળ પોતેજ ભોગવવું પડે છે

અમીદાર કપડાને જરા કચરૂ કે રજ લાગવા દેતા નથી, પણ બહારથી આવ્યા પછી તરત બ્રુશ ફેરવીને ખીંટીએ સુકીએ છીએ તેમ અંતઃકરણને તેવુંજ નિર્મળ રાખવાને કાળજી રાખો તો મનરૂપ વસ્ત્ર ઉપર રજ લાગે નહી અને કાળા ડાઘ પણ લાગી મેલું થવા ન પામે એટલે રજ તમ ગુણના સ્પર્શ વગરનું શુદ્ધ સત્વમય બન્યું રહે, અને તેથી શોભા આપે, સારૂં લાગે માટેજ તે કામ ક્રોધ લોભ મોહ ભયરૂપ કચરૂ [મેલ-રજ] એ મનરૂપ વસ્ત્ર ઉપર લાગવા નહિ દેતાં દયા ક્ષમા સંતોષાદિ સદ્ગુણોથી સ્વચ્છ રાખો તો તે ઇશત્વ પ્રાપ્ત કરે છે કેમકે સઘળું એક ઇશ્વરનું સ્વરૂપ છે વિરાટ, સૂત્રાત્મા, અને અવ્યક્ત, એવાં સમષ્ટિ ઇશ્વરનાં સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ શરીર છે તેનાજ અંશભૂત જીવોનાં વિશ્વ તૈજસ, અને પ્રાજ્ઞ, એવાં વ્યષ્ટિ શરીરો છે

એ દેવો સર્વ એક ઇશ્વરના અંશભૂત હોવાથી અથવા આખું વિશ્વ એક ઇશ્વરનુંજ શરીર હોવાથી દયા જે જાણવાની તે બીજા કોઇની નથી જાણવાની પોતે અને આ જગત બધું ઇશ્વર રૂપજ હોવાથી પોતાનીજ (દયા) પોતે જાણે છે અથવા અશુભ ચિંતવે તો તે પણ પોતે પોતાનુંજ કહો, અગર ઇશ્વરનું કહો, તેથી ચિત્તરૂપ ગ્લાસ (પાત્ર)માં અશુભ ઇચ્છારૂપ કચરો પડવાથી મેલું થયેલું જળ પોતેજ પીવું પડે—એટલે કર્મફળ ભોગવવું પડે કર્મનો કાયદો બહુ અટપટો છે કર્મની ગતિ ગહન છે માટે નિરંતર સર્વને વિષે દયાભાવ રાખીને અહિંસા ધર્મનું સેવન કરતા રહેવાથી આસપાસનું વાતાવરણ પણ શુદ્ધ થઇ સમીપસ્થ પ્રાણી વર્ગના ચિત્તમાંથી પણ વૈરભાવ અસ્ત પામી ઐક્ય પ્રેમ પ્રકટ રહે છે

## રક્તાર્શમાં ચિકિત્સાક્રમ.

વાતાનુબંધી રક્તાર્શમાં સ્નિગ્ધ અથવા શિતળ તથા કફાનુબંધી રક્તાર્શમાં રૂક્ષ અને શિતળ ચિકિત્સા કરવી જરૂરની છે ૧૭૬

જો રક્તાર્શમાં કફ પિત્તનિ અધિકતા હોય તો સંશોધન (પંચ કર્મ) વમન વિરેચન ઇત્યાદિકથી ચિકિત્સા કરવી. અથવા આવની ઉપેક્ષા કરીને લંઘનદ્વારા ચિકિત્સા કરવી ૧૭૭ જે મુર્ખ વૈદ્ય પ્રથમથી જ વહેતા લોહિને રોકી દે છે તો તેથી રક્તવાતજ દોષોથી દુષીત થાય છે અને વાયુ કરનારા અનેક પ્રકારના ઉપદ્રવ થઇ જાય છે ૧૭૮

જેવા કે રક્તપિત્ત, જ્વર, તરશ, મંદાગ્નિ, અરૂચિ, કમળો, સોજો, ગુદાનુ શુળ, વક્ષણુ શુળ, ૧૭૯ ચળ, દોઝી, ચકામા, ઢાફડાં, કોઢ, પાંડુરોગ, અધોવાયુ તથા મુત્ર મળનો અટકાવ, માથાની વેદના ૧૮૦ સ્તિમિતા (જડાઇ જવું) નરીર ભારેપણુ તેમજ બીજી જાતના લોહિ સબંધી બીગાડના વ્યાધી થાય છે ૧૮૧ આ કારણથી બગડેલ લોહિના રક્તસ્રાવના કારણ લક્ષણ, કાળ, બળ, લોહિનો રંગ જોઇને લોહિ બંધ કરવુ જોઇએ રક્તસ્રાવની આ વખત સુધી ઉપેક્ષા કરવી જોઇએ જ્યાં સુધી કાંઇ પણ ઉપદ્રવ થવાની સંભાવના નથી ત્યાં સુધી ઉપેક્ષા કરવી જોઇએ ૧૮૨ ત્યાર પછી અગ્નિ વધે, લોહિ રોકે અને દોષોને પચાવે તેટલા માટે કડવી ઓશડીયોનો પ્રયોગ કરવો ૧૮૩ ક્ષીણ દોષવાળા રોગી વાતાધિક્ય અર્શ રોગીનુ રક્ત જો સ્નેહ સાધ્ય હોય તો સ્નેહપાન, અભ્યંગ, અને અનુવાસન દ્વારા શાંત થઇ જાય છે ૧૮૪

જો પિત્તાધિક્ય રક્તાર્શ ગ્રીષ્મકાળ (ઉનાળામાં) પડે તો અને તેમાં વાતકફનુ અનુબંધન હોય તો તેને હંમેશા રોકવુ જોઇએ. ૧૮૫

**રક્તસંગ્રાહિ ઔષધ**—કડાછાલનો ક્વાથ કરીને સુંઠ નાખીને પીવાથી સ્નિગ્ધ રક્તબંધ થઇ જાય છે એ પ્રમાણે દાડમની છાલના ક્વાથમાં સુંઠ નાખીને સેવન કરવાથી અથવા રતાંજળીના ક્વાથમાં સુંઠ નાખીને સેવન કરવાથી લોહિ બંધ થઇ જાય છે ૧૮૬ અથવા ચંદન કરીયાતું, ધમાસો, સુંઠ એના ક્વાથનુ સેવન કરવાથી રક્તાર્શ બંધ થઇ જાય છે, અથવા દારૂહળદર, તજ, વાળો અને લીંબડાની છાલનો ક્વાથ, પિવાથી રક્તાર્શ મટે છે ૧૮૭ અતિવીસ, કડાછાલ, ઇંદ્રજવ, રસવંતીનુ ચૂર્ણ, મધ તથા ચોખાના ધોવણમાં આપવાથી [જ્યારે તરસ લાગે ત્યારે પીવું] રક્તાર્શ મટી જાય છે ૧૮૮

**કુટજાદિ ક્વાથ**—કડાછાલ લીલી લાવી તેને અધકચરી ખાંડીને ૧૦ શેર લઇ વરસાદના પાણીમાં પલાળવી પછી તેને ઉકાળવી, જ્યારે પાણીને તેનો રસ ખુબ નિકળે ત્યારે નિચે ઉતારી ઠંડક થવા દઇને ગળી લેવુ ૧૮૯ આ ક્વાથમાં, મોચરસ, રીસામણી ઢાળનુ ચુર્ણ સમાન [સરખે] ભાગે લઇને મેળવવું અને એ વર્ગોના બરાબર ઇંદ્રજવ વાટીને મેળવવાં. ૧૯૦ આ બધાને અગ્નિપર ચઢાવીને પકવતા પકવતા કડછીએ ચોંટે તેવુ થાય તે અવલેહ કહેવાય, તેને ઉતારીને રોગીના યોગ્ય બળાબળનો વિચાર કરી માત્રામાં આપવાથી રક્તાર્શ મટી જાય છે ૧૯૧

આને બકરીના દુધના સાથે અથવા પેયા અથવા મંડ સાથે દેવુ, ઔશધ પચી ગયા પછી ઉપર બકરીનુ દુધ તથા ભાત ખાવા આ રસક્રિયાના પ્રયોગથી રક્તાર્શ, રક્તાતિસાર, લોહિથી થયેલી પીડા તથા પ્રબળ રક્તપિત્ત નષ્ટ થઇ જાય છે. ૧૯૩

અન્ય પ્રયોગ-નિલકમળ, રીસામણી, મોચરસ, રક્તચંદન, તથ, ક નેલોદર, એને બકરીના દુધની સાથે પાવાથી અને બકરીનું દુધ તથા કમોદના ચોખા ખાવાથી ૧૯૪ અથવા બકરીનુ દુધ થવાનો રસ, એને મેળવીને પીવાથી રક્તાર્શ મટે છે, ૧૯૫

કણીપાટ, ઇંદ્રજવ, ગસરતી, સુંઠ, જવખો, બીલીના ગરભનુ ચુર્ણ સેવન કરવાથી શુળયુક્ત રક્તાર્શ મટે છે ૧૯૬

અથવા દારૂહળદ, ચરીયાતું, મોથ, જવાસો એનુ ચુર્ણ સેવન કરવાથી પણ રક્તાર્શ મટે છે તથા જો શુળવાળુ બહુજ રક્તસ્રાવ હોય તો દાર્વ્યાદિ ચારે પદાર્થના કવાથમાથી ઘણમા ઘી પકવી સિદ્ધ કરીને પિવાથી રક્તાર્શ મટે છે ૧૯૭

અર્શપર ઘૃતપ્રયોગ કહાગલ, ઇંદ્રજવ કેવર નીલોત્પ (નીલકમળ) લોદર, ધાવડીના ફુલ એના કલ્કના સાથે સિદ્ધ કરેલુ ઘી શુળયુક્ત રક્તાર્શમા દેવુ ૧૯૮

અથવા દાડમનો રસ અને જવખારના સાથે સિદ્ધ કરવુ ઘી અથવા ધ્રોરીગણીના રસ સાથે અથવા દુધી સાથે સિદ્ધ કરેતું ઘી શુળ યુક્ત રક્તાર્શમા સેવન કરવુ જોઇએ ૧૯૯

રક્તાર્શપર પેયા-( ગબડી ) ચુક્રિકા ( ખાટી લુણી ) કેશર, નિલકમળ તથા ખપાટ પ્રશ્નિપર્ણીથી સિદ્ધ કરેલી પેયા લાભ સહિત લેવાથી રક્તાર્શને દુર કરે છે. અથવા નેત્રવાળો બીલીનો ગર્ભ, સુંઠ એના કવાથમા સિદ્ધ કરેલી પેયા માખણ નાખીને પીવાથી અથવા લમણ અને ગધના સાથે સિદ્ધ કરેલ અથવા ઘી તેલમા તળેલુ આમલી, દાડમ, કોકમ, તથા બોરની ખટાઇ નાખીને તે પેયા પાન કરવાથી (૨૦૧ ૨૦૨,) રક્તાતિસાર, શુળ, પ્રવાહીકા તથા સોજા મટે છે ૨૦૨

અન્ય પ્રયોગ-લાવણુ (ખબારી) આમળા, સફેદ કાચનાર (કર્બુદાર) દાડમ, લસણ ચીમડો, ક્ષીરીણી, ચુકો વડની કુપળો પટાવા કાચનારનાં ફુલ અને દહિની મલાઇ એનાથી સિદ્ધ કરેલુ પડુષ સેવન કરવાથી ( ૬ પ્રકારના નોખા નોખા અત્યંત લોહી નીકળતું હોય તો પણ બંધ થઇ જાય છે ૨૦૩, ૨૦૪ જો હરસમાથી લોહિ વહેતું હોય તો ડુંગળી (કાંદાનું શાક) ખાવુ, પોઇનુ શાક, ધાસ સાથે સિદ્ધ કરીને દેવુ અથવા મસુરની દાળમા દહી નાખી ખાવુ ૨૦૫

# समजु स्त्रीओना स्वार्थनी वात.

'આજનો લ્હાવો લીજીએ રે' કાલ કોણે દીઠી છે?' એ મતની ઘણા છે. ફકત વર્તમાનની જ વાત કરનાર અને ભવિષ્યની એ પર્વાઈ ધરાવનાર આજ ઘણા માણસો અસ્તિત્વ ધરાવે છે દીર્ઘદૃષ્ટિ, લાંબી પ્હોંચ એમનામા નથી, ફેશનની ભકત સ્ત્રીઓ આ વર્ગમા આવે છે

પાશ્ચાત્ય પ્રજાઓના સહવાસમા આવી એમનુ આંધળુ અનુકરણ કરનાર સ્ત્રીઓ જોઈ મને દયા આવે છે એમનો પ્હેરવેશ જોઇ એમના અવિચારનો વિચાર કરતા મને કંપારી આવે છે એમને મન એમની શારીરિક જરૂરિઆતો કંઇ પણ અગત્યની લાગતી નથી એમના વ્યકિતત્વની ખીલવટ માટે તેમજ એમનુ સ્વાસ્થ્ય સાચવવા માટે બહુજ અગત્યની વાત–એમના સ્નાયુઓના ચાપલ્યની જરૂર–થી તો એ કેવળ બેપર્વા જ છે લગભગ તમામ પ્રસંગોએ એમના પહેરવા ઓઢવાની મુખ્ય ચોટ તો એમની ખોડખાપણ ઢાંકવાની જ હોય છે ધારણ કરનારનુ વ્યકિતત્વ ઓળખવાનો પ્રયાસ તો કયાંહી ભાગ્યે જ હશે

કહેવાય છે કે સ્ત્રીઓ પ્હેરે ઓઢે છે તે મરદોને રીઝવવા વાસ્તે જ પુરૂષો બાહ્ય ભપકાથી તૃપ્ત થાય છે એમ એ સમજે છે એમનું માનવુ છે કે એ પેઇન્ટ અને પાઉડરની પાર પ્હોંચી શકતા નથી જે રૂપ રંગ ઘાટ એમની નજરે પડે છે તેને એ નૈસર્ગિક જ સમજી લે છે એમ એ માને છે એમને મન તો એમજ છે કે એ રહિત પ્રતિમા હોવાનો ખ્યાલ પણ એમને હોવો સંભવતો નથી

અલબત્ત એવા અલ્પબુદ્ધિના ઘણા માણસો છે કે જે આ ઢોંગ, આ વેષ આ કૃત્રિમતા સ્ત્રીના સૌન્દર્ય સારૂ આવશ્યક સમજે છે પણ જેમ જેમ એમના સમજવામા સત્ય આવશે તેમ તેમ એ વર્ગ ઓગળી જશે, સારાસાર સમજે તે જ ખરો મર્દ અને એવા મર્દ તો પોતાને સારૂ એવીજ પત્ની ખોળે કે જે અશક્ત અને સુંદર સંતાનની જનેતા થવાને લાયકી ધરાવતી હોય. આંખને આનન્દ આપનાર પુતળી માત્રથી જ એ સંતોષ પામે નહિ

વ્યાયામમા ફળ અંગમહેનતના લાભ સ્ત્રીઓને યથાર્થ રીતે સમજાવવા જોઇએ

ફેશનની ભકત સ્ત્રીઓ કનિષ્ણુ સદ્દાઇમાંથી હાથ કાઢતી નથી, મિથ્યા પ્રતિષ્ઠાને હમેશા વળગી રહે છે અને જ્યાને ત્યાં માની લીધેલી (સભ્યતા) ને હરવખત આગળ આણે છે આના પરિણામ ખોટા આવે છે અને એનુ પ્રાયશ્ચિત ભાવી પ્રજાનેભોગવવુ પડે છે

આ અનિષ્ટ નિવારવાનો ફક્ત એકજ ઇલાજ છે અને તે એ છે કે કન્યાઓને લગ્નની જવાબદારી, માતૃપદવી મહત્તા વગેરે સમજાય એવી રીતે કેળવણી આપવી જોઇએ માતા બનવા વાસ્તે શારિરિક અંગ કેવા હોવા જોઇએ તે જો એકવાર એમના મગજમા યથેચ્છ ઠસાવાય તો પછી મને ખાત્રિ છે કે એ પોતાની બધી મુર્ખાઇઓ તજી દેશે એવુ તે કોણ હોય કે જે પોતાના પ્યારા સંતાનનુ જીવન અને સ્વાસ્થ્ય ચુકે?

ઉંચી એડીના બુટ પ્હેરવાથી કરોડ વાંકી ચુકી થઇ જાય છે અને કમ્મર ઢરી જાય છે, ઉંચી એડીના બુટ પહેરવાથી શારિરિક અંગની સ્વતંત્ર હિલચાલ પરવશ બની જાય છે એથી સ્ત્રીયોગ્ય શકિતનો વિકાસ અટકે છે યાદ રાખજો કે જે સ્ત્રી ઉંચી એડીના

અણીઆળા બુટ પ્હેરે છે, તસતસતા ચોળી ઠમખા પ્હેરે છે ભચડી નાખતા ચુસ્ત કમરપટા પ્હેરે છે તે પત્નીપદ, માતૃપદ યથેષ્ટ ભોગવવાની લાયકાત ગુમાવી બેસે છે

સ્ત્રીઓની હાલની ફેશન એ મોટામા મોટો શ્રાપ છે અર્વાચિન પ્રજાનુ એકે એક સંતાન એ શ્રાપનુ ફળ ભોગવી રહેલ છે એ ફળ બીજુ કાંઇ નહિ પણ એની શક્તિક્ષીણતા

શરીરની જરૂરીયાતો જોઇ જાણીને જ (ફૈંસી) મધાની જોઇએ એમ ન માનતા કે હુ સૌન્દર્યનો નાશ કરાવવા ઇચ્છુ છુ, પણ હા જે ફેશનને અનુસરવાથી સ્ત્રીઓની શક્તિ ગુમાવાતી હોય તેને તો હુ સેતાન જ સમજુ છુ

નિબળતા અસ્થિરતાને સ્ત્રી સ્વભાવ ગણ્યો છે પણ એતો અંધકારમય મધ્યકાળની માન્યતાનો વારસો છે, સ્ત્રીનુ સ્ત્રીત્વ જળવાય એવા કપડા પ્હેરવા ઓઢવા અને સંપૂર્ણ સ્વતન્ત્ર હોવુ જોઇએ જો એનુ શરીર સ્વતંત્ર હોવુ જોઇએ તો પછી એના પગ પરતંત્ર કેમ હોવા જોઈએ ? જો તન જકડાયલુ હોય તો મન પણ ગંઠાઇ જાય, જો તમે તમારૂ શરીર વધવા ન દો એની શક્તિઓ ખીલવવા ન દો તો પછી તમારૂ તન તેમજ મન બન્ને અપૂર્ણ અને અપક્વ રહેવાના, જો તમારે 'સ્ટાયલિશ' થવુ હોય, ફેશનેબલ બનવુ હોય તો તમને છુટ છે પણ એક શરતે કે કુદરતને કોપાયમાન કરતા નહિ, નિત્ય નિદાન એક બે વાર તો તમારા શરીરને પાશમુક્ત કરી એની પ્રગતિની વૃતિને, માર્ગ મોકળો કરી આપજો અને એમ કરશો તો તમે ફેશન પણ કરી શકશો અને ખરી સ્ત્રી પણ બની શકશો, એમ કરવાથી તમે સ્ત્રીની નિયમિત અને સનાતન વૃત્તિઓને પણ વિકસાવી શકશો એમ થશે એટલે તમારૂ સૌન્દર્ય ફક્ત ક્ષણિક વિજળી જેવુ જ નહિ હોય, તમે ફક્ત આંખને આનંદ આપનારા જ નહિ હો, કિન્તુ જનેતા થયા છતાંય તમારૂ આકર્ષણ હમેશને માટે એવુ ને એવુ જ હશે અને ત્યારેજ જીવનનો અર્થ તમને સમજાશે જીવનનુ મૂલ્ય તમે આંકશો જેને માટે તમારો ઉદ્ભવ, જેને માટે તમારૂ અસ્તિત્વ છે તેને તમે યોગ્ય ન્યાય આપ્યો છે એ તમને ત્યારે જ જણાશે માગ પુરી પડવાથી તમારા હૃદયસ્થળ આત્માને પણ ત્યારેજ શાન્તિ વળશે

જે કન્યા ઉપર દર્શાવેલા સિદ્ધાન્તને પોતાના માર્ગદર્શક ગણી લે તે ઉમ્મરે યુગના આદર્શ સ્ત્રી બને, એને શક્તિ હોય એવુ વ્યક્તિત્વ હોય એનો ભાર પડે, નિષ્ફળ તો એ ક્યારેય ન નીવડે

સંપૂર્ણ વિકસીત સ્ત્રીત્વમા જે આકર્ષક ખાસિયતો હોવી જોઇએ તે એનામા હોય છે એનુ એકેય નષ્ટ થયલુ હોતુ નથી નખશિખા પર્યંત એ સ્ત્રીજ છે

ચ્યવનરાય શુક્લ

---

**ભીલખાથી બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી શ્રીમન્નથુરામ શર્મા લખે છે કે**

હિંદુસ્તાનની તીર્થયાત્રા એ નામનુ આપનુ રચેલુ પુસ્તક જોયુ, એ પુસ્તકમા ભરતખંડમા યાત્રા કરનારા સ્ત્રી પુરુષોને જાણવા યોગ્ય ઘણા ઉપયોગી વિષયોનો સમાવેશ કરેલો છે ભરતખંડમાના તીર્થસ્થળોની ઉપયોગી માહીતી પણ સારી આપી છે યાત્રા કરવાની ઇચ્છા રાખનારને તથા ઘેર બેસીને યાત્રાના સ્થળોનુ વર્ણન વાચવાની ઇચ્છા રાખનારને તે પુસ્તક ઘણુ ઉપયોગી થઇ પડે એવુ છે

# સ્વીકાર અને સમાલોચના.

**સ્વર્ગનો પ્રકાશ**—લેખક સ્વ૦ અમૃતલાલ સુંદરજી પઢીઆર ચોરવાડ, પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદજી અમદાવાદ, પૃષ્ટ ૩૪૮ મૂલ્ય ૧ રૂપીઆ સ્વ પઢીઆરનુ લખેલુ પણ છપાયલુ નહિ તેવુ અપ્રસિદ્ધ આ પુસ્તક સ્વામિ અખંડાનંદજીએ પ્રસિદ્ધ કરી તેમા પાને પાને ભરેલા જ્ઞાનનો, ઉપદેશનો અને અંતરના આનંદને છલકાવનાર વસ્તુને જનસમાજ સમક્ષ મૂકી ઘણોજ ઉપકાર કર્યો છે તેમા ભક્તિમાર્ગને સમજાવનાર વિષયો ઉત્તમ દ્રષ્ટાતો સાથે સમજાવ્યા છે વાચતા આનંદ પડે, રસ પ્રવાહ જળવાઇ રહે છતા જ્ઞાનનો લાભ મળે એવુ ઉત્તમ દળદાર પુસ્તક નજીવી કિંમતે મળતું હોય સર્વ કોઇ તેનો લાભ લેશે એવી આશા છે

**ટેલીપથી ઇન્સ્ટ્રક્ટર** અથવા માનસિક સંદેશ શિક્ષક પ્રકાશક પ્રભુશંકર નગીનદાસ ગામ, વિશ્વજ્યોતિ કાર્યાલય અડાજણ (સુરત) મૂલ્ય ૦ાા આ પુસ્તકમા વિચાર શક્તિને કેળવી, તે દ્વારા આકર્ષણ શક્તિ કેમ ખીલવવી, માનસિક સંદેશા મોકલવાની કળા અને દૃઢ સંકલ્પાનુસાર કાર્યસાધક બળ મેળવી શકાય તેવા ઉપાયો છે વિચાર શક્તિને કેળવી આત્મશક્તિ જાગ્રત કરવા ઇચ્છનારને આ પુસ્તક ઉપયોગી અને સસ્તુ છે

**પુસ્તકાલય**—ત્રિમાસિક-તંત્રી નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી, વ્યવસ્થાપક ભાઇલાલ ખુશાલભાઇ પટેલ, મંત્રી પુસ્તકાલય મહાયક સહકારી મંડળ, આર્ય સુધારક પ્રેસ બિલ્ડીંગ વડોદરા અંક ૧ લો આ ત્રિમાસિક દ્વારા વડોદરા રાજ્યના તેમજ બીજા પ્રસિદ્ધ પુસ્તકાલયોની હકીકત જનસમૂહ આગળ મૂકવાનો ઉદ્દેશ જણાય છે, તેમા પુસ્તકાલયોની નોંધ, પુસ્તકોની વર્ણનાત્મક યાદી, સંગ્રહી રાખવા યોગ્ય પુસ્તકોની નોંધ, નવા નવા પુસ્તકોની નોંધ વિગેરે આપવાનો હેતુ હોય તેમ લાગે છે લાયબ્રેરીઓને આ ત્રિમાસીકથી ઘણું જાણવાનું મળશે, એક બીજા પુસ્તકાલયના વહીવટની ખબર પડશે અને તેથી તેમને આ ત્રિમાસીક માર્ગદર્શક થઇ પડશે એવી આશા છે વાર્ષિક લવાજમ રૂ ૩-૦-૦ છે.

**ત્રિપાઠી કંપનીની ડાયરીઓ**—મુંબાઇના પ્રસિદ્ધ બુકસેલર મેસર્સ એન એમ ત્રિપાઠી એન્ડ કંપનીની પોકેટ ડાયરી ૦-૬-૦, ત્રિપાઠી ડાયરી મૂલ્ય ૦-૧૪-૦ ઑફીસ ડાયરી મૂલ્ય રૂ ૧-૨-૦ ભીતે લગાવવાનુ સુંદર કેલેન્ડર અમને મળ્યાં છે, ડાયરીઓ આજકાલ ઘણી નીકળે છે -

છતા ત્રિપાઠી કંપનીની ડાયરીઓ સર્વ કરતા ઉત્તમ ગણાય છે, તેના કાગળો, બાઇન્ડીંગ ટકાઉપણુ ઉંચા પ્રકારનુ હોવાથી તે ડાયરીઓ લોકો ખુશીથી ખરીદે છે કેલેન્ડર પણ ઉત્તમ છે તેમા વચ્ચે સ્વ૦ સાક્ષરશ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીનો સુંદર ફોટો છાપેલો છે તારીખ તીથીના પાન ફાડવાના છે આ પ્રમાણે ત્રિપાઠી કંપની પોતાના ગ્રાહકોને કેલેન્ડર આપી સંતોષે છે ડાયરીઓ માટે ત્રિપાઠી કંપનીને મુંબાઇ લખવુ

# વિલાસ સુંદરી

( અનુસંધાન આસોના પાન ૨૦૦ થી )

## પ્રકરણ ૯ મું.

### આત્માનંદ

લક્ષ્મિસિંહ હવે સુધર્યો હતો, પ્રજાનું મન સંતોષ પામે તેવી રીતે પોતાના સ્ટેટનો વહીવટ કરતો હતો તેની સ્ત્રી વિલાસ સુંદરી પતિવ્રતા હતી, પતિને વારવાર યોગ્ય સલાહ આપી ધર્મ પ્રતિ વાળતી હતી, આવકનો દશાંશ ભાગ ધર્મ કાર્યમા ગાળતી અપંગ, ગરીબ, નિરાધાર, રોગી મનુષ્યોને તે મદદ કરતી ઘણીવાર તે સાધારણ સ્ત્રીના વેશે રોગીઓની મુલાકાત લેતી

ધનજી અને દીવાળીને ચોરીનો માલ લઈ ભરૂચ સ્ટેશનેથી ઉતરતા-માનસિંહ નામના એક માણસે જોયા, માનસિંહ લક્ષ્મિસિંહના સ્ટેટમા ફોજદાર હતો, તે દીવાળીની તપાસ કરવા નીકળ્યો હતો, ભરૂચની પોલીસની મદદ લઇ તેણે તેમની ઝડતી લઇ ચોરીનો માલ પકડયો, અને બન્નેને કેદ કરી લક્ષ્મિસિંહ પાસે લઇ ગયો માલ લક્ષ્મિસિંહે ઓળખ્યો દિવાળીએ કહેવાનું હતું તે કહ્યુ, વિલાસ સુંદરીના આગ્રહથી દીવાળી તથા ધનજીને છોડી દીધા દીવાળી પોતાની મા પાસે ગઇ, અને ધનજી મુબાઇ ગયો.

ગમદાસને મદદ કરનાર, લક્ષ્મિસિંહને ઠેકાણે લાવનાર વૃદ્ધ સાધુ પુરુષ આત્માનંદ વારવાર લક્ષ્મિસિંહની મુલાકાત લેતા તેમને ધર્મકાર્યમા જેટલાં નાણા જોઇએ તેટલા લક્ષ્મિસિંહ પાસેથી મગાતા તેમનુ કાર્ય સેવાનુ હતુ તે ત્યાંથી પાચેક માઇલ ઉપર એક જગત હતુ ત્યા આશ્રમ બાંધી રહેતા પાસે નદી હતી, બે ચાર ગાયો રાખતા, પોતે પવિત્ર સાધુ જીવન ગાળતા, પાસે દશેક વીઘા જમીન હતી તે ભાગે વવરાવતા, તેની ઉપજમાથી પોતાનુ ગુજરાન ચલાવતા, ગામડાંમા ફરતા, રોગીઓને મફત દવા આપતા, નિરાધાર ગરીબોને સહાય આપતા, પોતે શરીરે સુદૃઢ અને બળવાન હતા, તેમની ઉમ્મર પચાસેક વર્ષની હતી, છતા શરીર મજબુત હતું પોતે સદા પ્રસન્નચહેરે રહેતા, ગ્રહોપાસના કરી કેટલીક યોગની કળાઓ પણ સિદ્ધ કરી હતી પોતે અંગ્રેજી તેમ સંસ્કૃત પણ સારૂ જાણતા, તેમને નોકરી કરવા તરફ તિરસ્કાર હતો જેથી સ્વતંત્ર જીવન ગાળતા તેમને સ્વાર્થ હતો નહિ, વિષયોની લાલસા નહોતી તેમને બે ચાર શિષ્યો હતા, તે તેમની સેવા કરવા તેમની પાસે રહેતા, પાસે એક નાનો સરખો બગીચો બનાવ્યો હતો તેમા સુંદર ફુલ ઝાડ ઉપરાંત ઉપયોગી વનસ્પતિ વાવી હતી, તે બગીચાની મધ્યે એક આમળીના ઝાડ નીચે સુંદર ઓટલો બનાવ્યો હતો એ ઓટલા ઉપર આસન નાખી તે ત્યા ઘણી વાર ધ્યાનસ્થ થઇ બેસતા.

આત્માનંદ આસુ પાસુના ગામડામા ઘણીવાર જતા, ત્યાના પ્રપંચી, નીચ, અધમ મનુષ્યોને ઠેકાણે લાવી દેતા, લક્ષ્મિસિંહના અનાચારની વાત સાંભળી તેને પણ તેમણે સીધો કરી દીધો, આ આશ્રમમા તેને થોડા દિવસ રાખ્યો હતો. તે પછી લક્ષ્મિસિંહ ઘણી વાર અહીં આવતો, વિલાસસુંદરી પણ આવતી, અને આશ્રમને બંને પતિપત્ની મદદ કરતા,

અપૂર્ણ

# ભાગ્યોદય.

વર્ષ ૧૨ ] પોષ સંવત ૧૯૮૧-જાનેવારી સને ૧૯૨૫ [ અંક ૧૧

## सर्व समयमां उपास्यथी संलग्न रहेनार वृत्तिना भावो.

( આવો આવો હૃદય નાથ એ લય૦ )

પેલા પેલા દૂર દૂર ઉભા મુજ હૈયાના હાર,
હૈયાના, આહયાના, તહિયાના, સદાના,
એનો મુજ જન્મો જન્મ કુગ જીવનના આધાર, પેલા૦
દૂર દિસે પણ મુજને, આકર્ષે છે પામ,
નિજ હૈયામા પણ કદી-કદી મુજ કરે સમામ,
સ્વેચ્છાથી કાઢી મને દેતી બ્હાર,
ફેંકે દડો જેમ નભની મોઝાર,
ફેંકી દે ગાઉ હજાર, પેલા૦

પણ હું તો પાછો વળી, ઉતરૂં ત્યાંનો ત્યાંજ,
ત્યાં તત્પર જોઉં એમને, મુજને ઝીલવા કાજ,
એ તો ખેલાડી ને હું ખેલનાર,
મુજને રમાડીને રીઝે અપાર,
હું એ એથી રીઝનાર, પેલા૦

દૂર જાઉં કે નિકટ હોઉં, પણ એના અભિમુખ,
મુજ મમુખ એ પણ રહે, ત્યાં પછી કોને દુ ખ
ભેદ ટળી વળી કોઇક વાર,
એમાં હું ને હું માં એ ભળનાર,
સન્દેશો ને જેમ તાર, પેલા૦

( શ્રી. ઉ. )

# अभ्यंतर प्रदेशमांथी उठता नैसर्गिक ध्वनिने श्रवण करनार साधकना उद्गार.

( મીઠી મીઠી આગતીઆની ડાળ રે એ લય )

ઝીણો ઝીણો કોઈક મધુરો નાદ રે આજ મારે શ્રવણે પડે.
જેમાં આત્મ ભર્યો કંઈ અભાવ રે મહા જે સુણાય ન કો વડે
કયાંથી આવે રે, એનું સ્થળ ના જણાય
કો સુણાવે રે, ભેદ પણ ના કળાય,
ઉંડે ઉંડે સમજાય. સુણ્યે શાન્તિ શાન્તિ થાય, કયાંથી૦

એ મહિ વૃત્તિ થતાં સહજ સ્વભાવે લીન,
નાદ સ્વરૂપ થઈ રહે કશું ન ત્યાં પરિચ્છિન્ન, કયાંથી૦

જગ કે જગના મર્મનો, ઈંહાં ન કશોએ ભાસ,
નાદ રૂપે પ્રસરી રહે, ચિન્મય માત્ર વિલાસ, કયાંથી૦

નાદે નિમગ્નતા થતાં જેહ અનામ્ય-સ્વરૂપ,
અનુભવ કરનારો થઈ, રહે અનુભવ રૂપ, કયાંથી૦

શ્રી ઉ

# तत्वानुभव केवी रीते थाय छे?

( માર આ સંસારમાં ન જોયો, એ લય )

કેમ કરી તત્ત્વમાં જવાનું. કો તત્ત્વજ્ઞાનિ
કહો મને, કેમ કરી તત્ત્વમાં જવાનું ?
સ્થૂલ, સૂક્ષ્મ, કારણ એ ત્રણે, નિત્ય મહા કારણે શી રીતે રહેવાનું ? કેમ૦
વૈખરી મધ્યમા, પશ્યન્તી ત્યાગીને ક્યાંથી પરામાં પેસવાનું ? કેમ૦
ભેદી પુર્વક પ્રકાશ પિંડમાં કેવાં નેત્રોથી ભાળવું ? કેમ૦
ઉત્થાન કુંડલિનીનું કરી શી રીતે મૂર્ધાના માર્ગમાં ચઢવાનું ? કેમ૦
સૌષુમ્ણ માર્ગેથી પરમ આકાશમાં કહોને શી રીતે ઉડવાનું ? કેમ૦
કેવી રીતે પંચ કોશ પાર જઈને કોશાતીતે પ્રવેશવાનું ? કેમ૦
કેવા તત્ત્વાભ્યાસે સર્વોપરિ તત્ત્વમાં દરશ આ અનઘ સમાવાનું ? કેમ૦
નરહરિ ઉપદિષ્ટ સાધન સાધતાં ચન્મય-ચિન્મય થવાનું ! કેમ૦

શ્રી જગ દેવી.

# आत्मबळनी प्राप्ति.

આ જગત પરમાત્માથી રચાયું છે શ્રોત્રાદિક ઇંદ્રિયો આત્માથી બહિર્મુખ રહે છે. કામક્રોધાદિક શત્રુઓથી જો ઇંદ્રિયો પરાધિન થઇ બેસે છે તો તે આત્માના સ્વરૂપને જોઇ શકતી નથી શ્રોત્રાદિક ઇન્દ્રિયોને સકામ મન વશ રહે છે અને ઇન્દ્રિયો વિષયોને મેળવવાની દોડ ધામ કરે છે તે વેળા સકામ મન પણ તેની પાછળ ભમે છે, જેથી ઇન્દ્રિયોને વિષયો તરફ જતી અટકાવી તેનો નિરોધ કરવામાં આવે તો મન સકામ મટી નિષ્કામ બની શકે.

ઇંદ્રિયોનો નિરોધ કરવા માટે પુરૂષે શમદમાદિ સદ્‌ગુણો ધારણ કરવા ઘટે છે ઇન્દ્રિયો એ મનના દ્વાર છે ઇંદ્રિયો દ્વારા જ મન વિષયોમાં ભટકયા કરે છે અને જ્યાંસુધી જેનું મન વિષયોમાં ભટકે છે ત્યાંસુધી તેને આત્માનો સાક્ષાત્કાર થઇ શકતો નથી આત્મા અંતરાત્મા છે, બહાર ભટકવાથી કાંઇ વળતું નથી, જડારના પદાર્થોમાં જ્યાંસુધી મન ભટકે છે ત્યાંસુધી તે પોતાની ચચળતા છોડતું નથી મન જ્યાંસુધી ચચળતાનો ત્યાગ કરી સ્થિર થતું નથી ત્યાંસુધી આત્માના દર્શન થઇ શકતાં નથી. મનને સ્થિર કરવા માટે ઇન્દ્રિયોને બહારના વિષયોમાં ન ભટકવા દેના તેને અતરમા એકાગ્ર કરવી એ પ્રમાણે એકાગ્રતા સધાતાં મનનો નિરોધ થવાનો અને મનને સ્થિરતા પ્રાપ્ત થવાની

મનને કાંઇને કાંઇ કામ જોઇએ છીએ મન પ્રયત્નશીલ કિંવા ચચળ છે જો તેને નવરૂ બેસાડી મુકો તો તે વધુ ચચળ બનવાનું પણ જો તેને કોઇ કામમાં જોડી દેઇશુ તો તે પોતાનું ધ્યાન તે કામ તરફ જોડશે છતાં પણ તે પોતાની ચચળતા છોડતું નથી. તો પણ મનને નવરૂ મૂકવા કરતા કોઇ પણ કામમા જોડવુ હવે જો તેને વિષયોમાં ભટકવા દઇએ તો તેની ચચળતા વધવાની પણ તેને પરમાત્માનુ ધ્યાન કરવામા જોડીયે તો તેની ચચળતા ક્રમે કરી નષ્ટ થતા સ્થિરતા પ્રાપ્ત થવાની, અને તેથીજ વિષયોમા ભટકતી વૃત્તિયોને પરમાત્મા તરફ વાળવા માટે દરરોજ પા અર્ધો કલાક સંયમ, સધ્યોપાસના, ભજન, કિર્તન વિગેરે સત્કર્મો કરવાનુ શાસ્ત્રો અને સત્પુરૂષોએ વિધાન કરેલુ છે

જેઓ રાત દિવસ સસારમા રચીપચી રહેછે, ઉદ્યોગ ધધો કરેછે, વિષયોને મેળવવાની ચિંતા સેવ્યા કરેછે અને પોતાના અતરાત્માના જ્ઞાનને સપાદન કરવા માટે થોડો સમય પણ કાઢતા નથી, તેમનું મન વિષયોમાંજ ભટકતુ હોવાથી તેમને આત્મા કે પરમાત્માના જ્ઞાનનો લાભ મળી શકતો નથી. જેમને પોતાના અતરાત્માનું જ્ઞાન મેળવવુ છે જેમને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો છે તેમણે તો શરીરનિર્વાહ પુરતો વ્યવહાર સેવી પછી વિષયોમા ભટકતી ઇંદ્રિયોને પોતાના અતરાત્મા તરફ વાળવી ઘટે છે, અને તેને માટે સત્શાસ્ત્ર શ્રવણ તેનું મનન અને નિદિધ્યાસન એ વિગેરે સાધનો દ્વારા પોતનું ચિત્ત ઇશ્વરમાં જોડવુ ઘટે છે

ઇંદ્રિયોદ્વારા જેનું મન વિષયોમાં ભટકતુ હોય છે તેને આત્મજ્ઞાન થતુ નથી ઇંદ્રિયો એ એક જાળ સમાન છે અને મન મત્સ્ય જેવુ છે. જેમ નદીનુ કે તળાવનું માછલું જાળમાં નાખેલા લોટને ગ્રહણ કરવા માટે માંહીએ નાખેલી જાળમાં ભરાય છે અને લોટની લાલચે પાછુ ન નીકળતા પ્રાણ ખુવે છે તેમ વિષયોની લાલચથી મન ઇંદ્રિયોરૂપી જાળમાં ફસાય છે ઇંદ્રિયો તેને વિષયોમાં લપટાવે છે અને અતે મત્સ્યની

માફક આ ભવબંધનમાંથી છુટી શકતું નથી માટે જેમને ખરૂં સુખ પરમાત્માનું જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તેમણે તો વિષયોમાંથી ઇન્દ્રિયોને પાછી વાળી નિરોધ કરવો મનને વશ કરી આત્મચિંતનમાં યોજવું અને બહાર ભટકતી વૃત્તિઓને અંતરમાં એકાગ્ર કરવી આત્મચિંતનનું ફળ નિત્ય છે જેમ કુવાકાંઠાના એક પત્થર ઉપર વારંવાર દોરડાનો ઘસારો થતાં પથ્થર પણ ઘસાઇ તેમાં કાપા પડે છે, જેમ લોખંડને લોખંડ ઘસવાથી અગ્નિ ઝરે છે તેમ મનને વારંવાર આત્મચિંતનમાં જોડવાથી આ મજ્યોતિ પ્રકટે છે, આત્મજ્ઞાન થાય છે અને આત્માની દિવ્યજ્યોતિના દર્શન થતાં આત્માની અદ્ભુત શક્તિઓ પુરૂષમાં પ્રકટ થાય છે

કર્મ, ઉપાસના, જ્ઞાન એ સર્વ આત્મચિંતનનાજ જુદા જુદા માર્ગો છે, ભક્તિથી પરમાત્મા વશ થાય છે, યોગથી સમાધિજ્ઞાન પ્રાપ્ત થાયછે, અને તત્વવિચારથી બ્રહ્મનો અનુભવ થાય છે, તે બધા માર્ગો ભલે જુદા જુદા દેખાતા હોય છતા તે સર્વમાં વિષયોમા ભટકતી વૃત્તિઓને અંતરમાં એકાગ્ર કરી આત્મચિંતન કરવાનું વિધાન હોય છે સર્વ માર્ગનો માત્ર આત્મચિંતનમા સમાવેશ થઇ જાય છે માટે પરમાત્માને ઓળખવા માટે પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા આત્મા પરમાત્માનો સાક્ષાત્કાર કરવા આત્મચિંતન કરવું એ સર્વોત્તમ ઉપાય છે

કોઇપણ ઇમારત ચણવા માટે તેનો પાયો પ્રથમ મજબુત ચણવો જોઇએ, પાયાની મજબુતી ઉપર મકાનની મજબૂતીનો આધાર છે પાયો મજબુત ન હોય તો ઉપરનું ગમે તેવું મજબુત મકાન પણ ભોંય ભેગું થઇ જાયછે તેમ આત્મચિંતન કરનારને પણ પોતાના ચારિત્ર્યને ઉત્તમ બનાવવું એ સર્વથી ઉત્તમ કાર્ય પાયો મજબુત કરવાનું છે ચારિત્ર્ય ઉચ્ચ કરવા માટે વિષયોમા ભટકતા મનનો નિરોધ કરવો, સત્યનું પાલન કરવું વિષયોથી લોભાઇ અનીતિ કરવી નહિ, અનીતિમાન મનુષ્યો પરમાત્માનું જ્ઞાન મેળવી શકતા નથી, તેમનો પાયો રેતી ઉપર ચણેલો માનવો, અને જેઓ વિષયોને વિષવત્ જાણી ત્યજનારા છે તેમનું ચારીત્ર્ય ઉચ્ચ થાય છે, તેમને વિષયો લોભાવી શકતા નથી, તેમને તો માત્ર આત્મચિંતન એ એકજ ચિંતન, આત્મસાક્ષાત્કાર એ એકજ ધ્યેય હોય છે

જેમ અગ્નિને ઉધેઇ સ્પર્શ કરી શકતી નથી તેમ જેને ઇષ્ટ ધ્યેય, અને ઉપાસ્ય આત્મા છે જેઓનું ચિત્ત પરમાત્મા તરફ વળેલું હોયછે તેમને જ વિષયો લોભાવી શકતા નથી વિષયોમાં લોભાય તો આત્મજ્ઞાન ન મળે, આત્મજ્ઞાન જોઇતું હોયતો વિષયો છોડવા જોઇએ આ એ માર્ગ છે, વિષયોમા રચીપચી રહેલા વિષયી મનુષ્યોને ઇશ્વરના મહિમાનું ભાન હોતું નથી તેમને ઇશ્વરના અલૌકિક સામર્થ્યની ખબર હોતી નથી.

પારસમણિ અને કાચનો કકડો એ બેમા તફાવત માણસને તફાવત ન લાગે પણ ઝવેરી અર્થાત વિદ્વાન મનુષ્ય તો જરૂર પારસમણિ અને કાચને પારખી શકે છે જેને પારસમણિ મેળવવાનો દૃઢ નિશ્ચય છે તે પછી કાચના કકડાથી શા માટે લોભાય ? જેને કાચના કકડાનો લોભ છે તેને પારસમણિ શી રીતે મળે ? આત્મારૂપી અમૂલ્ય પારસમણિને મેળવવાની જેમને ઇચ્છા છે તે પછી વિચારો કે જે કાચના ટુકડા જેવા ક્ષણિક છે તેમાં કેમ લોભાય ? જો વિષયોમા ફસાય તો આત્માનાદર્શન આ જન્મે નજ થવાનાં. તમારા સ્વરૂપનો સાક્ષાત્કાર તમે નજ કરી શકવાના જો વિષયોમાં ભટકતી વૃત્તિયોને રોકી, વિષયોને વિષવત માન્યા તો જરૂર તમારી વૃત્તિયો આત્મચિંતન પ્રાપ્ત કરવાની

આ સઘળુ જગત્ એ માત્ર આત્માનો વિલાસ છે. જગત નાશવાન છે, વિષયો ક્ષણિક છે, માત્ર બ્રહ્મ અર્થાત્ આત્મા જ અવિનાશી છે. માટે સમજુ મનુષ્યો એ સર્વ સુખ જેમાં સમાયેલુ છે એવા આત્માનાં દર્શન કરવા માટે જે પુરુષાર્થ કરવો તેને જ ખરો પુરુષાર્થ માને છે. આત્માનું આ શરીરની બહાર દર્શન થઈ શકતું નથી, છતાં ઘણા પરમાત્માને પોતાના દેહની બહાર શોધતા ફરે છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનો સાક્ષી ચૈતન્ય પરમાત્મા જ છે, તે પરમાત્માને આત્મા માની તેમાં પરમાનંદ લેવો. પરમાનંદને પ્રાપ્ત કરતા ઈશ્વરનો સાક્ષાત્કાર કરવો એજ મનુષ્યજન્મનું સાર્થકત્વ છે

આ સંસાર કરોળીયાની જાળ જેવો છે જેમાં ન ગુંચાતાં પરમાત્મામાં મન પરોવી દેવુ, આત્મચિંતનમા મનને જોડવુ એ પરમ કર્તવ્ય છે આત્મા કાંઈ મન વાણીનો વિષય નથી જેથી તેનું પોતાના હૃદયમંદિરમા ચિત્ત જોડી ચિંતન કરવુ, વિષયોમા ભટકતી વૃત્તિયોને અંતરમા એકાગ્ર કરવી, વિષયોમા લોભાવુ નહિ, તોજ આત્માનું જ્ઞાન થઇ શકે છે

આત્મા પરમાનંદરૂપ છે આ પરમાત્મા જીવરૂપે મનુષ્યોના હૃદયમા રહે છે એ હૃદયમા રહેલા જીવરૂપે જણાતા આત્માને જે જાણી શકે છે તે જ સર્વ જાણવાનું જાણી શકે છે એ આત્મા સ્વયંજ્યોતિરૂપ છે જીવને જ્યારે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તેનો મોક્ષ થાય છે. ત્યારે તેને બ્રહ્માનંદનો અનુભવ થાય છે આત્માના વિચાર કરનાર આત્મચિંતન તરફ વળે છે, વિષયોના વિચાર કરનાર સંસારની જાળમા ફસાય છે, જ્યા સુધી આપણી વૃત્તિઓ વિષયોમા ભટકે છે ત્યા સુધી આપણે મનુષ્યભાવને પ્રાપ્ત હોઈએ છીએ, ત્યાં સુધી જ જીવના અલ્પતાના ધર્મો આપણામા હોય છે, જ્યારે આપણે પરમાત્મા તરફ વળી વિષયોમા ભટકતી વૃત્તિયોને આત્માભિમુખ કરીએ છીએ ત્યારે આપણે જીવભાવને ભૂલી આત્મજ્ઞાન મેળવીએ છીએ

જ્યાં સુધી આપણા શરીરમા રહેલ આત્માને પોતાના સ્વરૂપનું જ્ઞાન થતું નથી ત્યા સુધીજ આ સંસારના સુખ દુઃખોનો અનુભવ થાય છે જાગ્રતમાં શરીરને દુઃખના પ્રસંગો અનુભવાય છે, સ્વપ્નમાં સુખ દુઃખનો ભાસ મનને લીધે અનુભવાય છે પણ સુષુપ્તિમાં તેવુ દુઃખ અનુભવમાં આવતું નથી આપણું શરીર સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એમ ત્રણ જાતનું ગણાય છે સ્થૂલ શરીર તો આપણે પ્રત્યક્ષ અનુભવીયે છીએ અજ્ઞાનરૂપ કારણશરીર પણ સ્થૂલ સૂક્ષ્મ શરીર દ્વારા જીવના દુઃખનું કારણ થાય છે સૂક્ષ્મ શરીર અજ્ઞાનરૂપ માયાના કાર્ય જેવુ છે જેથી માયારૂપ કારણના નાશ વગર તેનો નાશ થતો નથી સ્થૂલ શરીર ધારણ કર્યા વગર સૂક્ષ્મ શરીર ભોગ ભોગવી શકતું નથી માટે સ્થૂલ શરીરમાં જ આત્મા પ્રત્યક્ષ થઈ શકે છે

આ શરીર એ નગર જેવુ છે અને તેમા રહેલો જીવાત્મા રાજા જેવો છે, આ શરીરને બે આંખ, બે નાક, બે કાન, એક મુખ એ સાત છિદ્રો ઉપર અને વાયુ તથા ઉપસ્થ એ બે દ્વાર નીચે મળી નવ દ્વાર છે, અને નાભિ મધ્યે છે, તથા મસ્તકમા બ્રહ્મરન્ધ્ર એ બે દ્વાર મળી અગીયાર દ્વાર મણાય છે, એ બ્રહ્મરંધ્ર નામના અગીયારમા દ્વારમાં સુષુમ્ણા નાડીરૂપ સરસ્વતીનો વાસ છે એ સુષુમ્ણા નાડી મારફતે બ્રહ્મરંધ્રમાંથી આ શરીરરૂપ નગરને છોડી યોગીઓ દેવયાનમા થઈ બ્રહ્મલોકમાં જાય છે

એ શરીરરુપી નગરમાં ઇંદ્ર, અગ્નિ આદિ દેવતાઓનો નિવાસ છે આત્માને જ્યા સુધી માયાનું આવરણ હોય છે ત્યાં સુધી તે જીવભાવને પામી શરીરરુપી નગરમા રાજા

કરે છે, અને માયાના આવરણને લીધે તેને સુખ દુખનો પણ અનુભવ થાય છે પણ જ્યારે તે પોતાના સ્વપ્રયત્ને માયાના આવરણને દૂર કરી પરમ જ્યોતિરુપ પોતાના આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે ત્યારે પછી તે સર્વના સાક્ષીરૂપે બની બેસે છે, અને સુખ દુખાદિ ધર્મો પછી તેને અડચણ કરતા નથી.

આ વાત સુષુપ્તિ અવસ્થામા સમજી શકાય છે જ્યારે દુખી માણસ પણ નિદ્રામા પડે છે ત્યારે તે જેટલો વખત સુષુપ્તિ દશામાં હોય છે તે વખતે તે પરમાત્મામા લય ભાવને પામવાથી તેને દુખની અસર જણાતી નથી તેમ સુષુપ્તિ અવસ્થામાં ઈંદ્રિયાદિકથી મુક્ત આત્મસ્વરુપની શુદ્ધ સ્વરૂપતા સમજવામાં આવે છે.

આત્મા સુખ દુખથી રહિત ચૈતન્યઘન છે, તે નિર્વિકાર, નિમમ અને આનંદ સ્વરુપ છે તે નિત્યમુક્ત હોવાથી શરીરમા રહેવા છત પણ મુક્ત છે જે બધાય છે તે તો મન છે શાસ્ત્રમાં કહ્યુ છે કે

मन एव मनुष्याणां कारण वन्ध मोक्षयो ।

અર્થાત્–મન જ મનુષ્યને બધ અને મોક્ષના કારણરૂપ છે. પરમાત્મા તો મનથી પર છે આ શરીરમાં રહેલા માયાના આવરણવાળા જીવાત્માને જ્યારે જ્ઞાનથી પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તે અવિદ્યારૂપ માયાના આવરણનો છેદ કરે છે, શરીર તો આત્માનું અસ્તિત્વ બતાવનાર એક ચિન્હ છે માટે મનુષ્યે પોતાના હૃદયમાં રહેલા પોતાના અતરાત્માનો સાક્ષાત્કાર કરવા જરૂર પ્રયત્ન કરવો જેમ બને તેમ આત્મચિંતનમા વધુ સમય ગાળવો. આત્મચિતન વગર આત્મસાક્ષાત્કાર થઈ શકે નહિ. આત્મસાક્ષાત્કાર તો વિષયોમાંથી ઈંદ્રિયોને પાછી વાળી અતરમા વાળવાનો રોજ અભ્યાસ સેવે ત્યારે જ થાય. ખરેખર, આ જીવનું હિત થતુ કાને ન ગમે? સસારમા ભટકવુ, રાગદ્વેષને વશ થઇ રહેવુ અને આત્માનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા રાખવી, આત્મબળવડે પરાક્રમ કરી બતાવવાની ઇચ્છા રાખવી એ નકામી વાતો છે આત્મબળ મેળવવા માટે આત્મ સાક્ષાત્કાર કરવાની જરૂર છે, તે વિષયોમાં ભટકતા ચિત્તે ન થાય, રાગદ્વેષથી ભરેલા અતકરણવાળાથી ન થાય, જીવભાવના અભિમાનથી ઝઝુમવાથી ન થાય, ધર્માચરણનું પાલન ન કરવાથી કાંઇ ન મળે.

આત્મા એ દુર નથી તમારી નીકટમા નીકટ છે તે તમારી નજીક છે, તમારે માટે આત્માનાં દ્વાર સદા ખુલ્લા છે પણ તમે તેનાથી દૂરને દુર નાસો છો તમે તેના પ્રતિ વળો તમારો હાથ ઝાલવા ઈશ્વર તૈયાર છે તમે આત્માના દ્વાર તરફ જતાં વિષયોમાંજ સુખ માની આ સસારની માયાના આવરણને લઈ આત્માથી દુર ભાગો છો, તમારૂં અતર પવિત્ર છે, તેને તમે રાગદ્વેષથી દુષિત બનાવ્યુ છે રાગદ્વેષ સસારની વાસના છુટે એટલે છુટે એમ છે વાસના છુટતા ઇંદ્રિયો અતરમાં એકાગ્ર થવા લાગે છે નદી જેમ સમુદ્ર તરફ વળે છે તેજ પ્રમાણે ઇંદ્રિયો જ્યા વાસનાથી મુક્ત થઇ અતરાત્મા પ્રતિ વળે છે તો પછી મનુષ્યને આત્મજ્ઞાન થતા વાર લાગતી નથી,

મન જ્યાં સુધી માયામાં લપટાયલુ રહે છે ત્યા સુધી મનુષ્ય વિષયો માટે ફાંફાં મારે છે, જ્યાં સુધી મનુષ્ય વિષયોમાં લોલુપ્ત રહે છે ત્યાં સુધી તે અનીતિના રસ્તે વળવાને લલચાય છે પણ જેને વિષયોમાં પ્રેમ નથી જેને વિષયો વિષવત લાગે છે તેના રાગ દ્વેષ છુટી જાય છે, તે અનીતિના માર્ગે જઈ શકતો નથી, તે તો પ્રાણી માત્રમાં

સર્વાત્મભાવને અનુભવે છે એટલે તેનુ ચારીત્ર્ય નીર્મળ હોય છે, તેનું ચારીત્ર્ય દુષિત થવા નો સભવ હોતો નથી, જેનુ ચારીત્ર પવીત્ર અને નીર્મળ હોય છે તે પોતાના અતરાત્મા ને જોઇ શકે છે તેના હૃદયમાથી આત્માનો અલૌકિક પ્રભાવ, આનન્દનો ઝરો અને સુખની રેલ વર્ષા કરે છે તેને દુખ હોતુ નથી, સસારના પદાર્થો મળો કે જાઓ તેની તેના અતર ઉપર કશી અસર થતી નથી, તે તો પોતાના અતરાત્માની શાતિ ઉપર આધાર રાખી હમેશાં આનદમાં રહે છે

જેમને આ અખડ શાંતિ, ચિરસ્થાયી સુખ અને અનત આનદનો અનુભવ કરવો હોય, તેમણે વિષયોપ્રતિ વ્હેતી વૃત્તિયોને ખાળવી, એ વૃત્તિયોને અતરમાં એકાગ્ર કરવાનો અભ્યાસ સેવવો વિષયો નાશવત છે, તે મળે કે ન મળે તેની પરવા છોડવી, વિષયોનો શરીર સાથે સમધ છે આત્માનો સ્પર્શ વિષયોથી થતો નથી શરીર છે ત્યાંસુધી માત્ર શરીર નિર્વાહ પુરતો વિહિત વ્યવહાર સેવવો અનીતિના મગે ન વળવુ, નીતિથી પ્રાપ્ત પદાર્થોનું સેવન કરવુ અનીતિથી કોઇ પણ વસ્તુ લેવાની ઇચ્છા ન રાખવી અનીતિથી અતર દૂષિત બનેછે નીતિથી અતર પવિત્ર થાયછે માટે હમેશાં નીતિવાળુ પવિત્ર જીવન ગાળવુ અને વિષયોમા ભટકતા મનને અંતરાત્માના ચિતનમાં વાળવુ એ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો સરળ ઉપાય છે

આત્મબળ આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તો મળે જ્યાંસુધી આત્મજ્ઞાન થયુ નથી ત્યાસુધી આત્મબળની ઝાંખી થતી નથી, જ્યાંસુધી વિષયોમાં મન ભટકે છે ત્યાંસુધી આત્મબળ મેળવવાની આશા રાખવી એ વ્યર્થ છે કપડુ જો સ્વચ્છ બનાવવુ હોય તો તેનો મેલ ધોઇ નાખવો જોઇએ મેલા કપડાને સાબુ લગાવી ખારામાં બોળી, બાફી, ધોઇ નાખે તોજ તેનો મેલ જાય અને તે સ્વચ્છ બને તેમ જેને અતર પવિત્ર બનાવવુ હોય, દિવ્ય આત્મ-જ્યોતિના દર્શન કરવાં હોય તો માયાના આવરણ રૂપી મેલ-વિષયોની મલિનતા છોડેજ છુટકો સમજવો કપડાની સ્વચ્છતા ઇચ્છવી ને મેલ ન કાઢવાની મરજી પણ રાખવી એ ન બને. આત્મબળ મેળવવાની ઇચ્છા રાખવી ને મનને વિષયોમા ભટકતુ રાખવુ, રાગ દ્વેષથી અંતઃકરણને મલીન બનાવી રાખવુ એ ન બને, જ્યારે વિષયોમા ભટકતા મનને રોકી શકાય વિષયોરૂપી કાદવમાં મનને રગદોળી મેલુ ન થવા દેવાની સાવધાનતા રખાય ત્યારેજ અતર પવિત્ર બને મનુષ્યો વિષયોને અતરાત્મા પ્રતિ વળતા અટકાવે છે અને જ્યાંસુધી મનુષ્ય વિષયોમા ગુથાયલો રહેછે ત્યાસુધી તેને આત્માનુ જ્ઞાન થતું નથી

આજે આપણે ઘણા માણસોનાં જીવન જોઇએ છીએ તો તેઓ આખો દીવસ વિષયો પ્રાપ્ત કરવાના ઉદ્યોગમા લાગેલા હોય છે, વિષયોનીજ વાતો, વિષયોનું જ ચિતન, અને વિષયો મેળવવાનો જ ચોવીસ કલાક પ્રયત્ન કરી રહ્યા હોય છે, માત્ર પા કે અર્ધો કલાક દેવમદીરે જતા હોય, કે જપ, સયમ, સંધ્યા, ભજન, ઉપાસના કે પ્રાર્થના કરતા હોય તે પણ વિષયોને જ માટે ઇશ્વરની ભક્તિ કરવાથી ઇશ્વર આપણો ઉદ્યોગ ધધો સારો વધારે, એવી જ આશાથી તે ઇશ્વરોપાસના કરે છે, એ વિષયો શરીરને માટે છે આત્મા સાથે વિષયોને કાંઇ લેવા દેવા હોતાં નથી, જ્યા સુધી આવી રીતે મનુષ્ય વિષયો મેળવવામા ભમ્યાં કરે છે ત્યાં સુધી આત્મજ્ઞાન મેળવવાના માર્ગે તે વળતો નથી.

આત્માનો માર્ગ જુદો છે, વિષયોનો માર્ગ જુદો છે ઉત્તર અને દક્ષિણ એ બે માર્ગે સાથે જવાતું નથી, દક્ષિણમા જવુ હોય તો ઉત્તરનો માર્ગ છોડવો જોઇએ, ઉત્ત-

ણમાં જવું હોય તો દક્ષિણનો માર્ગ છોડવો જોઇએ એ દિશામાં સાથે ન જઇ શકાય તેવી રીતે આત્મજ્ઞાન મેળવવું હોય તો વિષયોનો ત્યાગ કરવો જોઇએ, વિષયોમાં મન ભટકતું હોય તો આત્મજ્ઞાન મેળવવાની ઇચ્છા નકામી છે એકને છોડે જ બીજું મળે છે વિષયોનો ત્યાગ કરવાથી જ મન આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા અંતરાત્મા પ્રતિ વળે છે જો વિષયોમાં મન ભટકતું રહે તો આત્માના દ્વાર બંધ રહે છે માટે જેમને આત્મજ્ઞાન મેળવવાની ઇચ્છા હોય જેમને આત્મબળ મેળવવું હોય તેમણે તો જરૂર વિષયોમાં ભટકતા ચિત્તને રોકવું વિષયોમાંની પ્રીતિ ઉઠાવવી ખરી પ્રીતિ આત્મામાં જોડવી, ઇશ્વર જ્યારે સર્વ સુખ આપનાર છે તો પછી તેને છોડી બીજું મેળવવાને ફાંફાં શા માટે મારવાં.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે ઘરબાર છોડી, કામ ધંધાનો ત્યાગ કરી અ-જકાલના સાધુઓની માફક ભગવા પહેરી સંસાર છોડી વનમાં ચાલ્યા જવું એવું કંઇ કરવાનું નથી, આવી રીતે સંસારનો કરેલો ત્યાગ એ ખરો ત્યાગ નથી, આવી રીતે સંસારને છોડી સાધુ થઇ ભટકનારા ત્યાગીઓના મન પણ વિષયોમાં લોલુપ જ હોય છે ખરો ત્યાગ તો જે સ્થિતિમાં મનુષ્ય હોય તે સ્થિતિમાં પણ બની શકાય છે નીતિના માર્ગે મળેલા વિહિત વિષયો મેળવવાથી કાંઇ હાનિ નથી પણ તેની લોલુપતા છોડવી, વિષયો સર્વ નાશવંત છે, ઇશ્વર જ સત્ય છે એમ માની ઇશ્વર પ્રતિ પ્રીતિ જોડવી, અને દિવસમાં થોડો ઘણો સમય પણ આત્મચિંતનમાં ગાળવાનો અભ્યાસ રાખવો

વિષયો પ્રતિના મમત્વનો ત્યાગ એ ખરો ત્યાગ છે જેને વિષયોમાં મમત્વ હોતું નથી તેને વિષયો મળે તો હર્ષ થતો નથી તે જાય તો શોક થતો નથી તેની સ્થિતિ આકાશ સમાન રહે છે તેઓ તો પોતાનું ધ્યાન સદા આત્માનુસંધાન કરવામાં જ રાખે છે તેમને વિષયોમાં મમતા હોતી નથી, તેમને વિષયો લોભાવી શકતા નથી, વિષયો મેળવવા માટે તે અનીતિમય જીવન ગાળી શકતા નથી તે સદા પોતાના અંતરાત્માની શોધ કરવામાં જ પ્રીતિવાળા રહે છે. અપૂર્ણ.

---

## ગ્રંથાવલોકન.

શ્રી સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ તરફથી તેમના હાલમાં પ્રસિદ્ધ થયેલા નીચેના નવા ગ્રંથો અમને અભિપ્રાય માટે મળેલા છે

ગિરધરકૃત રામાયણ—કવિ ગિરધરદાસના હસ્તાક્ષરની પ્રત ઉપરથી છાપી પ્રસિદ્ધ કરનાર સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયના મંત્રી ભિક્ષુ અખંડાનંદ અમદાવાદ ૨૮ ૭૮૪ પાકું પૂંઠું મૂલ્ય રૂ ૨, બીજે રૂ ૨॥ ગિરધરકૃત રામાયણ શુદ્ધ ભાષામાં દળદાર ગ્રંથમાં સારા કાગળોમાં સસ્તી નક્કી કિંમતે પ્રસિદ્ધ કરી સ્વામી અખંડાનંદજીએ ખરેખર જન સમાજ ઉપર ઉપકાર કર્યો છે એમ કહી શકાય. ગુજરાતી ભાષામાં ગિરધરકૃત રામાયણ ઘણું પ્રસિદ્ધ છે અને લોકોની પ્રીતિ આ રામાયણ ઉપર ઘણી છે આગળ પ્રસિદ્ધ થયેલી રામાયણમાં અશુદ્ધિ જે ઘણી હોય તો જાણતી, નવા અશુદ્ધ ભાષા અને સુંદર છપાઇમાં બહાર પડેલા આ ગ્રંથનો જનસમાજમાં સારો સત્કાર થશે એમ માનીએ છીએ. આ પુસ્તકમાં શ્રી રામચંદ્રનો મહિમા ગિરધરદાસનું ટુંક વૃત્તાન્ત અને ઉપયોગી ચિત્રો પણ આપેલા હોવાથી પુસ્તક ઘણું ઉપયોગી તેમ સસ્તું જણાય છે

**અખાની વાણી**—સંપાદક' સસ્તા સાહિત્ય કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદ અમદાવાદ બીજી આવૃત્તિ પૃ૪ ૫૦૦ પાકું પૂઠું મૂલ્ય રૂ ૧ાા બીજે રૂ ૧ાા= આ પુસ્તકમાં અખાના ૧૫૨ પદ, અખાના ૨૫૬ સોરઠાનો સમાવેશ છે તથા આ પુસ્તકમાં અખો અને તેનું કાવ્ય એ શાક્ષર રત્ન શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતાનો લેખ પણ આપેલો છે ગુજરાતના વેદાંતી કવી અખાની વાણી આવા ઉત્તમ પુસ્તકમા એકત્ર કરી જનસમાજને ઘણા સસ્તા દરે આપવાથી સ્વામી અખંડાનંદજીએ ખરી જનસેવાજ કરી છે એવુ અમારૂં માનવુ છે તેમાં અખાનો પરિચય, અખો અને તેનું કાવ્ય, અખેગીતા, પંચીકરણ, બ્રહ્મલીના અનુભવ બિંદુ, ચિત્તવિચાર સંવાદ, કૈવલ્યગીતા, સતપ્રિયા, અખાના સોરઠા હિંદુસ્તાની ભજનો વિગેરે ઉપયોગી વિષયો અને પદોનો સમાવેશ છે, પુસ્તક બ્રહ્મજ્ઞાનની ઈચ્છાવાળાને વધુ ઉપયોગી છે તે સાથે ઘણું સસ્તું છે

**બંકિમ નિબંધ માલા**—ધર્મતત્ત્વ તથા બાબુ બંકિમચંદ્રના જીવનવૃત્તાંત સહિત અનુવાદકો=જગજીવનરામ કાલિદાસ પાઠક, પોરબંદર, કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા અને ભીમજી હરજીવન સુશીલ મઢડા પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદ અમદાવાદ પૃ૪ ૫૬૨, ગ્લેઝ કાગળ, પાકું પુઠું મૂલ્ય રૂ ૧ાા બીજે રૂ. ૨ આ પુસ્તકમા બંકિમ બાબુના વિશાળ જ્ઞાનનો પરિચય કરાવનાર ઉપયોગી નીબંધો તથા ધર્મતત્ત્વનો પણ સમાવેશ હોવાથી પુસ્તક ઘણું ઉપયોગી છે

**સુબોધક નીતિકથા**—લેખક ખરશેદજી બમનજી ફરામરોજ ઉરફે બીરબલ પ્રકાશક સસ્તા સાહિત્ય કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદ.અમદાવાદ પૃ૪ ૧૬૯ મૂલ્ય ૭ આના આ પુસ્તકમાં બીરબલના જેમ ગુજરાતી પત્રમા ભરકરોરા રંગમા હાસ્ય મિશ્રીત લેખો આવતા તેમ કેટલીક ટુકી ટુકી હાસ્ય ઉપજાવે તેવી નાતિની બોધક વાતોનો સંગ્રહ કરેલો છે બાળકોને આ પુસ્તક વાચવાથી આનંદ સાથે જ્ઞાન મળે છે સ્ત્રીઓ તથા પુરુષોને પણ આવાં પુસ્તકમાની ટુકી વાતોથી ઘણું શીખવાનું મળશે એમ માનીયે છીએ; એકંદરે પુસ્તક ઉપયોગી છે

**ધર્મતત્ત્વ**—પ્રકાશક સસ્તા સાહિત્ય કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદજી પૃ૪ ૨૪૮ પાકું પુઠું મૂલ્ય ૦ાા= આ પુસ્તકમાં બંગસાહિત્ય સમ્રાટ બંકિમચંદ્રના જીવન વૃત્તાંત સાથે ધર્મતત્ત્વ સબંધી ઉપયોગી ગ્રંથનો સમાવેશ છે આ વિવિધ ગ્રંથમાળાનું ૧૯૮૦ની સાલનું છેલ્લું પુસ્તક છે ગ્રંથમાળાના ગ્રાહકોને નજીવી કિંમતે આપી સ્વામીજીએ ખરેખર જનસમાજ ઉપર ઉપકારજ કર્યો છે અને તેથી સ્વામી અખંડાનંદજીનો જેટલો આભાર માનીયે તેટલો થોડો છે

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—પ્રકાશક સસ્તું સાહિત્યવર્દ્ધક કાર્યાલય અમદાવાદ. ત્રીજી આવૃત્તિ પૃ૪ ૬૮૮ ગ્લેઝ કાગળ પાકું પુઠું મૂલ્ય રૂ ૨–૧૨–૦ બીજે રૂ ૩. આ પુસ્તક પણ બે આવૃત્તિ ખપી જવાથી સુંદર છપાઈમાં બહાર પડ્યું છે, પુસ્તક ઘણુંજ ઉપયોગી અને આત્મજ્ઞાનનો માર્ગ બતાવનાર છે, અને ઘણી સસ્તી કિંમતે મળી શકશે



# मुनि अष्टावक्र

( અનુસંધાન ચાલુ )

અષ્ટાવક્રે આ પ્રકારનો વિચાર કરી ને સ્ત્રીને પૂછ્યું—

હે સ્ત્રી ! તું તારા સ્વરુપને શા માટે વારવાર બદલ્યા કરે છે ? તારે અસત્ય બોલવું નહિ, પણ મારા માનની ખાતર જે હોય તે સત્ય કહે.

સ્ત્રી—હે મુનિ ! સ્વર્ગમાં કે પૃથ્વી ઉપર ગમે ત્યાં પણ સ્ત્રીપુરુષની એક બીજાના સમાગમરુપ ઇચ્છા અર્થાત કામના તો છે જ. મોક્ષ વિના કામના વિનાનું કોઇ સ્થાન જ નથી હે નિર્દોષ બ્રાહ્મણ ! તને દૃઢ કરવા માટે, તારી પરીક્ષા કરવા માટે મે આમ કર્યું છે પણ હે મહા પરાક્રમી ! તે તારા દૃઢ મનોબળથી સર્વ લોકોને જીતી લીધા છે હું ઉત્તર દિશાની સ્વામિની છુ તે પણ સ્ત્રીની ચપળતા દીઠી કામજ્વર વૃદ્ધ સ્ત્રીઓને પણ દુ:ખી કરે છે આજે પિતામહ તથા ઇંદ્રસહિત દેવો પણ તારા ઉપર પ્રસન્ન થયા છે વળી જે કાર્યને માટે તું અહીં આવ્યો છુ તે કાર્ય પણ પૂર્ણ થયું છે

હે મુનિ ! કન્યાના પિતાએ તને ઉપદેશ આપવા માટે અહીં મોકલ્યો છે અને તે સર્વ કાર્ય મે અહીં કર્યું છે હવે તું કુશળતાથી ઘેર જજે, તને રસ્તામાં પરિશ્રમ લાગશે નહિ અને તને એ બ્રાહ્મણની કન્યા પ્રાપ્ત થશે, તે કન્યાને પુત્ર થશે

કામનાથી મેં તને લલચાવેલો, પણ તું તારા દૃઢ મનોબળથી કામનાને જીત્યો છુ ત્રણે લોકના મનુષ્યોથી એ કામનાનું અર્થાત્ સ્ત્રી સમાગમની ઇચ્છાનું ઉલ્લંઘન થઇ શકે તેમ નથી હવે તું ઘેર જા તને બીજું શું સાંભળવાની ઇચ્છા છે તે કહે વદાન્ય ઋષિએ તારી પરીક્ષા કરવા તને અહિં મોકલ્યો હતો, અને તે ઋષિના માનની ખાતર મે તારી સાથે આટલી વાતચિત કરી છે

આ પ્રમાણે ઉત્તર દિશાની સ્વામિનીનાં આવાં વચન સાંભળી અષ્ટાવક્રે તે દેવીને બે હાથ જોડી નમન કર્યું, પછી તે દેવીએ તેમને ઘેર જવાની રજા આપી એટલે તે ત્યાંથી પોતાને ઘેર પાછા આવ્યા.

અષ્ટાવક્રે પોતાને ઘેર આવી વિશ્રાંતિ લીધી પછી પોતાના સગાંસબંધીઓની રજા લઇને પોતે વદાન્ય ઋષિને ત્યાં ગયા એટલે વદાન્ય મુનિએ તેમને પુછ્યું કે તમે પ્રવાસમાં શું જોયું ?

અષ્ટાવક્ર બોલ્યા આપે મને આજ્ઞા આપી તે પછી હું ગંધમાદન પર્વત ઉપર ગયો તે ગંધમાદન પર્વતનો ઉત્તર પ્રદેશમાં મને મોટી દેવીનાં દર્શન થયાં તે ઉત્તર દિશાની સ્વામિનીએ મને આવકાર આપ્યો આપની તેણે કીર્તિ ગાઇ, તેણે મને પ્રિય વાક્ય સંભળાવ્યાં, પછી હું મારે ઘેર ગયો,

આ પછી વદાન્ય મુનિ અષ્ટાવક્રની ધર્મનિષ્ઠા જોઇ પ્રસન્ન થયા, અને શુભ મુહૂર્ત જોઇને વેદ વિધિથી પોતાની પુત્રીનું અષ્ટાવક્રની સાથે લગ્ન કર્યું, જેથી અષ્ટાવક્ર પ્રસન્ન થયા

પછી અષ્ટાવક્ર પોતાની પત્નીને તેડી પોતાના આશ્રમમાં જઇ આનંદથી રહેવા લાગ્યા

———

# નવલકિશોર અને નિર્મળા

( અનુસધાન ગતાંકથી )

લે. રા ગૌરીશકર મોતીરામ ભટ બી. એ.

## પ્રકરણ ૯ મું.

### મછા લુંટાઇ

જી આઇ પી. રેલ્વેની નાગપુર લાઇનમાં આગગાડી રાત્રે મજલ કરતી હતી રાત્રી ઘોર અધારી હતી. ગાડીમાં બેઠેલા ઉતારૂઓ કેટનાક ઉંઘતા અને કેટલાક જાગતા હતા એટલામાં એકાએક ગાડીનું એન્જીન પાટા ઉપરથી ઉતરી પડ્યું, અને તેની પાસેના ડબા ઉધા વળ્યા, ઉતારૂઓમાંથી ઘણા ઘાયલ થયા, કોઇનુ માથુ, કોઇના હાથ, કોઇના પગ કોઇની કહેડો ભાગ્યાં. રોકકળ થઇ રહી. એટલામાં પાસેના જગલમાંથી લુંટારાની એક ટોળીએ તે અધાધુધીનો લાભ લઇને લોકો ઉપર છાપો માર્યો, "પડતા ઉપર પાટુ" તે આનુ નામ પેટીઓ, કપડાં બીજી જે કઈ વસ્તુઓ હાથ લાગી તે લઇને લુંટારાઓ નિરાતે નાસી ગયા. ડબો ભાગી જવાથી મછા તેમાંથી સહીસલામત નીકળી તેને પણ સાથે પકડી ગયા એટલામાં પાસેના સ્ટેશનોએથી મદદ આવી પહોચી જેને જેને વાગ્યુ હતું તેમને ડાક્ટરે પાટા બાધીને રવાના કર્યા ખોવાયલા સરસામન વગેરેનો બદોબસ્ત કરવાનું સવારમાં ઠરાવ્યું સર્વત્ર શાંતિ પ્રસરી લુંટારાઓની તપાસ કરવાને પોલીસ નીકળી પડી

આ અકસ્માતનુ કારણ શોધતાં માલમ પડ્યું કે તે સાલ બરાબર વરસાદ ન હોવાથી તે લોકોએ રેલના બન્ને પાટા ઉપર પત્થર ગોઠવીને લુંટ કરવાનો ઠરાવ કર્યો હતો તે મો તેમ કરીને પાસેની ઝાડીમાં સતાયા હતા. ગાડી અટકી અને અકસ્માતથી અધાધુધી થઈ એટલે તેમણે લોકો ઉપર છાપો માર્યો

પણ મછાને તો "ધર્મ કરતા ધાડ આવી" હીલાની શોધમાં ફરતાં ફરતાં આ બદમાસોના પઝામાં ફસાઇ ગઇ. તેમાં બે જણ તેને ઉપાડીને એક ટેકરી પાસેની ઘોર ઝાડીમા લઇ ગયા તેની પાસે ઘરેણું આડુ કે સારાં વસ્ત્રો હતાંજ નહી તેથી તેઓ નિરાશ થયા તેને માર મારવા માંડયો ને ધમકી આપવા લાગ્યા, પણ મછા એથી જરાપણ ડગી નહિ છેવટ તેને પાસેના શહેરમા વેચી દેવી એ નીશ્ચય ઉપર આવ્યા તે શહેરમા અનેક કુલટાઓ રહેતી હતી, તેને તે અધમ સ્થાને વેચવાને તેમણે પ્રયત્ન કર્યો, તેમાંથી એક કુલટા મોટી શેઠાણી હોવાનો ડોળ કરતી હતી, તેણે તેને દાસી તરીકે રાખી મોટા મોટા શેઠીઆઓને લુટી તેણે મોટી મોટી હવેલીઓ બધાવી હતી તેથી તે કોઇ ખાનદાન કુટુબની હશે એમ મછાએ ધાર્યું મછાના. વસ્ત્રો બદલાવીને તેને સારાં સારાં રેશમી કપડાં તથા ઘરેણા પહેરવા આપ્યા, વિધવાથી તે આવા ઘરેણા કે કપડાં પહેરાય ? છતાં તેની લાગણી ન દુખાય તેટલા માટે તે લઇને પોતાની પાસે રાખ્યા, બે ચાર દીવસ સુધી તેને જુદી જુદી લાલચો આપવામા આવી ને અનેક રીતે સમજાવવામા આવ્યુ

મંછા આ બધું કળી ગઇ અને તેના મનમાં વિચાર આવ્યો કે અરેરે, હું આ કેદખાનામાંથી ક્યારે છુટીશ, લીલા સબંધી અનેક વિચાર આવવા લાગ્યા. રામપુર, પેટલાદ, સુરત, મુંબઇ બધે તપાસ કરવા છતાં લીલાનો પત્તો ન લાગ્યો ને આખરે આ લોકોના ફંદામાં સપડાઇ તે પોતાની જાતને નિંદવા લાગી, બીજનથી સ્વતંત્ર રીતે આવું ન કરાય એવું તેને ભાન થયું, તેને રડવું આવતું અને પોતાની જીંદગી ઉપર તિરસ્કાર આવતો. છેવટે પોતાની જાતનો અંત લાવવાનો વિચાર કરી નિશ્ચય ઉપર આવી જતી, લાગણી ઓને ઉભરો નિદ્રા આવતાં શાંત થયો.

રાત્રે બાર વાગ્યાના સુમારે મંછા એક પલંગ ઉપર પડી છે, દીવો ધીમે ધીમે બળે છે. એવામાં બારણું ખખડ્યું ને કોઇ રૂપાળો દેખાતો પુરૂષ ઓરડામાં દાખલ થયો.

" કોણ એ ? " કહી મંછા ઝબકી ઉઠી,

" કોઇ નહિ, " આવનારે કહ્યું

" પણ તમે કોણ છો ? " મંછાએ અધીરાઇથી પૂછ્યું,

આવનારે કંઇ પણ ઉત્તર ન આપ્યો

" તમે ક્યાંથી આવો છો ? "

" શહેરમાંથી, " આવનારે ઉત્તર આપ્યો

" તમારૂં નામ ? "

" તેનું તમારે શું કામ છે? વાહ તમે તો બહુ સ્નેહ બતાવતાં હો તેમ લાગો છો! "

" સ્નેહ વળી શાનો ? પાપી નીકળ બહાર ! " મંછાએ ધીરજ લાવી કહ્યું,

" એમ કે ? " આવનારે કહ્યું " જોઇ લેજે હવે મારા હાથ, તું હવે મારા કબજામાંથી ક્યાં છટકવાની છે ? "

એમ કરતાં વાત વધી પડી એક બીજાને હુંકારા ટુંકારા કરવા લાગ્યાં અને તાણીને બોલવા લાગ્યાં, ઘરની શેઠાણી અને બીજી દુષ્ટ સ્ત્રીઓ વાટ જોઇને જ ઉભી રહી હતી તેમણે આવીને કોરડો ઉગામ્યો, મંછા ગભરાઇ ને બુમ પાડી ઉઠી, સારા ભાગ્યે નીચે રસ્તામાં રોનના સિપાઇ ફરતા હતા, તેમણે તેનો કરૂણ અવાજ સાંભળ્યો ને એકદમ ઘર ઉઘડાવ્યું, મંછાની તમામ હકીકત સાંભળી લીધી અને તે દુષ્ટાઓને બાંધી રૂંધીને થાણામાં લઇ ગયા

## પ્રકરણ ૧૦ મું

### મંછાની શોધમાં

મકાનની સામે બગીચો આવેલો હોવાથી તે જમાદાર ત્યાં આરામ લેવા બેસતો, તે બગીચો પાસેના મંદીરના તાબાનો હતો તેપણ તે ઘરનું બારણું તેમાં પડતું, એ મંદીર શાન્તાનંદ નામના એક બ્રહ્મચારીએ બંધાવ્યું હતું તેમાં તેમનો મઠ હતો અને પાસે કેટલાંક શીવાલયો હતાં, સવાર સાંજ ત્યાં આરતી થતી હોવાથી આખો બગીચો ગાજી ઉઠતો. એ બગીચામાં એક કુવો હતો તે કુવે નિર્મળ ચાર વાગે ઉઠીને ન્હાતો. તથા પોતાને માટે ચોકખું પાણી ભરી રાખતો તે સવાર સાંજ પોતાને હાથે રસોઇ બનાવતો અને બપોરે ઓફીસમાં જતો

આજે સાંજરે નિર્મળ તે બગીચાના બાંકડા ઉપર બેઠો બેઠો ન્યુસ પેપર વાંચી રહ્યો છે તેની શાંત મુદ્રાથી આખો બગીચો જાણે શાંત બની રહ્યો હોય તેમ લાગતુ હતુ પવન મધુરો વાતો તથા આસપાસના પુષ્પવૃક્ષોની સુગંધી પ્રસારતો હતો આ સઘળાં આનંદના સાધનો હોવા છતા તેનુ મન ખિન્ન હતું કોણ જાણે શાથી તેના ચ્હેરા ઉપર શ્યામ છાયા પ્રસરી રહી હતી પેપરમાં વાંચતાં વાંચતા એક ઠેકાણે નીચે પ્રમાણે વાંચવામા આવ્યુ —

એક વિધવાને આફત

મછા નામની એક ઉચ્ચ કોમની વિધવા સ્ત્રી ગાડીના અકસ્માતમાં બચેલી તેને કેટલાક હરામખોરો ઉપાડી જઇ તેને કોઇ દુરાચારી સ્ત્રીઓને ત્યાં વેચી તેના ઉપર થતો જુલમ અટકાવવાને કોઇ હતું નહિ, છેવટે તે પકડાયાં મુકર્દમો ચાલુ છે.—નાગપુર—

નિર્મળ ઉપરનો ફકરો વાંચીને ચમકયો મછાએ આ કારણથી મને પત્ર નહિ લખ્યો હોય નિર્મળાતો ન જડી પણ એય આફતમા છે, ચાલ જીવ એને તો બચાવું કહી તે ઉઠયો પોતાની બેગ તૈયાર કરી નાગપુરની ટીકીટ શહેરની આફીસમાંથી ખરીદી લાવીને ગાડીમાં બેઠો ગાડી સુસવાટ કરતી માર્ગ કાપવા લાગી—

નાગપુર આવ્યુ સ્ટેશને ફર્યો ને નવુ છાપુ ખરીદીને વાંચતા માલુમ પડયું કે પેલી જુલમી સ્ત્રીઓને સજા થઇ છે, તે કોઇ ઘરડા વકીલને દયા આવવાથી તેને તે ઢાકા તેડી ગયો છે નિર્મળ ઢાકા ગયો પણ ત્યાંથી ખબર મળી કે મછા તો ત્રણ દિવસથી કલકત્તા ગઇ છે તેથી તેના હાથ હેઠા પડયા હવે તેને કયા શોધવી ? હવે કયાં જવુ ! એમ વિચાર કરતો તે પાછો વળ્યો

ઘણા ઘણા પ્રયત્નો કરવા છતા માણસ જ્યારે સફળ થતો નથી ત્યારે તેના મનમા કેવી લાગણીઓ થતી હશે તે તો જેને અનુભવ થયો હોય તે જાણે બીજાને તેની શી ખબર ? પણ એટલુ તો ખરૂ જ કે જે જે પ્રયત્નો મનુષ્ય પોતે કરે છે તેનું દેખીતુ ફળ કદાચ તરત ન મળે તોપણ મારો કોઇ પણ પ્રયત્ન કામ ન આવ્યો એ માનવામાં ભુલ છે મનુષ્યનો કોઇ પણ થોડામા થોડો પ્રયત્ન પણ નિષ્ફળ જતો નથી એ સિદ્ધ છે આવા આવા વિચારો નિર્મળને આવતા હતા, રેલ્વે ગાડી સપાટ ભૂમિમાંથી પસાર થતી હોવાથી દેશ ઘણોજ રમણીય લાગતો હતો

તમારે કયા જવુ સાથે બેસનાર એક જણે પૂછયુ

'કલકત્તા' નિર્મળે જવાબ આપ્યો ને પુછયુ 'તમે કયાં જાવ છો ?'

'હું પણ ત્યા'

'તમારૂ નામ ?'

'રમણિક'

નિર્મળ તેના સામુ જોઈ રહ્યો ગાડીના અકસ્માત્ પછી મછાને આફતમા લાવનાર આ પૂતળુ તો નહિ હોય, તેવા તેને તર્ક વિતર્ક થવા લાગ્યા હજી પણ તે મછાનો કેડા છોડતો નથી એમ ધારી તેના તરફ તે તિરસ્કાર ભરી નજરે જોવા લાગ્યો તેને સવાલ પૂછીને મેળવાય એટલી માહીતી મેળવી લીધી. હાવરા સ્ટેશન આવ્યુ બન્ને ઉતર્યાં ને છૂટા પડયા

---

# आत्मज्ञाननो सरळमार्ग.

મનુષ્યે શમ અને દમ એ ગુણોને, ધારણ કરવા, બાળકની માફક રાગદ્વેષાદિ વિકારોથી રહિત રહેવું તે શમ છે અને ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાંથી રોકવી તે દમ છે જે મનુષ્યને આત્મસાક્ષાત્કાર થાય છે તેને સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય છે જે મનુષ્ય સ્વપ્રયત્ને શમ દમનું પાલન કરી આત્મચિંતન દ્વારા આત્મ સાક્ષાત્કારને કરી શકે છે તે આત્મજ્ઞાને મેળવી શકે છે અને આત્મસાક્ષાત્કારના પ્રભાવથી તે પુણ્ય પાપરૂપ કર્મને તરી જાય છે જ્ઞાનાગ્નિવડે પુણ્ય, પાપરૂપ કર્મને બાળી દેવાય છે ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે

ज्ञानाग्निः सर्व कर्माणि भस्मसात कुरुतेऽर्जुन ।

ભગવાન કહે છે કે હે અર્જુન જ્ઞાનરૂપી અગ્નિ વિદ્વાનના સર્વ કર્મને બાળી દે છે

સજ્જનો શમદમાદિ સાધનોને સેવી આત્મચિંતન કરી આનંદસ્વરૂપ આત્માને પામે છે શરીરના નિર્વાહ માટે વિષયો છે, કાંઇ વિષયો માટે શરીર નથી. સત્ય રીતે ચાલી વિહિત વ્યવહાર સેવતા જે મળે, તેનાથી શરીરનો નિર્વાહ ચલાવવો. જે મળે તેમાં સંતોષ રાખવો એ ઉપરતિ નામનો ઉત્તમ ગુણ છે આ શરીર અનિત્ય છે પરમાત્મા જ નિત્ય છે તે પરમાત્માનો સાક્ષાત્કાર કરવા માટે મનુષ્યે પ્રયત્ન કરવો એજ ખરૂં કર્તવ્ય છે

સજ્જન મનુષ્યો બીજા મનુષ્યોને પોતાની નિંદા કરતા જોઈ તેમના ઉપર ક્રોધ કરતા નથી તે શત્રુને પણ શત્રુ ન માનતાં મિત્રવત માની તેની ઉપેક્ષા કરે છે તે જાણે છે કે નિંદા કરનાર પણ તેના ઉપર ઉપકાર કરનારો છે જેથી તેવા ઉપકાર કરનાર સાથે પણ તે મિત્રતા રાખે છે નિંદા કરનાર મનુષ્ય બીજાના દોષના ચિંતનમાં અન્યનાં પાપ કર્મને પોતાનામાં ગ્રહણ કરે છે માટે કોઇએ કોઇની નિંદા કરી પાપભાગી થવું નહિ. કોઇ પોતાને અપ્રિય વચનો સંભળાવે તે પણ આત્મજ્ઞાની સહન કરે છે આપણું અપ્રિય કરવા ઇચ્છનારના અપરાધની ક્ષમા આપવી એનું નામ તિતિક્ષા છે આ પ્રમાણે જેને આત્મ સાક્ષાત્કાર કરવાની ઇચ્છા છે, તે શમ, દમ, ઉપરતિ તિતિક્ષા એ ગુણોને પોતાના કરી લે છે તે ઉપરાંત ઇંદ્રિયોને વિષયોમાં ભટકવા ન દેવા માટે ચિત્તની સાવધાનતા રાખવી તે સમાધાન છે

જેમ આપણે રાત્રે બારી બારણાં ઉઘાડાં મૂકી સુઇ જઇએ તો ચોર કઇ વખતે ઘર માં પેસી જશે તે કહી શકાતું નથી તે માટે હમેશાં ઘરને બરોબર બંધ કરવાની સાવધાનતા રાખવાની જરૂર છે તેવીજ રીતે જો ઇંદ્રિયોને વ્હેતી મૂકીએ તો કઇ વખતે તે વિષયોમાં ભટકવા લાગશે અથવા તો કામક્રોધાદિ શત્રુઓ કઇ વખતે ચિત્તમાં પ્રવેશ કરી જશે તે કહી શકાય નહિ માટે હમેશાં ઇંદ્રિયો વિષય લોલુપ્ત ન બને તે માટે ચિત્તની સાવધાનતા રાખવી, એ મુમુક્ષુઓનું કર્તવ્ય છે આવી સાવધાનતા રાખવી તેનું નામ સમાધાન છે

મુમુક્ષુઓએ સદ્‌ગુરુ અને સત્શાસ્ત્રો ઉપર શ્રદ્ધા રાખવી જોઇએ ગુરુ કહે છે તે ખોટું છે, શાસ્ત્રોમાં લખ્યું છે તે તો ખોટું છે અને હું કહું છું તેજ ખરૂં છે એવું વગર સમજે કહેવું અથવા માનવું એ એક પ્રકારનો ભોગ આડંબર છે, આજકાલ ઘણા મનુષ્યોને પશ્ચિમનો પવન વાયો છે તે આપણાં શાસ્ત્રોને ખોટાં માને છે શાસ્ત્રો તો બાળકોએ

બીજાને પોતાના કબજે રાખવા જુઠાં લખ્યાં છે, ધર્મશાસ્ત્રો તો ઢોંગ છે અને પોતાની જડ બુદ્ધિએ માનેલી વાત સાચી છે એવું માનતા અને જનસમાજને તેવા ઉંધે રસ્તે દોરતા શીખ્યાં છે, આવા મનુષ્યોને જ ઢોંગી અથવા આડંબરી માનવાં આપણા મહાપુરુષોએ લખેલાં શાસ્ત્રો ખરાં છે અને તેમાં જે કાંઇ આજ્ઞા કરેલી છે તે માનવી આજકાલની નવી મનુની શોધો ફરે છે, પણ ધર્મશાસ્ત્રોમાં દર્શાવેલી શોધો તો એની એજ કાયમ રહે છે, સસર્ગ દોષથી હાનિ થાય છે અને તેથીજ ધર્મશાસ્ત્રોમા વર્ણાશ્રમધર્મનું પાલન કરવાની આજ્ઞા આપી છે, અત્યારે તો સગવડીયા ધર્મ પાળનારા, ઢેડનુ ખાનારા, વર્ણાશ્રમ ધર્મથી ભ્રષ્ટ થયેલા છતાં પોતાને હિન્દુ અને વૈશ્નવ કહેવડાવનારા પોતે ભ્રષ્ટ થયા હોય છે, તેઓ શાસ્ત્રો માનતા નથી અને બીજાને શાસ્ત્રો ન માનવાનુ કહી રહ્યા છે, છેવટે એ જનસમાજને અનીતિના માર્ગે દોરી રહ્યા છે વિવેકી મનુષ્યો ધર્મશાસ્ત્રોમા શ્રદ્ધા રાખે છે એ શ્રદ્ધાથી જ મનુષ્ય સ્વપ્રયત્ને આત્મસાક્ષાત્કાર કરી શકે છે

આવી રીતે આત્મસાક્ષાત્કાર કરવા ઇચ્છિનારે શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા એ ષટ સંપત્તિને ધારણ કરી આ પ્રમાણે ઉત્તમ ગુણોને મેળવી વિવેકી મનુષ્યો સત્યશાસ્ત્રોનું શ્રી સદ્ગુરુના મુખથી શ્રવણ કરે છે, અને શ્રવણ કરેલું મનન કરે છે એ પ્રમાણે શાસ્ત્રશ્રવણ મનન કરી પછી પોતાના અંતરાત્માર્માં ચિત્તની વૃત્તિઓના નિરંતર પ્રવાહરૂપે નિદિધ્યાસન કરે છે. આવી રીતે શ્રદ્ધાપુર્વક ઉત્તમ ગુણોને ધારણ કરી ચિત્તવૃત્તિઓને અંતરાત્માપ્રતિ વાળી આત્મચિંતન કરનારા પોતાનું મન શુદ્ધ થતાં સ્વયં જ્યોતિરૂપ આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે

આત્મસાક્ષાત્કાર થતાં સર્વોત્તમ ભાવના ઉત્પન્ન થાય છે હું જ અદ્વિતિય બ્રહ્મ સ્વરૂપ છુ એવા અભેદ જ્ઞાનનો અનુભવ થાય છે, અને આવુ આત્મજ્ઞાન થતાં અવિદ્યા રૂપી માયાનો નાશ થાય છે એ વિક્ષેપ અને આવરણ શક્તિવાળી માયા આત્મસાક્ષાત્કારથી નાશ પામ્યા પછી ફરી ઉત્પન્ન થતી નથી. એ અવિદ્યારૂપ માયાથી આત્મામાં પરિચ્છિન્ન પણું જણાય છે અને માયાનો નાશ થતાં તે પરિચ્છિન્નપણું ત્યાગ થતાં પોતાના આત્માને સર્વ જીવોના આત્મા રૂપે જુવે છે આવી રીતે અવિદ્યા માયાનો નાશ થતાં સર્વાત્મભાવની પ્રાપ્તિ થવી એ આત્મસાક્ષાત્કારનુ ફળ છે એમ સમજવુ જેમને આત્મજ્ઞાન થયુ હોય છે તેમને પુણ્યપાપરૂપ કર્મ દુઃખ દઇ શકતાં નથી અને તે પુણ્ય પાપરૂપ કર્મને તરી જાય છે તથા પોતાના જ્ઞાનાગ્નિવડે સર્વ પુણ્ય પાપરૂપ કર્મને બાળી દે છે

વેદાંતમાં કહ્યુ છે કે **ब्रह्मविद् ब्रह्मैव भवति** બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણનાર બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ થાય છે મનુષ્ય આવી રીતે શમદમાદિ સાધનોવડે આત્મચિંતન કરી આનંદસ્વરૂપ આત્માને પ્રાપ્ત કરે છે. અને આત્માનો સાક્ષાત્કાર થતાં આત્મબળ જાગ્રત થાય છે, માયાનો વિનય થાય છે જેમ સૂર્યનો ઉદય થતા રાત્રિનો અંધકાર નષ્ટ થાય છે, તેમ આત્મજ્યોતિનો હૃદયમા સાક્ષાત્કાર થતાં અવિદ્યામાયાનો નાશ થાય છે

પરમાત્મા સર્વના હૃદયમા આકાશની માફક પૂર્ણપણે બિરાજી રહેલા છે મનુષ્ય સ્વયં આત્મા છતાં અવિદ્યાના બંધનને લઇ જન્મ, મરણ, જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થામાં ભ્રમણ કર્યા કરે છે બ્રહ્મ એજ આત્મા છે અને સર્વ જીવોમાં તે આત્મજ્યોતિરૂપે વિલસી રહી છે માત્ર અવિદ્યા અર્થાત માયાના આવરણને નષ્ટ કરતા તે દિવ્યજ્યોતિનો

સાક્ષાત્કાર થઇ શકે છે અને ઉપરનાં શમદમાદિ સાધનો સેવી આપણે આત્મચિંતન દ્વારા આપણા હૃદયમાંજ પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ '.

આપણા જન્મનું ખરૂં કર્ત્તવ્ય આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરવો એ જ છે એ સિવાય બીજા ઉદ્યોગમાં આપણે જે સમય ગાળીએ છીએ તે નકામો છે મનુષ્યે આનંદસ્વરુપ આત્માનો સાક્ષાત્કાર કરવા યત્ન કરવો એજ ખરો પુરુષાર્થ છે, જેમને આત્મસાક્ષાત્કાર કરવાની ઇચ્છા હોય તેમણે ધર્મશાસ્ત્રાનુસાર વર્ત્તન રાખવું વર્ણાશ્રમધર્મને પાલન કરવો, અનીતિના પથે દોરાવું નહિ, ધર્મથી ભ્રષ્ટ થવું નહિ, વિષયોમાંથી વૃત્તિઓને પાછી ખેંચી લેઇ અંતરમુખ કરવાનો અભ્યાસ સેવવો જેમને હાથમાં રહેલા આમળાની માફક મશય વિપર્યય વિના આત્માનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા હોય તેમણે પ્રથમ વિવેક, વૈરાગ્ય, શમદમાદિ છ સંપત્તિઓ અને મુમુક્ષુતા ચાર વસ્તુઓ મેળવવા અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ તે પછી તેમણે સદ્‌ગુરુ પાસે વેદશાસ્ત્રનું શ્રવણ કરી આત્મસાક્ષાત્કાર થાય તેવો ઉપદેશ શ્રવણ કરવો અને આવી રીતે શાસ્ત્ર શ્રવણ કરી તેનું મનન કરી, અને તે પછી તેનું નિદિધ્યાસન કરવું એ ઉત્તમ માર્ગે જે પ્રયત્ન કરે છે તેને આત્મસાક્ષાત્કાર થાય છે

વાતો કરવાથી, સંસારમાં રચીપચી રહી વિષયલોલુપપણે આત્મબળ મેળવવાની આશા રાખવી વ્યર્થ છે મિથ્યાભિમાની થઈ હું કહું છું તે ખરૂં છે, શાસ્ત્રો તો ઢોંગ છે ગપોડાં છે, એવું માની, રાગદ્વેષથી ભરેલાં અંતઃકરણથી આત્મબળ દ્વારા પશુબળ ઉપર વિજય મેળવવાની આશા રાખવી મિથ્યા છે આત્મબળ મેળવવા માટે તે ચંચળ ચિત્તને અંતરાત્મા પ્રતિ એકાગ્ર કરવું એવી રીતે ચિત્તને અંતરાત્માપ્રતિ એકાગ્ર કરવું એ નિદિધ્યાસન છે મનનો આત્માની સાથે સંયોગ થયા વગર આત્મસાક્ષાત્કાર થતો નથી, શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી મન શુદ્ધ થાય છે અને જ્યારે મન શુદ્ધ થાય છે ત્યારે તેનો આત્માની સાથે સંયોગ થઇ શકે છે મનને જ્યારે પ્રત્યક્ષ જણાતા વિષયોમાં માની લીધેલું સુખ મિથ્યા છે અને આત્મામાં જ ખરૂં સુખ છે એની ખાત્રી થાય છે ત્યારે તે અંતરમુખ થાય છે મન અંતરમુખ થાય છે ત્યારે આત્મ સાક્ષાત્કાર થાય છે આ આત્મસાક્ષાત્કાર થતાં અવિદ્યાનો નાશ થાય છે એ અવિદ્યાનો નાશ થયા પછી જ હૃદય સ્વયંજ્યોતિ અદ્વિતીય પરબ્રહ્મનો ઉદય થાય છે જેમ વાદળાંથી ઢંકાયલો સૂર્ય, વાદળાં હોય છે ત્યાં સુધી પોતાનો પ્રકાશ ફેલાવી શકતો નથી પણ જ્યારે પવનથી વાદળાં વિખરાઇ જાય છે ત્યારે સૂર્ય પોતાના તેજ અને પ્રકાશનો લાભ આપણને આપી શકે છે તેમ અવિદ્યા માયારૂપ વાદળાં વિખરાઇ જાય છે ત્યારે પરમજ્યોતિ પરમાત્માનો સાક્ષાત્કાર આપણને થઇ શકે છે અને તેનો સાક્ષાત્કાર થતાં તેના સર્વ સામર્થ્યનો આપણે આપણામાં પ્રત્યક્ષ અનુભવ કરી શકીએ છીએ

આત્મસાક્ષાત્કાર થયા પછી મનુષ્ય આ સર્વ દૃશ્ય પ્રપંચને મિથ્યા માને છે આનંદ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થતાં સર્વ દુઃખ, ભય વિલાઇ જાય છે અને માત્ર સુખ શાંતિ આનંદ નિર્ભયતા સર્વ શક્તિમાનપણું વિગેરે સામર્થ્ય આપણામાં પ્રકટ થાય છે, માટે આત્મબળ મેળવવા આત્મસાક્ષાત્કાર કરવા યત્ન કરવો એજ મનુષ્યનું ખરૂં કર્ત્તવ્ય છે.

# लुंटारो के जमाइ ?

સુરેન્દ્રનાથ કાઠીયાવાડના એક સ્ટેટમાં પોલીસ ઓફીસરની નોકરી કરતા હતા તેમણે અઠવાડીયાની રજા મગાવી હતી, છતા હજુ રજાનો ઓર્ડર આવ્યો ન્હોતો આજે રજાનો હુકમ આવે તો સાંજની ટ્રેનમાં સુરત જવાય તેવો તેનો વિચાર હતો, સુરતમા તેમના સસરા રહેતા હતા આજની ટપાલની તે રાહ જોતા હતા. ટપાલ આવી સર્વ કાગળો ફેંદતાં તેમાંથી એક પરબીડીયું મળ્યુ, તેમા તેમની સ્ત્રીનો લખેલો એક પત્ર જોયો

એ પત્ર તેમણે વાચવા માંડયો

પ્રિયતમ !

આપનો પ્રેમીપત્ર મળ્યો, તે અમૃતમય પત્ર વાંચી મન, પ્રાણુ અને હૃદય શીતલ થયાં ઠંડાના, હવે આપનો લાંબો વિયોગ સહન થતો નથી, આપના મુખકમળનાં દર્શન કરવાને મારૂં ચિત્ત ઉત્કંઠિત થઇ રહ્યું છે ચાર પાંચ વર્ષ થયાં આપનાં દર્શન થયાં નથી, આપને રજા મળતાં જરૂર આપ પધારો આ દુખી દિન અબળા આપના આવવાની રાહ જોયાં કરે છે વિરહની વેદના હવે સહી શકાતી નથી, મારો અપરાધ ક્ષમા કરી તુરત આવી દર્શન દો એવી ઇચ્છા છે.

લી આપની પ્રેમપાત્ર
**વિલાસિની**

સુરેન્દ્રનાથે પત્ર વાંચી એક લાંબો નિશ્વાસ મૂકયો રજાનો ઓર્ડર આજે પણ ટપાલમાંથી ન નીકળ્યો, સાસરે જવાના વિચારમાં આજનુ ઓફીસનું કામ કરવા માંડયું.

બીજે દિવસે ટપાલમાં પોતાના ઓફીસરનો તેના હાથ નીચેના રહેમનખાન ફોજદારને ચાર્જ સોંપી છુટા થવા માટેનો ઓર્ડર મળ્યો સુરેન્દ્રનાથે રહેમાનખાંનેને ચાર્જ સોંપી દીધો અને સાંજની ટ્રેનમાં સુરત જવાની તૈયારી કરી

સુરેન્દ્રનાથના સાસરાને બે પુત્રીઓ છે, એકનું લગ્ન સુરેન્દ્રનાથ સાથે થયુ છે, બીજી વીરબાળાનું લગ્ન મહેન્દ્રનાથ નામના એક સજ્જન સાથે થયુ છે, મહેન્દ્રનાથ રેવન્યુખાતામાં ડેપ્યુટી કલેકટરની નોકરીમા હોવાથી તેની સાથે વીરબાળાનું લગ્ન થવાથી તે ઘણી અભિમાની થઇ હતી તે વખતે સુરેન્દ્રનાથ નિશાળમાં અભ્યાસ કરતો, નાનપણમાં શરીર પણ ઠીક ન્હોતું રહેતું વીરબાળા અંગ્રેજી પણ ભણેલી હતી. ઘણીવાર હસ્યા મશ્કરીમાં વિલાસીનીને કહેતી કે તારા સાસરામાં જઇ તારે દુખ વેઠવુ પડશે, સુરેન્દ્રનાથ બિચારો કાંઇ ભણ્યો નહિ, અને તેની સાથે તને પરણાવી આપવા પિતાએ ઘણું ખોટુ કર્યું

વીરબાળા જરા મિજાજી પણ હતી ધણી ડેપ્યુટી કલેકટર, મેજીસ્ટ્રેટનો પાવર, પટાવાળા બા, બા, કરનારા, નોકર ચાકર હાજર, હુકમથી કામ, આ બધી સાહ્યબીથી તેના મિજાજનો પાર ન્હોતો સુરેન્દ્રનાથના લગ્ન વખતે વીરબાળા તેની મશ્કરી કરતાં કહેતી કે "જાવ, જાવ, તમારા જેવા તો મારે ત્યાં પટામાં નોકરી કરે છે" આથી સુરેન્દ્રને ઘણું ખોટુ લાગ્યુ હતું અને તે પછી તે વીરબાળાના ઉપર ઘણો ચીડાયલો રહેતો

સુરેન્દ્રનું સાસરૂં નડીઆદ પાસે એક નાના ગામમા હતું, પણ તેના સસરા પ્રતાપચંદ્ર સુરતમાં વકીલાત કરતા હતા તેથી તે સુરત રહેતા સુરેન્દ્ર લગ્ન થયા પછી ફરી સાસરે ગયો ન્હોતો તેની પત્ની વિલાસીનીએ તો સાસરાનું મ્હોં પણ જોયુ ન્હોતું સુરેન્દ્રે અ-

ભ્યાસ પૂરો કર્યો અને નાશક પોલીસ ટ્રેનીંગકોલેજમાં દાખલ થયો. ત્યાં પોલીસ લાઈનનું કામ શીખ્યો, બંદુક વાકતાં, ઘોડા ઉપર સ્વારી કરતાં વિગેરે કામ શીખ્યો, ત્યાં પાસ થવાથી તેને અમદાવાદ જીલ્લામાં પોલીસ સબ ઇન્સ્પેકટરની જગા મળી, ઘેર પણ કસરત કરતો ડમ્બેલ્સ, મુગદળ ફેરવતો, ઘોડા ઉપર સ્વારી કરતો, આવી રીતે શરીર કસાવાથી જેણે તેને બેચાર વર્ષ પહેલાં નિર્માલ્ય જેવો ફેફરાયેલા શરીરનો જોયેલો, તે અત્યારે તેને ઓળખી શકે નહિ તેવો બન્યો એકાદ વર્ષ અહીં નોકરી કરી તે કાઠીયાવાડના એક સારા રાજ્યમાં પોલીસ ઓફીસર તરીકે દાખલ થયો ત્યા તેની પત્નીના પત્રો આવતા હતા, પણ તે કશો જવાબ આપતો નહિ પોતાની પત્નિ વિલાસીનીને તેડવા માટે આજે તે સાસરે જવા તૈયાર થયો હતો પરણ્યા પછી તે આજે પ્હેલવ્હેલો સાસરીયે જવા તૈયાર થયો

રાતની ટ્રેનમા સુરત જવા માટે તે નીકળ્યો બીજે દિવસે સ્હવારે દસ વાગે તે સુરતના સ્ટેશને ઉતર્યો તે મુળ પોલીસ ઓફીસર હતો તેથી તેનો મ્હેરો બ્હીવામણો હતો વળી કસરતી જુવાન અને કદાવર શરીર એટલે એકદમ તેની સામા મનુષ્ય ઉપર છાપ પડે તેમ હતું જેમણે તેને પ્હેલાં માયકાંગલા જેવા દુર્બળ શરીરવાળો જોયેલો તે અત્યારે તેને ઓળખી શકે તેમ ન્હોતું, તેણે કોટ, પાટલુન પહેરી માથે સાફો બાંધી લીધો હતો, સાથે એક બન્દુક, મોટી લાકડી, એકાદ બેગ, બીસ્તરો એટલો સામાન હતો

સ્હવારમાં સુરતના સ્ટેશને ઉતર્યો, પણ તેને તેના સસરાને ત્યાંથી કોઇ સામું તેડવા આવેલુ જણાયુ નહિ, તેણે પોતાને સાસરે ગઇ કાલે નીકળતા પ્હેલાં પોતાને આવવાનો તાર કરેલો, પણ કોઇ સામુ આવ્યુ નહિ હોવાથી તેને જરા માઠુ લાગ્યુ સુરેન્દ્રે મજુરને બોલાવી સામાન બહાર કઢાવી સ્ટેશનયાર્ડથી બહાર નીકળી એક ભાડાની ગાડી કરી લીધી, અને તેને પ્રતાપચન્દ્ર વકીલને ત્યાં લઇ જવાનું જણાવ્યુ

ગાડીવાળાએ કહ્યુ ચાલો સાહેબ મે પ્રતાપચન્દ્ર વકીલનું ઘર જોયુ છે, અહિ નજીક જ સગરામપુરામા છે આપને હું જલદી લઇ જઇશ

સુરેન્દ્રનાથે ગાડીમા સામાન મૂકાવી પોતે તેમાં બેસી સાસરે વિદાય થયો.

સુરેન્દ્રનાથ તે પ્હેલાં કદી સુરતમા આવ્યો ન્હોતો, જેથી અજાણ્યો હતો અર્ધા કલાકમાં તો એક મોટા મકાનના દરવાજા પાસે ગાડીવાને ગાડી ઉભી રાખી કહ્યુ, સાહેબ, આ પ્રતાપચન્દ્ર વકીલનું મકાન આવ્યુ, ખડકી પાસે એક નોકર વાસણ ઉટકતો હતો તેને સુરેન્દ્રનાથે પૂછ્યું પ્રતાપચન્દ્ર વકીલનું ઘર આ કે ? નોકરે કહ્યુ, હા સાહેબ

સુરેન્દ્રનાથે કહ્યું વકીલ સાહેબ છે ?

નોકર—ના સાહેબ, એતો હમણાજ કોર્ટમાં ગયા.

સુરેન્દ્રનાથ-ઠીક, અંદર ખબર આપો કે તમારા જમાઇ આવ્યા છે, નોકરે સુરેન્દ્રનાથને સલામ કરી કહ્યુ, આપું સાહેબ.

નોકર ગમો અંદર ખબર આપી પાછો આવ્યો અને ગાડીમાથી સામાન ઉતારી અંદર મુકી આવ્યો પછી સુરેન્દ્રનાથને દીવાનખાનામા તેડી ગયો આજુબાજુની બાલિકાઓ સુરેન્દ્રનાથને જોઇ જમાઇ આવ્યા જાણી હસવા લાગી

નોકરે પાણી આપ્યુ, પછી ન્હા લાવ્યો, તેને ન્હાવાની તૈયારી કરવા માંડી

થોડીવારે એક કામ કરનારી સ્રીએ આવી સુરેન્દ્રનાથની ખબર પૂછી કહ્યું કેમ જમાઇરાજ સારા તો છો ને?

સુરેન્દ્ર-હા, અહીં સર્વ ખુશીમાં છે ?

દાસી-હા સાહેબ, સર્વ ખુશીમાં છે, હું ૭ માસથી અહીં કામ કરવા રહી છું હું મારાં બાને રોજ પૂછતી કે જમાઇરાજ ક્યારે આવવાના છે ? તે કહેતા કે રજા મળશે ત્યારે આવશે ભના, આટલા બધા દિવસે પણ આપ પધાર્યા તેથી ઘરના સર્વ ખુશી થયા છે, આપને માટે ન્હાવાનું પાણી કાઢયું છે. ન્હાઇ લ્યો તો કાંઇ નહી ચીજ ગતાવુ મને વધાઇને માટે કાંઇ આપવુ પડશે

સુરેન્દ્ર-હા, મને મળશે તો હુ તેમાંથી તને પણ આપીશ.

સુરેન્દ્ર-ન્હાવા ઉઠયો. ઘરમાં નાયજીભાઇ કરીને રસોયો હતો, તે પણ નવોજ હતો આજકાલ પ્રતાપચંદ્ર વકીલની પ્રેકટીસ સારી ચાલતી એટલે ઘરમાં રસોયો, નોકરો દાસી વિગેરે નવાં રાખ્યાં હતાં.

સુરેન્દ્ર—ન્હાઇને પાછો દીવાનખાનામાં આવ્યો તો છોકરાંએ, બંદુકની પેટી ઉતારી બંદુક બહાર કાઢી રમતાં હતાં અને સામાન અવળસવળ કરી મૂકયો હતો. સુરેન્દ્રે તેમની પાસેથી બંદુક લઇ લીધી અને સામાન બરોબર ગોઠવી દીધો

સુરેન્દ્ર દીવાનખાનામાં બેસી પાન સોપારી ખાતો હતો, તેવામાં લખમી નામની દાસી એક ધાવણા બાળકને રૂમાલમાં લપેટી અંદર આવી અને કહ્યું લ્યો સાહેબ, આ વધામણી, કેવો રાજકુમાર જેવો છોકરો છે, એમ કહી સુરેન્દ્રના ખોળામાં તે બાળકને મુકયું.

બાળકને ખોળામાં લઇ સુરેન્દ્રે કહ્યુ હા ઘણોજ સુંદર બાળક છે

દાસી-એમ કહી મોંઢી વાળશો નહિ, વધામણી આપવી પડશે.

સુરેન્દ્રે ગુંજામાંથી બે રૂપીયા કાઢી બાળકના હાથમાં આપ્યા બારણા આગળ બીજાં છોકરાં ઉભાં હતાં તે સુરેન્દ્રની મશ્કરી કરતા હસવા લાગ્યાં.

દાસી-એમ બે રૂપિયા આપ્યે નહિ ચાલે, કાંઇ સોનાની જણસ બણસ નથી લાવ્યા ?

સુરેન્દ્ર—ના, હુ નથી લાવ્યો

દાસી-તો અહીં બહુ સોનું મળે છે, આજે લાવીને જણસ કરાવો, એમ છોકરાના બાપ થઇ બેસી રહ્યે નહિ ચાલે ?

સુરેન્દ્ર આ સાંભળી ગભરાયો, તે વિચાર કરવા લાગ્યો કે આ શું મારો છોકરો ? મારી સ્ત્રીએ હજુ મારૂં ઘર તો જોયું નથી અને આ શુ કહે છે ?

સુરેન્દ્રે બાળકને દાસીના હાથમાં સોંપી કહ્યું આ પુત્રનો જન્મ કયારે થયો ?

દાસી-પોતાને હોઠે આંગળી મૂકી બોલી-ઓહ, આપ પણ ખરા લાગો છો ? આપના આ પુત્રનો જન્મ કયારે થયો તેની પણ આપને ખબર નથી કે શું ?

સુરેન્દ્ર પૂરો ગભરાયો. આ શુ કાંઇ અનર્થ તો નહિ થયો હોય, સ્ત્રીએ અનાચાર કરી મને નહિ તેડાવ્યો હોય! તેનાથી કાંઇ પણ જવાબ દઇ શકાયો નહિ હવે શુ કરવુ તેના વિચારમાં તે પડી ગયો

થોડીવારે રામો સુરેન્દ્રને જોડેના બીજા ખંડમાં લઇ ગયો પાસે જ એક ખંડ હતો, તે ખંડમાંથી એક બાલિકાએ કહ્યું મ્હારી બ્હેન આવે છે

સુરેન્દ્ર સમજ્યો કે વીરબાળા મારી સામી આવતી હશે

વીરબાળા ઉપર તે ઘણોજ ચીડાયલો હતો, જેથી પોતાનો દમામ બતાવવા ખુંખારો કરી મૂછે તાવ દેતો ટટ્ટાર થઇ બેઠો, જોડેના ખંડમાંથી એક સ્વરૂપવતી વીસેક વર્ષની

યુવતી બહાર આવી બોલી, કેમ વ્હાલા, આટલા બધા દિવસે પણ આપને અહીં આવવાની નવરાશ મળી ખરી ? આમ કહેતા તે આઘુ ઓઢી સુરેન્દ્રની પાસે આવી, પણ અંદર જઈ ઘુમટો કાઢી નાંખતાં તો જાણે વીજળીનો દાહ થતાં ચમકે તેમ તે તરત આઘુ ઓઢી દોડતી પાછી અંદર ચાલી ગઈ

સુરેન્દ્રે તે યુવતીને જોઈ, પણ તે વીરમાળા ન્હોતી, કોઇ બીજી હોય એમ લાગ્યું

યુવતી તેની પાસેથી જીવ લઇ પાછી નાઠી, એટલે તેની પાસેની તેના સરખે સરખી બીજી સ્ત્રીઓએ કહ્યું અરે, આમ નાસે છે શું ! એ તો તારા જીવનસંગી, તારા પ્રાણ, કોઇ બીજાતો નથી ?

પેલી સ્ત્રીએ એક સ્ત્રીના કાનમાં કહ્યું: ચુપ, એ ન્હોય, આ તો કોઇ બીજો જ લાગે છે શું હું એમને ઓળખુ નહિ!

સ્ત્રીઓએ અંદરે અંદર કનબલ કનબલ વાતો કરવા માંડી.

બીજી સ્ત્રી–શું એ ન્હોય, ત્યારે એ કોણ છે ?

યુવતી–હું શું જાણું, એ તો ન્હોય, આતો કોઈ બીજો છે

સ્ત્રી—અરે, કોઇ ઠગ તો નહિ હોય. લુંટારો તો જમાઈ બની નહિં આવ્યો હોય

"હા, કોઇ ઠગ કે લુંટારો લાગે છે, તેની સાથે તો મોટી બંદુક, વાંસની કડીયારી લાકડી એ બધું છે વળી તરવાર ને તમંચો પણ છે, હાં કે ? એક બાળકે કહ્યું.

ઓ બાપરે, આ મુવો ચોર ક્યાંથી ભરાયો, હવે શું કરીશું ? વકીલ તો કોર્ટમાં ગયા છે, આના બીજા સોબતી પણ હશે ખરા, આપણને મારી ઘરમાં લુંટી જશે તો આપણી શી વલ્લે,

આવી વાતો સ્ત્રીઓમાં થવા લાગી, એક સ્ત્રીએ રામાને બૂમ મારી કહ્યું અરે, જા, જા, જલ્દી કોર્ટમાં જઇ વકીલ સાહેબને બોલાવી લાવ, જા દોડ તો જા.

આમ સ્ત્રીઓ ગભરાવા લાગી, રામો દોડતો કોર્ટમાં ગયો

સુરેન્દ્ર પણ ગભરાતો ત્યાં બેસી વિચારમાં પડી ગયો કે આ ધમાલ શી ? આ સ્ત્રી જોઇ તે પણ કોઈ બીજી, મારી સ્ત્રીને વળી આ છોકરો શો ? આ શી ધમાલ હશે ? હશે જોઇએ છીએ શું થાય છે.

સુરેન્દ્રને પોલીસ ઓફીસરનો હોદ્દો હતો, એમ કાંઇ ગભરાય એવો ન્હોતો, સાસરે આવ્યો છે, તેમની ન્યાતના રીવાજ મુજબ સ્ત્રીઓ લોકજ્જ પાડે હોય અને કોઇ બીજી સ્ત્રી આવી હશે, પણ આ મારી સ્ત્રીને છોકરો કેવો ? એના વિચારમાં પડી ગયો

રામો દોડતો કોર્ટમાં પ્રતાપચન્દ્ર વકીલને ખબર આપવા દોડ્યો. વકીલ સાહેબને કાંઇ કેસ ન હોવાથી પાસે લાયબ્રેરીમાં બેસી મિત્રો સાથે વાતોના તડાકા મારતા હતા. તેવામાં ગાભરો ગાભરો રામો ત્યાં આવ્યો અને બોલ્યો, અરે સાહેબ, ઉઠો. એકદમ ઘેર ચાલો

પ્રતાપચંદ્ર—અરે પણ છે શું ? તે તો કહે કોઇ માંદુ તો નથી થયું

રામો—અરે, માંદુ તો નથી પણ ઘરમાં એક જબરો લુંટારો ભરાયો છે.

બધા વકીલો રામાની વાત સાંભળી ચકિત થતા રામા સામું જોવા લાગ્યા. "અત્યા, અત્યારે લુંટારો કેવો ?"

રામો—અરે સાહેબ, હવે તો ધોળે દહાડે ધાડ પડે છે તેની આપને ક્યાં ખબર છે, આ હમણાં જ મણિપુરમાં ધોળે દહાડે ધાડ પડી ને ઘરના ઘર લુંટાઇ ગયા વળી બે જણાં ખૂન થયાં તે જુદાં, લુંટારાઓની કાંઇ ખોટ છે

પ્રતાપચન્દ્ર—પણ ખરી વાત શું !

રામો—શું કહું સાહેબ, તે લુટારો છે, બ્હારવટીઓ છે, ઠગ છે ગાંડો છે કે કાંઇ તે કશું જણાતું નથી. તે તો કહે છે કે હું તો વકીલ સાહેબનો જમાઇ છું

આ સાભળી વકીલો હસી પડયા, વાહ પ્રતાપચંદ્રભાઇ જાઓ, તમારા જમાઇ આવ્યા છે !

પ્રતાપચન્દ્ર-એ કયારે આવ્યો ? અને શું કહે છે ?

રામો-અરે સાહેબ, જે પૂછવું હોય તે ઘેર પૂછજો, ઉઠો, હમણાં બધાંને મારી, લુંટી ચાલ્યો જશે, મોટો લાંબો પહોળો છે, બંદુક, તલવાર, ભંચો, લાકડી, બધાં હથીયારો પણ છે, ચ્હીબામણો છે, બધાં બૈરાં બીકનાં માર્યાં થથરી ઉઠયાં છે, હમણાંજ ઘેર ચાલો

વકીલો—હે બંધુક, તલવાર, બધુ છે? અરે પ્રતાપભાઇ, કોઇ ભયંકર માણસ હશે, ચાલો પોલીસમાં ખબર આપીએ, અમે પણ તમારી સાથે આવીશું પોલીસ ફોજદારને લઇ જજો એકલા ન જશો.

પ્રતાપચંદ્રનું કાળજું ભયથી થથરવા લાગ્યું. તે ગભરા બની ગયા. ઝટપટ ફોજદારને ખબર આપી ફોજદાર, પોલીસ પાર્ટી સાથે વકીલ પ્રતાપચંદ્ર લુંટારાને પકડવા ઘેર દોડી આવ્યા. અપૂર્ણ.

# શિર્ષાસન

(લે૦ રા. શંકર યજ્ઞેશ્વર ગર્ગે)

(અનુસંધાન ગતાંકથી)

## શિર્ષાસનની તૈયારી.

શિર્ષાસન કરતી વખતે થનારી સ્થિતિ ઉપરથી કેવી રીતથી શરીરની ઢીલચાલ અને ગોઠવણ કરીને તે પૂર્ણ કરવું પડે છે, તેનો દેખાવ નજરમાં આવશે. તે જોવાથી તે કામની સારી માહિતી અગાઉથી થશે. અને તેથી જ તે કરવામાં ઉત્સાહ પેદા થશે તેનો સારો અભ્યાસ થતા પહેલા તે આસન ભીંત પાસે, અથવા બે ભીંતોના સંયોગ સ્થાનમાં ખૂણામાં કરવાથી વિશેષ સુલભતા અને કમી ત્રાસ થાય છે પછી ૧૦–૧૫ દીવસનો અભ્યાસ થયા પછી ઓરડીની વચોવચ્ચ કશો આધાર ન લેતાં તે આસન કરી શકાશે વિના અભ્યાસવાળો નવો માણસ પ્રથમની જ વખતમાં જ્યારે તે કરવા માંડે છે, ત્યારે તેના શરીરનો તોલ ખસીને, પછવાડે કે બાજુ પર જવાથી આખું શરીર નીચે ગબડી પડવાનો સંભવ રહે છે માટે શરીરનો તોલ કરનારની કાબુમાં આવતા સુધી ભીંતના આધારથી તે આસન કરવાનો આરંભ કરવો તેમજ માથું નીચે મુકયા પછી બન્ને પગ વાળીને તાટ સરળ ઉભા કરવાનો અભ્યાસ ન હોવાને લીધે તે પગ ઝાલીને ઉંચે રાખવાનું કામ કરવા સારૂ બીજા માણસની મદદ લેવી પડે છે, એટલે અડચણ અને કંટાળો ન આવતા તેનો અભ્યાસ સ્હેલાઇથી કરી શકાય છે માટે ભીંતનું ઓઠીંગ અને બીજા માણસની મદદ પહેલવહેલા અવશ્ય લેવી જોઇએ ૫–૭ દીવસ એમ કરતાં કરતાં, અભ્યાસથી તેનું આસન પોતે કરવામાં ફાવી જાય છે, અને ૧૫ દીવસના અભ્યાસથી તે આસન કરવું એ આરામ સેરતો છે એવો પણ ભાન થાય છે

એ આસનની સ્થિતિમાં ગળા ઉપર અને માથા ઉપર ભાર પડે છે તેથી માથા નીચે નરમ સ્વચ્છ ધોતીયાનું વીંટાળુ આશરે ૪–૬ આંગળ જાડું રાખવાથી, જમીનની કઠણાશ નડતી નથી, એનું રહસ્ય એ છે કે માથા ઉપર ઉલટું ઉભુ રહેવાથી, શરીરમાંનો લોહીનો પ્રવાહ છાતીમાં થઇને માથામા ઉતરે છે, તેથી મગજની અંદર લોહી વધવાથી તેના કોઇ સૂક્ષ્મ ભાગ ઉપર તે લોહીનું અસાધારણ દબાણ થાય તો ઇજા થવાનો સંભવ રહે છે ઇજા થાય જ છે એવુ માનવાનું કોઇ કારણ નથી તેટલા વાસ્તે તે આસન કરતી વખતે માથાની તળે નરમ પદાર્થ રાખવો પડે છે એ પ્રમાણે ભીંતનું પડખું, નરમ ગાદી અને મદદ કરનાર મિત્ર પાસે રાખવો કુંટીથી નીચે અર્ધી જાગો ઢકાઇ જાય તેવુ વસ્ત્ર કેડની આજુબાજુએ પેહેરવુ જોઇએ પગ ઉભા કર્યા પછી જાગ પરના વસ્ત્રોનો ભાગ નીચે પેટ તરફ ખસે છે તેટલા માટે સમુળગુ નગ્ન સ્થિતિ ન દેખાય તેવી રીતે તે વસ્ત્ર ઢીલું પણ ન ખસે તેવુ પ્હેરી રાખવું એટલી આગળની તૈયારી કરી રાખવી પછી તે આસન કરવાની શરૂઆત કરવી જોઇએ

## શિર્ષાસન કરવાની રીત.

ભીંત પાસે ગાદી પાથરવી ભીંતથી ૪–૫ આંગળ છેટાની જગોએ માથુ મૂકવુ ભીંત તરફ પુંઠ રાખવી પોતાના બે હાથ માથાની પાછલી બાજુએથી માથા સાથે એવા ચોંટાડવા કે બન્ને હાથની આંગળીઓ એકેકમાં પેસી જાય, બને હાથના થએલા એક પંજામાં માથુ સારી પેઠે બેસી જાય, કુણીઓ સુધી બે હાથ, માથુ, અને તે દરેકના આગલા ભાગ નીચલી ગાદીને ચોટે છે, સ્પર્શ કરે છે એવી સ્થિતીમાં રાખ્યા પછી પીઠનો કુલા સુધીનો ભાગ, ભીંત તરફ લઇ જવો અને ભીંતને લગાડવો પીઠ અને કુલાનો ભાગ સારી પેઠે ભીંતને લાગશે. એવા વેતથી પોતાના પગ પોતાના માથા પાસે ખસેડવા એ સ્થિતિમાં પગના અંગુઠા તથા બે ત્રણ આંગળીઓ જમીનને લાગેલી હોય છે અને શરીરની કમાનાકૃતિ થઇ જાય છે, એટલી તૈયારી થયા પછી, ઢીંચણના સાંધામા પગ બેવડ વાળીને પગોની એડીઓ–ટાંચ–કુલાને લગાડવી તે તે ઠેકાણે પળવાર સ્થિર રાખવી, પછી પગ એકેક ઉપર ઉપાડીને ભીંત–તાડ, રાખવા પ્રથમની વખતે મદદગારે એકેક પગ ઉપર ઉપાડીને ઝાલીને–સીધો કરી રાખવો આ વખતે માથુ નીચે અને પગ ઉપર રહેલા–એવી સ્થિતિમાં શરીર રહે છે એને જ શિર્ષાસન કહે છે તે વખતે સર્વ શરીરનો ભાર–માથુ અને કુણીઓ સુધીના બે હાથ–એટલાજ ભાગોપર પડે છે બે કુણીઓના બે બિંદુ અને માથાના વચલો મધ્ય-બીંદુ એવા ત્રણ બીંદુઓને સાધનારા ત્રિકોણ ઉપરજ બધુ શરીર ઉલટુ ઉભુ રહે છે વાસ્તવિક જોતાં બે પગ ઉપર સીધા ઉભા રહેવા કરતાં એ આસનની સ્થિતિમાંના ત્રણ બીંદુઓ ઉપર ઉલટા ઉભુ રહેવુ સહેલું છે પણ અભ્યાસ વિનાની તે સહેનાઇ, કંટાળા જેવી વસમી લાગે છે તે ફક્ત અભ્યાસથી જ મનગમતી–પ્રિય કરી લઇ શકાય છે.

યોગના સર્વે આસનમા શિર્ષાસન નામનું તે આસન શ્રેષ્ટ ગણાય છે તોપણ નવીન અભ્યાસવાળાએ, તે વિચારપૂર્વક સાવચેતીથી અવકાશ અને અનુકુળતાથી ફાવે તેમ કરવું જોઇએ. શરૂઆતમાં ફક્ત ૩–૪ સેકંડ–પળ પર્યંત કરતા જતું જરાક થોડો પણ ત્રાસ યા કંટાળો લાગવા જેવું થાય તો તુરત બંધ કરવુ આગ્રહથી, અને જબરદસ્તીથી વધારે વખત તે કરવુ નહી એવી રીતે થોડો થોડો વખત, તે સ્થિતિમાં વધારીને એક મહીનાના અભ્યાસથી ૫ મિનીટ જેટલો વખત એક જ વેળાના આસનમાં રોકી શકાય તેવો અભ્યાસ

કરી રાખવો જોઇએ. પછી એકવાર ૫ મીનીટ સુધી શાંતિ સમાધાનથી તે આસન કરતાં ફાવ્યુ—આવડ્યુ—કે પછી પોતની શકિત અને સગવડ પ્રમાણે દર અઠવાડીએ થોડો થોડો વખત વધારીને, નીદાન દરરોજ એક અથવા બેવાર અર્ધો કલાક સુધી તે શીર્ષાસનનો વ્યાયામ કરવાનો માવરો પાડી રાખવો

સ્હેલાઇથી ૫ મીનીટનો વખત તે આસનની ક્રિયામાં આળવા સારૂ, કોઇને ૧૫ દીવસ તો કોઇને ૨–૩ મહીના જેટનો અરધી લાગે છે એ વાત જેની તેની શકિત, ઉત્સાહ અને યુક્તિ ઉપર આધાર રાખે છે પરમાત્મપ્રાપ્તિના ઉપાય બતાવનારા બધા શાસ્ત્રોમા, અદ્વૈત શાસ્ત્ર—વેદાંતશાસ્ત્ર એ એક જ શાસ્ત્ર સર્વોત્તમ શ્રેષ્ટતા ધરાવે છે એવુ ઘણા વિદ્વાન અને અનુભવી લોકોનું માનવુ છે તે વેદાંતશાસ્ત્રમા ચીત્ત એકાગ્રતાની સ્થિતી પ્રાપ્ત કરવી એ મહત્તમ સાધન કહેવુ છે તે ચિત્તની એકાગ્રતા એ આસનથી સુલભતાથી થઇ શકે છે, એ વાત જો કે ઉત્તમ છે તોપણ ધાર્મિક બાબત ગણાએલી છે, તેથી વ્યવહારીક લોકો વાસ્તે બાજુ ઉપર મૂકી દેવાય છે પણ વ્યવહારીક બાબતો જે શરીરની સ્થિરતા અને આરોગ્ય તથા બલવર્ધન કરનારા સાધનોના વ્યાયામ તરીકે જ જો આપણે તેનો વિચાર કરીએ તોપણ અન્ય વ્યાયામો કરતાં—શિર્ષાસનનો વ્યાયામ સર્વોત્તમ કહેલો છે, એ વાત કેવળ શાબ્દીક વર્ણનથી નહીં પણ તેનો અનુભવ કરેલા અભ્યાસી લોકોના અનુભવથી ઠરેલી છે તે તેમનાજ શબ્દોમા નીચે દર્શાવેલ છે.

## શિર્ષાસના વ્યાયામથી થતા ફાયદાઓ

હરીદ્વારના પંડિત દેવશર્મા જણાવે છે કે—મે શીર્ષાસનનો અભ્યાસ અને અનુભવ ૨ વર્ષથી કરેલો છે મારા શરીર ઉપર તેનો થએલો પરિણામ નીચે મુજબ છે —

૧ ભુખ લાગવી—ખાવાની શક્તિ પેહેલા કરતાં મારામાં વધેલી છે સાત્વિક આહાર મને વધારે પ્રિય લાગે છે નિયમીત વખતે આહાર લેવાની અભિરૂચી પેદા થઇ છે. અને લીધેલો આહાર સારી પેઠે પાચન થાય છે. કોઇ જાતનુ અપચન તથા વાયુ વિગેરેના વીકાર થતા નથી.

૨ વીર્યરક્ષણ—પાકો બીંદુ જય થએવાનો પરિણામ જો કે અદ્યાપી મારામાં જણાયો નથી, તોપણ મારો સ્વપ્નદોષ દુર થએલો છે ને જુવાનોને તથા અશક્ત માણસોને સ્વપ્નદોષ (સ્વપ્નમાં વીર્યપતન થવુ) થતો હશે, તેમણે દવાદારૂ પાછળ દ્રવ્ય અને વખત ન ગુમાવતા—શીર્ષાસનનો વ્યાયામ કરવો તેથી થોડા સમયમાં જ શરીરની શક્તિ વધીને તે સ્વપ્નદોષ સહેજ નીકળી જશે

૩ આંખો ઉપર પરિણામ—એ આસન કરવાની પેહેલી વખતે મારી આંખોમાં જે દોષ હતા તે દોષ મટી ગયા છે, અને આંખો નિર્દોષ થઇ છે પાણી વીગેરે ગળતુ હતું તે બંધ થઇને દર્શનશક્તિ વધી છે

૪ ઉંઘ ઉપર પરીણામ—એ આસન કરવા લાગ્યા પછી મનને અદ્ભૂત શાંતિ અને સ્થિર આરામ મળવા લાગ્યા છે રાત્રે સ્વસ્થ ચીત્તથી ઉંઘ આવે છે

૫ રોગનો નાશ—સાધારણ જવરનો આવિર્ભાવ, કાન કિંવા માથુ દુખવુ, મળેખમ તથા ખાંસી વિગેરે દરદો, શીર્ષાસન કરનારાઓને થતા નથી અને પેહેલાના થએલા હોય તો મટી જાય છે ઘડીમાં રેહેવાથી મને પેહલી પેહેલી ઘડી લાગતી હતી. પણ શીર્ષાસન કરવા લાગ્યા પછી, મારા સર્વ શરીરમાં ઉષ્ણતા સરખી રીતે પ્રસૃત થાય છે અને શરદી

મટી જાય છે ન્યુમોનીઆ—સન્નિપાત અને ટ્રાઈફસ જેવા ભયંકર દરદોની પ્રથમ અવસ્થાથી જ, જો શીર્ષાસનનો વ્યાયામ શરૂ કર્યો હોય તો ઘણો ફાયદો થવાનો સંભવ રહેલો છે. તેટના માટે વૈદ્ય અને ડાક્ટર લોકોએ ખતથી એ બાબતનો અનુભવ અવશ્ય લેવો જોઇએ

મુખ્યત્વે કરીને રોગનો નાશ થવો એ મહત્વની બાબતનો આધાર, શરીરમાં ચાલુ રહેલા રૂધિરાભિસરણ ઉપર રહેલો છે તેમા પણ જુદા પ્રકાર છે એક તો શુદ્ધ રક્તના ફરવાથી શરીરના જીવન પોષણનુ કર્મ સારૂ થાને જે બીજુ તે ક્રિયાથી અશુદ્ધ—ખરાબ થએલુ રક્ત—પાછુ એકઠુ કરીને તેને શુદ્ધ કરવુ પડે છે આ બે ક્રિયામા શુદ્ધ રૂધિરાની સરણુની ક્રિયાને સ્વભાવની અનુકુળતા છે પણ બીજી ક્રિયાને જે અશુદ્ધ રક્ત તરફ હદ કરવુ તેને સ્વભાવની અનુકુળતા ઓછી છે તેથી અશુદ્ધ રૂધિરાભિસરણમાજ ઘણા લો કોના રોગનાં મૂળ રહેલાં છે અર્થાત એ વૈદકીય બાબત છે, તેથી તેની વીશેષ ચર્ચા અત્રેના વિષયમાં કરવી સારી નથી, પણ જ્યારે વગર દવા દારૂથી જ રાગનો નાશ કરવાની વ્યાયામની પદ્ધતિ આપણે લખીએ છીએ તો તેનું પુરતુ વર્ણન અને, બીજાની જાણ સારૂ આપવુ અવશ્ય છે, ઈંગ્રેજી વૈદક પદ્ધતિમા પણ અશુદ્ધ રૂધિરાભીસરણ (વિન સરક્યુલેશન—ઉપર ઘણાખરા રાગનો આધાર રહેલો છે માટે તેવા મહત્વના અશુદ્ધ રૂધિરાભિસરણની ક્રિયાઓમાં, આ આસનથી કેટલો મોટો ફાયદો થાય છે, તેની અનુભવીક માહિતી બીજા અભ્યાસીના શબ્દોમા આગળ આપવામાં આવશે, અને તો ફક્ત પંડીત દેવશર્માના અનુભવો માત્ર જણાવીએ છીએ

૬ અઠવાડી ઉપર પારણામ—તા ૧—૮—૨૦ ના રોજ મને રોઢ માઈલના છેટેના ગામમા ભાષણ આપવા જવાનુ હતું તે દીવસે મને ઉપવાસ હતો, પગે ચાલવુ અયોગ્ય લાગવાથી, ઘોડાપર બેસીને હું ત્યા ગયો ખરો પણ ઉપવાસના લીધે ભાષણ કરવાની સત્તા ...ાં રહી નહતી. તેથી શીર્ષાસન પણ સારાથી થઇ શકશે કે નહી એવુ મને લાગતુ હતુ પણ મનમાં નીર્ધાર કરીને શિર્ષાસનનો વ્યાયામ મેતો કર્યો તેનો આશ્ચર્યકારક પરીણામ તો થયો કે —તે પછી મારામા તાત્કાલીક નવજીવન પેદા થઇને તે વખતે ઉત્સાહ સાથે, ભાષણ આપવાનું કામ મે પુરૂ કર્યું હતુ બીજે દીવસે ઉપવાસ છતા પણ મારામાં તેવીજ હોશીયારી ટકી રહી હતી એકંદરે મારૂ શરીર ત્યારે તન્દુરસ્ત અને શક્તિ અને ઉત્સાહ ભરેલુ થતુ જાય છે અને શાંતિ વધે છે

કુંભક નામનો પ્રાણાયામ વધારે વખત ટકી રહે છે અને તે પણ સુગમતાથી–નહી, ત્રાસથી એવો ટકી શકે છે એ બાબત ઉપર કેટલાક અનુભવી યોગીઓનો અભિપ્રાય લેતાં તેઓ કહે છે કે શીર્ષાસન કર્યા પછી પ્રાણાયામનો અભ્યાસ કરવાથી, તે માણસ સમાધિ સુધીની સ્થિતિ–ઉત્તમ પ્રકારનુ ચિત્ત એકાગ્રતા સંપાદન કરી શકે છે બીજા એક યોગાભ્યાસી મહાત્મા જણાવે છે કે દરરોજ ૩ કલાક શિર્ષાસન કર્યા પછી પ્રાણાયામ કરવામાં આવે તો, તેનાથી ષડ્ચક્રનો વેધ પણ થઇ શકે છે સમાધિ એટલે પૂર્ણ ચીત્તની એકાગ્રતા હોય છે તેમાં અસંપ્રજ્ઞાત સમાધિ અને સંપ્રજ્ઞાતસમાધિ એવા બે ભેદ છે અદ્વૈત શાસ્ત્ર–વેદાંત એ એક જ એક મુખ્ય અને ખરૂં શાસ્ત્ર છે તે શાસ્ત્રની યોગશાસ્ત્ર એ એક કલા–અંશ છે તે યોગશાસ્ત્રમાં અસંપ્રજ્ઞાત સમાધિમાં બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. અને સંપ્રજ્ઞાત સમાધિમાં જે વસ્તુ ધારીને સંયમ કરેલો હોય તે, તે વસ્તુની પ્રાપ્તિ તે સંપ્રજ્ઞાત સમાધિની પૂર્ણ અવસ્થામાં થાય છે એવુ પણ યોગશાસ્ત્ર જ કહે છે અને સિદ્ધ કરી આપે છે. હવે આપણા જેવા વ્યવહારૂ લોકોને ઐહિક ઐશ્વર્ય ભોગવવાની ઇચ્છા ધરાવનારને અસંપ્રજ્ઞાત સમાધિનું અત્યારે પ્રયોજન નથી કારણ ઐહીક સર્વ ઇચ્છા પૂર્ણ થઇને વૈરાગ્ય પ્રગટ થયા વિના તેવો અધીકાર જ પ્રાપ્ત થતો નથી. માટે એ સર્વોત્તમ કટીનો ઘણો ઉંચો વિચાર હાલ બાજુપર મૂકવો જોઇએ છે માત્ર ઐહિક ઉન્નતિનો જ વિચાર ચલાવીને આ યોગાસન પદ્ધતિનો વ્યાયામ કેટલો ફાયદો કરે છે તે જોવાનું છે પ્રાણાયામની કુંભક અવસ્થા પૂર્ણ હસ્તગત સિદ્ધ કરવામાં શિર્ષાસનની બહુ મદદ થાય છે અને કુંભક અવસ્થા સિદ્ધ થઇ કે ધારેલી વસ્તુનો સંયમ તે સ્થિતિમાં કરવાથી સંપ્રજ્ઞાત સમાધિ સાધી શકાય છે તેનું ફળ શરીરની આરોગ્યતા અને બળવર્દ્ધન એ તો તેના અમજુત એક અંશના ફળરૂપ છે, તે તો અળશેજ ઉપરાંત ધારેલી વસ્તુના સંયમથી, સગુણ પરમેશ્વર તે તો ધારેલી વસ્તુ પણ આપે છે, એ કેટલો મોટો લાભ છે તે બાબત યોગશાસ્ત્ર એ ધતીંગ છે, ખાલી આળસુ લોકો તેના પછવાડે નકામો વખત ગુમાવે છે વિગેરે ગપ્પાષ્ટક ઠોકનારા લોકોએ ખાસ કરીને વિચાર કરવા જેવો છે

આ એકંદર અનુભવ ઉપરથી ઉપર લખેલી ધર્મની વ્યાખ્યા પ્રમાણે શિર્ષાસનનો વ્યાયામ એ એક એવી અદ્ભુત ચીજ છે કે તેના અભ્યાસથી ઐહીક અને પારલૌકીક સુખ શાંતિ, સ્હેજ હસ્તગત કરી શકાય છે તેટલા માટે પ્રિય અને સુજ્ઞ વાચકો તમો ઉત્સાહથી શિર્ષાસનનો અભ્યાસ કરવા આજથી જ શરૂઆત કરશો એવી લાગણીની વિનતી કરૂં છું

## બીજા અભ્યાસી માણસોના અનુભવ

લાનોલી ગામમાં રહેનાર કુવલયાનંદ મહારાજના એ આસન વિષેના અનુભવ એવા જ ઉત્સાહકારક છે એટલું જ નહિ પણ તેઓ પ્રથમ સંસ્કૃતના શિક્ષક હતા ત્યારથી તેમને આપણા લોકોની નબળાઇ તેમાં વિશેષે કરીને હાઇસ્કુલો તથા કોલેજોમાં ભણનાર છોકરાની નબળી શારિરીક સ્થિતિ તેમના અવલોકનમાં આવી હતી તેટલા માટે તે મહાત્મા તે સ્થિતિ શી રીતે સુધરશે એ સવાલમાં ઘણા પ્રકારે અજમાવી જોઇને, તેમાં નિષ્ફળ નીવડ્યા હતા બાદ યોગાસનના વ્યાયામનો વિચાર તેમના મનમાં ઉદય પામ્યો તેનો અનુભવ પડે તે કરીને બીજા ઉપર પણ કરાવવાથી ને એ યોગાસન પદ્ધતિનો વ્યાયામ સર્વશ્રેષ્ઠ ઠર્યાથી, પોતતરફ તેમનુ પૂર્ણ લાગી રહ્યું છે સ્વાનુભવથી તેની સર્વોત્તમતા સિદ્ધ થવા મા-

મટી જાય છે ન્યુમોનીઆ—સન્નિપાત અને ક્ષયક્ષય જેવા ભયકર દરદોની પ્રથમ અવસ્થાથી જ, જો શીર્ષાસનનો વ્યાયામ શરૂ કર્યો હોય તો ઘણો ફાયદો થવાનો સંભવ રહેલો છે. તેટલા માટે વૈદ્ય અને ડાક્ટર લોકોએ ખતથી એ બાબતનો અનુભવ અવશ્ય લેવો જોઇએ

મુખ્યત્વે કરીને રોગનો નાશ થવો એ મહત્વની બાબતનો આધાર, શરીરમાં ચાલુ રહેલા રૂધિરાભિસરણ ઉપર રહેલો છે તેમા પણ જુદા પ્રકાર છે એક તો શુદ્ધ રક્તના ફરવાથી શરીરના જીવન પોષણનુ કાર્ય સારૂ ચાલે છે બીજુ તે ક્રિયાથી અશુદ્ધ—ખરાબ થએલુ રક્ત—પાછુ એકઠુ કરીને તેને શુદ્ધ કરવુ પડે છે આ બે ક્રિયામા શુદ્ધ રૂધિરાભિસરણની ક્રિયાને સ્વભાવના અનુકુળતા છે પણ બીજી ક્રિયાને જે અશુદ્ધ રક્ત તરફનુ કરવુ તેને સ્વભાવની અનુકુળતા ઓછી છે તેથીજ અશુદ્ધ રૂધિરાભિસરણમાંજ ઘણા લો. કેના રોગના મૂળ રહેલાં છે અર્થાત એ વૈદકીય બાબત છે, તેથી તેની વીશેષ ચર્ચા અ-ત્રેના વિષયમા કરવી સારી નથી, પણ જ્યારે વગર દવા દારૂથી જ રોગનો નાશ કરવાની વ્યાયામની પદ્ધતિ આપણે લખીએ છીએ તો તેનું પુરતું વર્ણન અત્રે, બીજાની જાણ સારૂ આપવુ અવશ્ય છે, ઈંગ્રેજી વૈદક પદ્ધતિમા પણ અશુદ્ધ રૂધિરાભીસરણ વિન સરક્યુ-લેશન—ઉપર ઘણાખરા રોગનો આધાર રહેલો છે માટે તેવા મહત્વના અશુદ્ધ રૂધિરાભિ-સરણની ક્રિયાઓમાં, આ આસનથી કેટલો મોટો ફાયદો થાય છે, તેની અનુભવીક માહિતી બીજા અભ્યાસીના શબ્દોમા આગળ આપવામાં આવશે, અત્રે તો ફક્ત પંડીત દેવશર્માના અનુભવો માત્ર જણાવીએ છીએ

૬ અશક્તી ઉપર પારણામ—તા ૧–૮–૨૦ ના રોજ મને દોઢ માઈલના છેટેના ગામમા ભાષણ આપવા જવાનુ હતું તે દીવસે મને ઉપવાસ હતો, પગે ચાલવુ અયોગ્ય લાગ-વાથી, ઘોડાપર બેસીને હું ત્યા ગયો ખરો. પણ ઉપવાસના લીધે ભાષણ કરવાની સત્તા રહી નહતી. તેથી શીર્ષાસન પણ મારાથી થઇ શકશે કે નહી એવુ મને લાગતું હતું પણ મનમાં નીર્ધાર કરીને શિર્ષાસનનો વ્યાયામ મેતો કર્યો તેનો આશ્ચર્યકારક પરીણામ તો થયો કે —તે પછી મારામા તાત્કાલીક નવજીવન પેદા થઇને તે વખતે ઉત્સાહ સાથે, ભાષણ આપવાનું કામ મે પુરૂ કર્યું હતું બીજે દીવસે ઉપવાસ છતા પણ મારામાં તેવીજ હોંશીયારી ટકી રહી હતી એકંદરે મારૂ શરીર વધારે તન્દુરસ્ત અને શાંતિ મય ઉત્સાહ ભરેલું થતુ જાય છે અને શક્તિ વધે છે

૭ ઝાડાની કબજીયતપર તે વ્યાયામની અસર—મને જન્મથી જ બધકોષ—ઝાડાની કબજીયાત નામનો રાગ હતો દવાનો ઉપયોગ કરતા હતા, એક અઠવાડીયામા ૨–૩ વખતે ઝાડો ઉતરવા માંડયો પણ દરરોજ ઝાડો ઉતરતો નહતો પણ એ આસનનો વ્યાયામ કર્યા પછી તે દરદ તો મટી ગયુ છે વગર દવાએ દરરોજ મને શૌચ–ઝાડો સાફ ઉતરે છે અને પેટમા વાયુ વીગેરેનો વીકાર કે બદહજમી ત્યારથી થતી નથી. ઈંગ્રેજીમાં કહેવત છે કે યુનિવરસીટીની ૧૦ ડીગ્રી મેળવવા કરતાં દરરોજ એક વખતે ઝાડો સાફ ઉતરે એવી કુદરતની અનુકુળતા મેળવવી એ વધારે લાભદાયક છે તે કહેવત એ આસનના વ્યાયામ થકી મારામા ખરી થઇ છે

૮ મારા શરીર ઉપરની ત્વચામાં પેહલાં કરતા તેજસ્વિતા વધતી જાય છે અને મારૂ શરીર હલકુ અને ચપળ—સ્ફુર્તિવાળુ બનતુ જાય છે

૯ પ્રાણની નળી ઉપર તેનો પરિણામ—એ આસનનો સારો અભ્યાસ થયા પછી—

કુંભક નામનો પ્રાણાયામ વધારે વખત ટકી રહે છે અને તે પણ સુગમતાથી—નહી, ત્રાસથી એવો ટકી શકે છે એ બાબત ઉપર કેટલાક અનુભવી યોગીઓનો અભિપ્રાય લેતાં તેઓ કહે છે કે શીર્ષાસન કર્યા પછી પ્રાણાયામનો અભ્યાસ કરવાથી, તે માણસ સમાધિ સુધીની સ્થિતિ—ઉત્તમ પ્રકારનું ચિત્ત એકાગ્રતા સંપાદન કરી શકે છે બીજા એક યોગાભ્યાસી મહાત્મા જણાવે છે કે દરરોજ ૩ કલાક શિર્ષાસન કર્યા પછી પ્રાણાયામ કરવામાં આવે તો, તેનાથી ષડ્ચક્રનો વેધ પણ થઇ શકે છે સમાધિ એટલે પૂર્ણ ચીત્તની એકાગ્રતા હોય છે તેમાં અસંપ્રજ્ઞાત સમાધિ અને સંપ્રજ્ઞાતસમાધિ એવા બે ભેદ છે અદ્વૈત શાસ્ત્ર—વેદાંત એ એક જ એક મુખ્ય અને ખરૂં શાસ્ત્ર છે તે શાસ્ત્રની યોગશાસ્ત્ર એ એક કલા—અંશ છે તે યોગશાસ્ત્રમાં અસંપ્રજ્ઞાત સમાધિમાં બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. અને સંપ્રજ્ઞાત સમાધિમા જે વસ્તુ ધારીને સંયમ કરેલો હોય તે, તે વસ્તુની પ્રાપ્તિ તે સંપ્રજ્ઞાત સમાધિની પૂર્ણ અવસ્થામા થાય છે એવું પણ યોગશાસ્ત્ર જ કહે છે અને સિદ્ધ કરી આપે છે. હવે આપણા જેવા વ્યવહારૂ લોકોને ઐહિક ઐશ્વર્ય ભોગવવાની ઇચ્છા ધરાવનારને અસંપ્રજ્ઞાત સમાધિનું અત્યારે પ્રયોજન નથી કારણ ઐહીક સર્વ ઇચ્છા પૂર્ણ થઇને વૈરાગ્ય પ્રગટ થયા વિના તેનો અધીકાર જ પ્રાપ્ત થતો નથી માટે એ સર્વોત્તમ કોટીનો ધણો ઉંચો વિચાર હાલ બાજુપર મુકવો જોઇએ છે માત્ર ઐહિક ઉન્નતિનો જ વિચાર ચલાવીને આ યોગાસન પદ્ધતિનો વ્યાયામ કેટલો ફાયદો કરે છે તે જોવાનું છે પ્રાણાયામની કુંભક અવસ્થા પૂર્ણ હસ્તગત સિદ્ધ કરવામાં શિર્ષાસનની બહુ જ મદદ થાય છે અને કુંભક અવસ્થા સિદ્ધ થઇ કે ધારેલી વસ્તુનો સંયમ તે સ્થિતિમાં કરવાથી સંપ્રજ્ઞાત સમાધિ સાધી શકાય છે તેનું ફળ શરીરની આરોગ્યતા અને બલવર્ધન એ તો તેના અગણીત એક અંશના ફળરૂપ છે, તે તો સહજેજ ઉપરાંત ધારેલી વસ્તુના સંયમથી, સગુણ પરમેશ્વર તે તો ધારેલી વસ્તુ પણ આપે છે, એ કેટલો મોટો લાભ છે તે બાબત યોગશાસ્ત્ર એ ધતીંગ છે, ખાલી આળસુ લોકો તેના પછવાડે નકામો વખત ગુમાવે છે વિગેરે ગપ્પાષ્ટક ઠોકનારા લોકોએ ખાસ કરીને વિચાર કરવા જેવો છે

આ એકંદર અનુભવ ઉપરથી ઉપર લખેલી ધર્મની વ્યાખ્યા પ્રમાણે શિર્ષાસનનો વ્યાયામ એ એક એવી અદ્દભૂત ચીજ છે કે તેના અભ્યાસથી ઐહીક અને પારલૌકીક સુખ શાંતિ, સ્હેજ હસ્તગત કરી શકાય છે તેટલા માટે પ્રિય અને સુજ્ઞ વાચકો તમો ઉત્સાહથી શિર્ષાસનનો અભ્યાસ કરવા આજથી જ શરૂઆત કરશો એવી લાગણીની વિનતી કરૂં છુ

## બીજા અભ્યાસી માણસોના અનુભવ.

લાનોલી ગામમાં રહેનાર કુવલયાનંદ મહારાજના એ આસન વિષેના અનુભવ એવા જ ઉત્સાહકારક છે એટલું જ નહિ પણ તેઓ પ્રથમ સંસ્કૃતના શિક્ષક હતા ત્યારથી તેમને આપણા લોકોની નબળાઇ તેમાં વિશેષે કરીને હાઇસ્કુલો તથા કોલેજોમા ભણનાર છોકરાની નબળી શારિરીક સ્થિતિ તેમના અવલોકનમા આવી હતી તેટલા માટે તે મહાત્મા તે સ્થિતિ શી રીતે સુધરશે એ સવાલમા ઘણા વખતથી અજમાવી જોઇને, તેમાં નિષ્ફળ નીવડયા હતા બાદ યોગાસનના વ્યાયામનો વિચાર તેમના મનમાં ઉદય પામ્યો તેનો અનુભવ પડે તે કરીને બીજા ઉપર પણ કરાવ લીને અને યોગાસન પદ્ધતિનો વ્યાયામ સર્વશ્રેષ્ટ હર્યાથી, ચોતરફ તેમનું પૂર્ણ લાગી રહ્યુ છે સ્વાનુભવથી તેની સર્વોત્તમતા સિદ્ધ થયા બાદ

હાલ તેમણે એજ લાનોલી ગામમાં કૈવલ્ય નામનો આશ્રમ ખોલ્યો છે, તે આશ્રમમાં યોગા મન પદ્ધતિના વ્યાયામની પ્રત્યક્ષ કેળવણી (પ્રાક્ટીકલ ટ્રેનીંગ) આપવામાં આવે છે તેટલાથી એ વ્યાયામની શ્રેષ્ટતા સહેજ અને નિર્વિવાદ સિદ્ધ થઇ શકે છે તેમના તથા બીજા અભ્યાસી માણસોના અનુભવ આગળ જતાં આ લેખમાં આપવામાં આવશે તે અનુભવો જાણવાથી દવા દારૂ વગર શરીરની તન્દુરસ્તી કેવી રીતે વધારવી તેનો ઘણો ખરો ખુલાસો થઇને વાચકોને સમાધાન થઇને તે વ્યાયામની પ્રવૃત્તિ કરવાના કામમાં ઉમેદ સાથે ઉલ્લાસ પેદા થશે.

મનુષ્ય જાતની તન્દુરસ્તી સારી હોયતો જ, તેમનાથી ધારેલાં કામ થઇ શકે છે, નહી તો પોતાનું જ કામ, બીજા મારફતે કરાવી લેવું પડે છે જેથી પોતે તથા પોતાની મદદે રોકાયેલા માણસ એવા બન્ને જણોથી બીજું કામ થઇ શકતું નથી, પ્રાચીન કાળના વખતમાં થોડું કામ કરીને પેટ ભરી શકાતું હતું પણ હાલ જો કે સુધારો થયો છે, અને યંત્રો તથા રસાયનિક ચીજો નવી નવી પેદા થાય છે, જેથી મનુષ્યોની સુખશાંતી વધવી જોઇએ છે, તે ઠેકાણે પેહેલા જેવું થોડા વખતનું કામ પેટ ભરી શકતું નથી, એવો અનુભવ ઘણા ચાણ્યા અને વિચારવંત લોકોનો આવેલો છે, તેમાં વળી વધારો તો એ થએલો છે કે આમ પાશ્ચાત્ય લોકોના સહવાસમાં પડવાથી, તેમના જેવી ભૌતિક શાસ્ત્રોમાં પ્રગતિ કરીને, પૈસો મેળવવા માટે પોતાના આચાર વિચાર, છેવ વ્યક્તિની કુળ પરંપરાગત ચાલી આવેલી સભ્યતા અને શિષ્ટાચાર અને પોતાની પ્રતિષ્ટા વીગેરે જાળવવામાં ઘણું દુર્લક્ષ કરવામાં આવે છે, તેથી મનસોક્ત આચરણ અને નીક્ષત્વ વાચાલપણું કરવાથી તેનું બોલનારા અને દેખીતા હોશીયાર માણસો ચોગરદમ ધાંધલથી રચીપચીને ગમે તેમ વર્તે છે, એવી સ્થિતિ સર્વાંશેજ અયોગ્ય છે તે કોઇથી સેહેજ કહી શકશે. દરેક વ્યવસાયને પરમાત્માનો આશ્રય હોય તોજ તે મૂળભૂત થઇને સમાધાન આપે છે, તેના માટે મહાત્મા કણાદ મુનિએ પોતાના વૈશેષિક દર્શનમાં કહ્યું છે કે એતો અભ્યુદયની શ્રેયસસિદ્ધિ સધર્મા જેનું પાલન કરવાથી આ લોકમાં સુખશાંતી અને ઐશ્વર્ય મળે છે, અને પરલોકનું ઉત્તમ સુખ પ્રાપ્ત થઇ શકે છે, તે ધર્મ કહેવાય છે, જો કે વૈશેષિક દર્શન દ્વૈતવાદી છે, તોપણ તેમાં જે ધર્મની વ્યાખ્યા કરેલી છે તે ખરેખરી ઉત્તમ અને ઉચ્ચત્તમ સત્ય છે તેમાં કાંઇ શક તે પ્રમાણે જતાં આ લોકમાંનું ચાલુ સ્થિતિમાંનું ઐશ્વર્ય મેળવવામાં પોતાની તન્દુરસ્તી સારી બનાવવી જોઇયે. તેટલા જ માટે પ્રાચીન પરંપરાનું જે યોગશાસ્ત્ર તેની અનુભૂત યોગાસનનો વ્યાયામ જાણીને આચારમાં મૂકવામાં આવે તો—ની મદદથી શરીરની શક્તિમાં વધારો થશે અને દરેકને ઐહીક અને પરમાર્થિક એટ સુખો હસ્તગત કરવાનું દ્વાર ઉઘાડું થશે એ દેખીતી સરળ વાત છે -

તે ગરજ પ્રિય વાંચકોને એટલી જ વિનતી છે કે આપ લોકોને એવો વિષય પ્રિય અને જરૂરનો તો લાગશે જ માત્ર તેનો ઉત્સાહપૂર્વક સંતોષ જણાય તો પ્રકાશક અને લેખક બન્નેની ઉમેદમાં વધારો થશે એ મહત્વના વિષયનું પ્રકાશન ખુશી ચીવટથી સ્વતંત્રપણે થઇ શકશે, એટલી જ અભ્યર્થના છે

# घरगतु दवाओ.

लेखक—के सी महेता.

(૧) કોઈ પણ પ્રકારના તાવપર —પ્રાત પાદડા તુળસી અને માન કાળાં મરી રહ વારે પાણીમા વાટીને પીવાથી અવશ્ય તાવ ઉતરી જશે

(૨) ચોથીઓ તાવ —માવળના પાંદડા સુઘવા થી ચોથે દિવસે આવનારો તાવ ઉતરી જશે.

(૩) પ્લેગથી બચાવનારાવાળી ગોળીઓ —લીંમડાના પાદડાં ૨ તોલા, સુંઠ, મરચા, પીંપર, સિધાલુણ, કાળુ મીઠુ, જીરૂ અને કાળુ જીરૂ આ દરેક એક તોલો અને હીંગ ૭ માસા આ સવને ખાડીને ચાળીને લીંબુના રસમા ખરલ કરીને ચણીબોરની બરાબર ગોળીઓ બનાવી લો આમાથી રોજ ત્રણ ગોળીઓ સવારે બપોરે અને સાંજે સેવન કરવા થી પ્લેગથી રક્ષા થાય છે.

(૪) દાંત કઢાવવા બાદ જો દર્દ થાય તો મીઠુ પાણીમાં ઘોળીને કોગળા કરાવવાથી દર્દ બધ થશે.

(૫) બાળકના દસ્ત (ઝાડા) બધ કરવા -જરાક જેટલા ફુગળીના રસમાં બાજરીની બરાબર અફીણ ઘોળીને આપવાથી બધ થશે

(૬) બાળકના મેલેરીયા ફીવર (ટાઢીઆ તાવ) પર —કાળી તુળસીનાં ચાર પાંદડા, બાવળના ચાર પાંદડાં અને અજમો એક માસો આ બધાને પાણીમા ઉકાળીને ઠડુ કરીને જ્વરના ચઢવા પહેલાં પાવાથી બાળકોનો તાવ ઉતરી જાય છે

(૭) જુલાબ લેવો —૩ થી દશ વર્ષના બાળક માટે એક તોલો એપસમ સોલ્ટ (વિલાયતી મીઠુ) પાણીમાં પાવુ દશથી પચ્ચીસ વર્ષના નવયુવકો માટે દોઢ યા બે તોલા અને પચ્ચીસથી ૧૦૦ વષના પુરૂષો માટે અઢી તોલા લેવુ.

(૮) પાચનશક્તિ વધે —જમ્યા પહેલાં સિધાલુણ અને આદુ ખાવાથી પાચનશક્તિ વધે છે, ખાવાની રૂચી વધે છે, કંઠ, જીભ અને મુખની શુદ્ધિ થાય છે.

(૯) પાચક ચુર્ણ —સુઠ બે તોલા, વરીઆળી બે તોલા, કાળાંમરી બે તોલા, પીંપર એક તોલો સાંભરલુણ બે તોલા, કાળું મીઠુ ૨ તોલા, સુકો ફુદીનો બે તોલા, તજ બે તોલા, ટકણખાર (ફુલાવેલો) ૨ તોલા અને નવસાગર બે તોલા આ બધાને વાટીને ચાળીને ચુર્ણ કરીને પછી તેમાં ૧ માસો પીંપરમીંટનો સત્વ મેળવીને શીશીમા ભરીને બુચ લગાવીને રહેવા દો આની એક માસાની માત્રા ભોજનની બાદ બન્ને વખત સેવન કરવાથી અજીર્ણનો નાશ થાય છે, ક્ષુધા વધે છે, અને અન્નનું પાચન થઇને દસ્ત સાફ આવે છે

(૧૦) ભુખ ન લાગે —સેકેલી રાઇ, ફુલાવેલી હીંગ, સેકેલી સુંઠ, સેકેલુ જીરૂ અને સિધાલુણ અદાજથી દહીમાં મેળવીને મથે અને સેવન કરે

(૧૧) જો સરસવનું તેલ અને બારીક સિધાલુણ રોજ દાંતોપર ઘસવામાં આવેતો કોઇ રોગ મસુડમાં નથી થતો.

(૧૨) દેવતાથી દાઝયાપર—કાચો બટાટો વાટીને મલમના ટુકડાપર પાથરીને તેની પટ્ટી બાધવાથી આરામ થાય છે. લીમડાની છાલ બાળીને તેની રાખ લગાડી દેવાથી પણ બળ્યાનો ઘાવ ઠીક થઇ જાય છે

(૧૩) કમરનું દર્દ —ગુગળ બે ભાગ અને કાળાં મરી એક ભાગ વાટીને લગાડવાથી કમરનું દર્દ સારૂ થઇ જાય છે

(૧૪) ચોખાના ધોવરામણમાં જગાક જાયફળ વાટીને પાવાથી ઉલ્ટી બધ થઇ જાય છે

(૧૫) હડતાલનો ધુમાડો આપવાથી વીંછી નથી રહેતા

(૧૬) કાનખજુરો કાનમાં ચાલી ગયો હોય તો મીઠાનું પાણી કાનમા નાંખવુ

(૧૭) ખસ થઇ હોય તો આંબળાનું ચુર્ણ મધમાં મેળવીને ખાવુ

(૧૮) જો ખીલ થવાનો હોય તો લવીંગ યા કાળુ મરી પાણીમાં વાટી લગાડવાથી ખીલ જોર નહી પકડે.

(૧૯) નખમાં વાગવાથી તે ઉતરી ગયો હોય તો ગરમ પાણીની ધાર છોડવાથી દરદ મટી જશે

(૨૦) નારેઠારી કુટી હોય તો માટીના પાણીમાં નાંખીને સુંઘવાથી તરત બંધ થશે

(૨૧) ઉદરના ઝેરપર અરીઠાને પાણીમા ઘસીને લેપ કરવાથી આરામ થાય છે

(૨૨) શરીરપર કોઇ ઠેકાણે માંકડી કુકડી મુતરી ગઇ હોય તો કેરીની ખટાઇ પાણીમાં ઘસીને ચોપડવાથી આરામ થાય છે

(૨૩) વાઇ આવતી હોય તો અરીઠા પાણીમા ઘસીને બેચાર ટીપા નાકમાં નાંખવાથી છીંક આવીને આરામ થઇ જાય છે

(૨૪) માથામાં દર્દ થતું હોય તો બદામ ઘસીને લેપ કરો

---

ભાગ્યોદયની

# આ વર્ષની ભેટ

અતિ ઉપયોગી અને મહત્વના વિષય સબધી છે તે આવતા માસમાં બહાર પાડશે ભાગ્યોદયનું આ વર્ષ આવતા અંકથી પુરૂ થશે માટે નવા ગ્રાહકોએ તાકીદે નામ નોંધાવવાં. ભેટ સબધી હકીકત આવતા અકમાં છપાશે .

વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ

# राज्यक्ष्मा चिकित्सा.

આઠમો અધ્યાય

## ક્ષય રોગની ચિકીત્સા

પૂર્વ સમયમા મહર્ષિ લોકોએ દેવતાઓ પાસેથી ચદ્રમા કામાસક્ત થવાથી તે વિષયમાં આ પૂર્વે કથા સાંભળી હતી ૧

એક વખતે ચદ્રમા રોહિણીમાં બહુ કામાસક્ત થવાથી પોતાના શરીરની રક્ષા કરી શક્યા નહિ તેથી ચદ્રમાનુ શરીર સ્નેહ-ક્ષીણ (ધાતુક્ષીણ) થવાથી ક્ષીણ થઈ ગયું ૨

દક્ષપ્રજાપતિએ ચદ્રમા રોહિણી શિવાય પોતાની બીજી સત્યાવીશ કન્યાઓનો ત્યાગ કર્યો છે ને કેવળ રોહિણી ઉપરજ આસક્ત છે એમ જાણીને જાણે મૂર્તિમાન ક્રોધ ખડો થયો હોય તેમ શ્વાસના રૂપમાં તે બહાર નિકળ્યો ૩

દક્ષ પ્રજાપતિએ ચદ્રમાને અઠ્ઠાવીશ કન્યાઓ પરણાવી હતી પણ તેમાંથી રોહિણી શીવાય બીજાપર ચદ્રમાની પ્રિતિ નહોતી ૪

એક દક્ષપ્રજાપતિના ક્રોધથી તેમજ બધી સ્ત્રીઓમાં સમદૃષ્ટિ ન રાખવારૂપી રજોગુણનું કારણ બનવાથી અંધ નિર્બળ તથા દીન ચદ્રમાના શરીરમાં રાજ્યક્ષ્મા (ક્ષયરોગે) પ્રવેશ કર્યો ૫

ગુરૂ દક્ષપ્રજાપતિના મહા ક્રોધથી તિરસ્કાર કરેલા ચદ્રમાની કાંતી અત્યંત ક્ષીણ થઇ ગઇ ત્યારે ચદ્રમા દેવતાઓ તથા દેવર્ષિઓને સાથે લઇને દક્ષપ્રજાપતિ પાસે ગયા ૬

ચદ્રમા શરણે આવેલા છે એમ જાણીને તેમજ તેની બુદ્ધિ શુદ્ધ થઇ છે એમ જાણીને દક્ષપ્રજાપતિએ તેનાપર કૃપા કરી (પ્રસન્ન થયા) અને તેમની કૃપાથી અશ્વનીકુમારે તેમની દવા કરી. ૭

દવાના સેવનથી ચંદ્રમા ક્ષયરોગથી નિરોગી થઇને પ્રથમ હતા તેના કરતાં અધિક શોભાવાળા થયા અને અશ્વનિકુમારની ચિકિત્સાથી બહુજ તેજવાળા તેમજ સત્વગુણ વાળા થયા ૮

શોષ, ક્ષય, જ્વરરોગ અને દુઃખ એ બધા એકાર્થવાચક શબ્દ છે આ ક્ષય પ્રથમ ચદ્રમાને થયેલો તેથી રાજ્યક્ષ્મા જ કહેલ છે ૯

અશ્વનિકુમારે યક્ષ્માને હુંકાર કરીને સ્વર્ગમાંથી કાઢી મૂક્યો તેથી તે પ્રથ્વીપર આવી ગયેલો છે અને ચાર પ્રકારના કારણથી આ ક્ષય રોગ માણસના શરીરમાં પ્રવેશ કરે છે ૧૦

૧ અયથા બળનો આરંભ (સાહસ) પોતાની શક્તિ ઉપરાંત મહેનત ૨ વેગનું ધારણ કરવું (ઝાડો પેશાબ, પવન ઇત્યાદિ રોકવાં) ૩ ક્ષયપણું કારણથી ધાતુની ક્ષીણતા ૪ વિષમપણે ખાવું આ ચાર રાજ્યક્ષ્માના મુખ્ય કારણો છે.

તેમ આપણે જ્યારે આત્મચિંતનરૂપ ઘર્ષણથી અથવા દીવાસળીથી આપણામા જ્યોતિ પ્રકટાવીએ ત્યારે આપણામા રહેલ આત્મજ્યોતિના ગુણ ધર્મો પ્રકટ થાય છે અને એવી રીતે આપણા હૃદયકમળમા રહેલા આત્માને આપણે પ્રત્યક્ષ અનુભવી શકીએ છીએ.

આત્મજ્યોતિ પ્રકટ થતા તેના ગુણધર્મો આપણામા અનુભવાય છે સર્વજ્ઞપણું, સર્વશક્તિમાનપણું, સદા આનંદ, અખંડ સુખ, સામર્થ્ય વિગેરે આત્માના અલૌકિક ગુણો આપણામા આત્મચિંતન દ્વારા આત્મજ્યોતિ પ્રકટતા અનુભવી શકાય છે જેમ લાકડુ જ્યા સુધી એમને એમ પડી રહે છે, ત્યા સુધી તેમા અગ્નિ હોવા છતા પણ તેનામા અગ્નિનો દાહ ઉત્પન્ન કરવાનો, પ્રકાશ આપવાનો એ વિગેરે ગુણો જણાતા નથી. તેમ આપણામા પણ આત્મા જ્યા સુધી સુષુપ્ત દશામાં હોય છે ત્યા સુધી આપણે જીવભાવને પામી આત્માના ગુણધર્મોને પ્રકટાવી શકતા નથી. પણ જ્યારે સદ્‌ગુરુ દ્વારા આત્મચિંતનનો યથાર્થ માર્ગ જાણવામા આવે અને આપણે તે માર્ગ દ્વારા આપણામા આત્મજ્યોતિ પ્રકટાવી શકીએ ત્યારે આત્માના બધાય ધર્મો આપણે આપણામા અનુભવી શકીયે છીએ. આત્મજ્યોતિ પ્રકટ થતા આત્મબળ પ્રાપ્ત થાય છે, તેવુ આત્મબળ જ પશુબળને પાછુ હઠાવી શકે છે નહિ કે વાતોમા માની લીધેલુ આત્મબળ પશુબળ સામે ટકી શકે.

પોતાના હૃદયકમળમા રહેલા પરમજ્યોતિરૂપ આત્મામા જ નિતિશય સુખ રહેલુ છે આપણે માત્ર ભ્રમથી જ બાહ્ય પદાર્થોમા સુખ માની બેઠા છીએ, ખરૂ સુખ બહારના પદાર્થોમા નથી પણ આત્મામા જ છે જ્યારે મનુષ્યને બાહ્ય પદાર્થોમા માનેલુ સુખ મિથ્યા લાગે છે ત્યારે તેની પ્રીતિ આત્મા ઉપર જોડાય છે આત્મામા જ અનન્ય સુખ રહેલુ છે તે સુખ જ્યારે મન વિષયોમા ભટકતુ અટકે ત્યારે પ્રાપ્ત થાય છે

રાત્રિમા સુખ માનનારા વિષયલંપટો, ચોરો, ઘુવડો જ્યારે સૂર્યનો ઉદય થાય છે ત્યારે સંતાઈ પેસે છે, અને રાત્રિનું અંધારૂ મટી પ્રકાશ થઈ રહે છે તેમ મનુષ્યને જ્યારે આત્મામા રહેલા બ્રહ્માનંદનુ ભાન થાય છે ત્યારે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થઈ બ્રહ્માકાર વૃત્તિ થઈ રહે છે

આ શરીર અને સંસારના સર્વ પદાર્થો નાશવંત છે, જેમ પીંપળાનુ વૃક્ષ એક વખતે કલકલા લીલુ છમ ખીલી રહે છે છતા બીજી ઋતુમા તેના પાંદડા સુકાઈ ખરી પડે છે ને સુકા ઠુંઠા જેવુ લાગે છે તેમ આ શરીરો પણ બાળ, યુવામા ખીલેલા, વૃદ્ધાવસ્થામા કરમાઈ જાય છે અને અંતે નાશ પામે છે આ જગતના સર્વ પદાર્થો તેવીજ રીતે નાશવંત છે આ સર્વ શરીરોનુ મૂળભૂત કારણ બ્રહ્મ છે છતા શરીરો અનિત્ય છે આ શરીરદ્વારા આત્મચિંતનથી બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે છે આપણે આ નાશવંત શરીરમા પણ આ-

# આત્મબળની પ્રાપ્તિ.

( અનુસંધાન ગતાંકથી )

આ સસાર સાગરને તરી જવા માટે ઉત્તમમા ઉત્તમ નોકા તે આત્મ ચિતન છે જેમને નદીના સામે પાર જવા માટે ઉત્તમ નોકા મળી હોય છે, હલેસા મારતા સારી રીતે આવડે છે, તેઓ જરૂર સામે પાર થોડીવારમા જ પહોચી શકે છે જેમને તે નદીના મહાજળમા, રહેલા હિરામાણિક્ય મેળવવાની ઇચ્છા હોતી નથી તે માત્ર સામે કિનારે પહોચવાની જ આશાથી નોકા આગળને આગળ ધપાવ્યે જાય છે, તેમ જેનુ મન વાસનાથી લોભાતુ નથી તે આત્મચિતનરૂપ ઉત્તમ નોકાથી આત્મજ્ઞાનરુપી સામે કિનારે જલ્દી પહોચી જાય છે

ઘણા મોક્ષને ઇચ્છે છે, આત્માનુ જ્ઞાન એજ મોક્ષ છે સર્વ જીવોના આત્મારુપ જે સ્વયપ્રકાશ ચેતન પુરુષ છે તેજ આત્મા છે જ્યારે ઈદ્રિયો મનમા લય ભાવને પામે છે અને મન આત્મામા જોડાય છે ત્યારે આત્માનુ ભાન થાય છે ઉઘમા જેમ ઇદ્રિયો લયભાવને પામે છે અને સ્વપ્નુ આવે છે ત્યારે સ્વપ્નમા જોયેલા પદાર્થોનુ જાગ્રતમા જે ભાન રહે છે તે આત્માના સાક્ષીપણાથી જ આ સર્વ પ્રાણિપદાર્થમા પરમાત્મા વિલસી રહેલા છે. તે પરમાત્મા આપણા અતરમા પણ સદા વિદ્યમાન છે આત્મા સર્વના કારણરુપ છે કામના, અને વાસનાનો ત્યાગ કરી મન આત્મચિતનના માર્ગે વળે છે તો જરૂર આત્માના દર્શન થઈ શકે છે

જેમ લાકડામા અગ્નિ રહ્યા છતા પણ આપણે તેમા અગ્નિ જોઈ શકતા નથી, લાકડાને અડવાથી આપણે જેમ અગ્નિથી દાઝીએ તેમ દઝાતા નથી લાકડામા અગ્નિ હોવા છતા પણ આપણે તે લાકડામા અગ્નિના ગુણ ધર્મોનુ ભાન થતું નથી પણ જ્યારે તેજ લાકડાને જ્યારે ઘર્ષણથી કિવા દીવાસળીથી સળગાવીએ છીએ ત્યારે તેજ લાકડુ અગ્નિમય થઈ જાય છે તેનુ તેજ લાકડુ જેમા અગ્નિ સદા વિદ્યમાન હોવા છતા પણ આપણને તેમા અગ્નિનુ ભાન થતું નહોતું, પણ જ્યારે તેને દીવાસળીથી કે ઘર્ષણથી સળગાવવામા આવ્યું ત્યારે તેમા અગ્નિ જણાયો, અને તેજ લાકડાને અડવાથી દઝાવા લાગ્યા એજ લાકડામા અગ્નિના ગુણ ધર્મો પ્રકટ થયા તેવી રીતે સર્વ પ્રાણી પદાર્થોમા આત્મા સદા વિદ્યમાન હોવા છતા પણ આપણે તેમા આત્માનો અનુભવ કરી શકતા નથી આપણામા આત્મજ્યોતિ સદા વિદ્યમાન હોવા છતા આપણે તેનો પ્રત્યક્ષ અનુભવ કરી શકતા નથી કારણ કે લાકડામા અગ્નિ હોવા છતા પણ જ્યારે તેમા ઘર્ષણથી અગ્નિ પ્રકટ કરીએ છીએ ત્યારે તેમા અગ્નિ જણાય છે.

તેમ આપણે જ્યારે આત્મચિંતનરૂપ ઘર્ષણથી અથવા દીવાસળીથી આપણામા જ્યોતિ પ્રકટાવીએ ત્યારે આપણામા રહેલ આત્મજ્યોતિના ગુણ ધર્મો પ્રકટ થાય છે અને એવી રીતે આપણા હૃદયકમળમા રહેલા આત્માને આપણે પ્રત્યક્ષ અનુભવી શકીએ છીએ

આત્મજ્યોતિ પ્રકટ થતા તેના ગુણધર્મો આપણામા અનુભવાય છે. સર્વજ્ઞપણું, સર્વશક્તિમાનપણું, સદા આનદ, અખડ સુખ, સામર્થ્ય વિગેરે આત્માના અલૌકિક ગુણો આપણામા આત્મચિતન દ્વારા આત્મજ્યોતિ પ્રકટતા અનુભવી શકાય છે જેમ લાકડુ જ્યા સુધી એમને એમ પડી રહે છે, ત્યા સુધી તેમા અગ્નિ હોવા છતાં પણ તેનામા અગ્નિનો દાહ ઉત્પન્ન કરવાનો, પ્રકાશ આપવાનો એ વિગેરે ગુણો જણાતા નથી. તેમ આપણામા પણ આત્મા જ્યા સુધી સુષુપ્ત દશામા હોય છે ત્યા સુધી આપણે જીવભાવને પામી આત્માના ગુણધર્મોને પ્રકટાવી શકતા નથી પણ જ્યારે સદ્ગુરુ દ્વારા આત્મચિતનનો યથાર્થ માર્ગ જાણવામા આવે અને આપણે તે માર્ગ દ્વારા આપણામા આત્મજ્યોતિ પ્રકટાવી શકીએ ત્યારે આત્માના બધાય ધર્મો આપણે આપણામા અનુભવી શકીયે છીએ. આત્મજ્યોતિ પ્રકટ થતા આત્મબળ પ્રાપ્ત થાય છે, તેવુ આત્મબળ જ પશુબળને પાછુ હઠાવી શકે છે નહિ કે વાતોમા માની લીધેલુ આત્મબળ પશુબળ સામે ટકી શકે

પોતાના હૃદયકમળમા રહેલા પરમજ્યોતિરૂપ આત્મામા જ નિતિશય સુખ રહેલુ છે આપણે માત્ર ભ્રમથી જ બાહ્ય પદાર્થોમા સુખ માની બેઠા છીએ, ખરૂ સુખ બહારના પદાર્થોમા નથી પણ આત્મામા જ છે જ્યારે મનુષ્યને બાહ્ય પદાર્થોમા માનેલુ સુખ મિથ્યા લાગે છે ત્યારે તેની પ્રીતિ આત્મા ઉપર જોડાય છે આત્મામા જ અનન્ય સુખ રહેલુ છે તે સુખ જ્યારે મન વિષયોમા ભટકતુ અટકે ત્યારે પ્રાપ્ત થાય છે

રાત્રિમા સુખ માનનારા વિષયલપટો, ચોરો, ઘુવડો જ્યારે સૂર્યનો ઉદય થાય છે ત્યારે સતાઈ પેસે છે, અને રાત્રિનુ અધારૂ મટી પ્રકાશ થઈ રહે છે તેમ મનુષ્યને જ્યારે આત્મામા રહેલા બ્રહ્માનદનુ ભાન થાય છે ત્યારે અજ્ઞાનરૂપી અધકારનો નાશ થઈ બ્રહ્માકાર વૃત્તિ થઈ રહે છે

આ શરીર અને સસારના સર્વ પદાર્થો નાશવત છે, જેમ પીંપળાનુ વૃક્ષ એક વખતે કલકલા લીલુ છમ ખીલી રહે છે છતા બીજી ઋતુમા તેના પાદડા સુકાઈ ખરી પડે છે ને સુકા ઠુઠા જેવુ લાગે છે તેમ આ શરીરો પણ બાળ, યુવામા ખીલેલા, વૃદ્ધાવસ્થામા કરમાઇ જાય છે અને અતે નાશ પામે છે આ જગત્‌ના સર્વ પદાર્થો તેવીજ રીતે નાશવત છે આ સર્વ શરીરોનુ મૂળભૂત કારણ બ્રહ્મ છે છતા શરીરો અનિત્ય છે આ શરીરદ્વારા આત્મચિતનથી બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે છે આપણે આ નાશવત શરીરમા પણ આ-

ત્મચિંતનથી આત્મસાક્ષાત્કાર કરી આપણે જીવન્મુક્ત થઇ શકીયે છીએ શરીરનો નાશ થાય છે ખરો પણ શરીરમા રહેલો આત્મા નાશ પામતો નથી પરમાત્માનુ જ્ઞાન થતા મનુષ્ય શરીરના જન્મમરણની નિવૃત્તિ થાય છે જેમને જન્મ મરણ છે તેમને મૃત્યુનો ભય અને સસારના દુખોનો ભય રહે છે માટે ફરી જન્મ ન થાય તે માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા યત્ન કરવો એજ સર્વોત્તમ રસ્તો છે

આ સસાર અસત્ય છે તેમા કોઇ પણ વસ્તુ ભય વગરની નથી, માત્ર આત્મજ્ઞાન જ નિર્ભય છે માટે તે મેળવવા મનુષ્યે સદ્દગુરુ સેવન, શ્રવણ, મનન, નિદિધ્યાસન, યોગ, આત્મચિતન વિગેરે ઉપાયોનુ સેવન કરવુ ઘટે છે. આપણે જ્યા સુધી આ સસાર પ્રપચમા લીન રહ્યા કરીયે છીએ, ત્યા સુધી આપણી બુદ્ધિ મલિન રહ્યા કરે છે અને તેથી એ મલિન બુદ્ધિમા પરમાત્માનુ પ્રતિબિબ બરોબર પડતુ નથી માટે મનુષ્યે વિવેક અને વૈરાગ્ય એ બે સાધનોવડે સસારના પ્રપચમા ભટકતી ઈંદ્રિયોને પાછી વાળી અતર્મુખ કરવી, ઈંદ્રિયોનો મનમા લય કરવો અને મનને બુદ્ધિમા સ્થિર કરવુ એટલે અતઃકરણ શુદ્ધ થાય છે જ્યા સુધી આપણુ અતઃકરણ શુદ્ધ થયું હોતું નથી, ત્યા સુધી મલિન અતઃકરણમા આત્માનુ પ્રતિબિબ પડી શકતું નથી જેમ સમુદ્ર તોફાનમા હોય પાણીના મોજા ઉછળતા હોય તો તેમા વહાણ સ્થિરતાથી ચલાવી શકાતું નથી તેમ તેવા જળમા સૂર્યચદ્રના પ્રતિબિબ પણ બરોબર પડી શકતા નથી તેવીજ રીતે વિષયોમા ભટકતા મલિન મનવાળી બુદ્ધમા આત્માનુ પ્રતિબિબ સ્થિર પડી શકતું નથી માટે મનુષ્યે જેથી બુદ્ધ અને મન મલિન થાય છે તેવા વિષયોમાથી મનને પાછુ વાળી દેવું તોજ બુદ્ધ સ્થિર થઇ શકે છે

જ્યા સુધી મન વિષયોમા ભટકતુ રહે છે ત્યા સુધી ગમે તેવા જ્ઞાની, કે વિદ્વાનને પણ બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી ગધર્વાદિ લોકમા પણ તેઓ પોતાની સ્વરૂપ સપન્ન સ્ત્રીઓમા અત્યત આસક્ત હોવાથી, જ્ઞાન મેળવવા છતા પણ તેમને આત્મસાક્ષાત્કાર થતો નથી એવી જ રીતે જ્યા સુધી મનુષ્યનુ મન વિષય અને જ્ઞાન એ બેઉમા ચચળ રહે છે ત્યા સુધી જ્ઞાન થતુ નથી માટે વિવેકી પુરુષોએ કદી પણ વિષયોમા લોલુપતા રાખવી નહિ

ઈંદ્રિયોનો નિગ્રહ કરવો અને તત્વવિચાર દ્વારા મનને આત્માચિંતનમા જોડવુ એ આત્મસાક્ષાત્કાર કરવાના ઉત્તમ માર્ગો છે આત્મા ઈંદ્રિયો અને તેમના વ્યાપારોનો સાક્ષી છે ઇદ્રિયોનુ અધિષ્ઠાતા મન છે, અને મનની અધિષ્ઠાતા બુદ્ધિ છે, બુદ્ધિનો અધિષ્ઠાતા આત્મા છે જેથી ઇદ્રિયોને વિષયોમાથી પાછી વાળી મનમા જોડવી, મનનો બુદ્ધમા લય કરવો અને બુદ્ધને આત્મચિતનમા જોડવી એ પ્રકારે આત્મચિતનથી સર્વાંતર્યામી પરમાત્માનો સાક્ષાત્કાર કરવો.

મનમા રહેલી કામનાઓ અને વાસનાઓનો જ્યારે સપૂર્ણ ત્યાગ થાય છે ત્યારે જ ઇંદ્રિયો બાહ્યવિષયમા ભટકતી અટકે છે અને ત્યારે જ મન શાત થઈ બુદ્ધિમા લયને પામે છે અને ત્યારે જ મનુષ્યને આત્મચિતન કરવાની વૃત્તિ થાય છે, જ્યા સુધી મનુષ્યમા રાગદ્વેષ હોય છે ત્યા સુધી તેનુ ચિત્ત સ્થિર થતુ નથી જ્યારે મનુષ્યને આનદસ્વરૂપ પરમજ્યોતિરૂપ આત્મદેવના પરમ સૌદર્ય ઉપર પ્રીતિ પ્રકટે છે ત્યારે તેનો બીજા પદાર્થો ઉપરનો મોહ નષ્ટ થાય છે. માટે વિષયોના સુખો ઉપરના રાગનો ત્યાગ કરવો તો જ કામનો ત્યાગ થાય છે, કામનો ત્યાગ થતા ક્રોધનો ત્યાગ થાય છે, એવી રીતે રાગનો ત્યાગ કરવાથી કામક્રોધાદિ શત્રુઓ નષ્ટ થાય છે સર્વ દુખની પ્રાપ્તિ કરાવનાર રાગ અર્થાત કામ છે તેનો ત્યાગ થતા તેની પાછળના દુખ ઉત્પન્ન કરનાર કામ, ક્રોધ, મદ, લોભ, શોક, મોહ એ સર્વનો ત્યાગ થઈ જાય છે જ્યારે રાગ છુટે છે ત્યારે મનને આત્મામા પ્રીતિ પ્રકટે છે, જ્યારે આત્મામા પ્રીતિ પ્રકટે છે ત્યારે વિષયો ખારા લાગે છે, અને જ્યારે વિષયોની પ્રીતિ નષ્ટ થાય છે ત્યારે જ આત્મચિતન દ્વારા મનુષ્ય આત્મજ્ઞાન મેળવી શકે છે

આત્મજ્ઞાન પ્રાપ્ત થતા પરમ આનદનો અનુભવ થાય છે જીવિત અવસ્થામા આત્માનો સાક્ષાત્કાર કરવો એજ બ્રહ્મની પ્રાપ્તિ અને મનુષ્ય જન્મનુ સાર્થકપણું ગણાય છે આત્મા એજ બ્રહ્મ છે જેને આત્મસ્વરૂપનુ જ્ઞાન થયું તેને બ્રહ્માનદનો અનુભવ થયો એમ માનવુ સ્વયપ્રકાશ અને સદા આનદ સ્વરૂપ જે આત્મા છે તેજ બ્રહ્મ છે બ્રહ્મનો સાક્ષાત્કાર થતા જે આનદનો અનુભવ થાય છે તેવો આનદ બીજે જણાતો નથી આત્મચિતનદ્વારા જેઓ આ શરીરમા જ પોતાના હૃદયકમળમા આત્માના દર્શન કરી શકે છે તેઓ આત્મબળ મેળવી શકે છે, પરમાનદને અનુભવી શકે છે અને પોતે જ બ્રહ્મ છે એવુ જ્ઞાન મેળવી અખડ આનદની મસ્તીમા લિપ્ત રહે છે

શાસ્ત્ર શ્રવણ, મનનથી, સદ્દગુરુના ઉપદેશથી વિષયોમાથી મમત્વપણાનો ત્યાગ કરી આત્મચિતન કરવાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે છે ઉપાસનાથી ચિત્તની શુદ્ધિ થાય છે, અને કર્મથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે ચિત્તની શુદ્ધિ થતા આત્મચિતન યથાર્થ થઈ શકે છે.

મનુષ્યના હૃદયકમળમા પરમાત્માનો વાસ છે, હૃદયમદિરમા બુદ્ધિવૃત્તિને વાળવાથી આત્મસાક્ષાત્કાર થઈ શકે છે હૃદયકમળમાથી ૧૦૧ નાડીઓ નીકળી ઉપર જાય છે તેમા સુષુમ્ણા નાડી છે તે મૂર્દ્ધદ્વારમા થઇ સૂર્યમડળ દ્વારા જીવને બ્રહ્મલોકમા લઇ જાય છે જેઓનો જીવ સુષુમ્ણાદ્વારા ન જતા બીજી નાડીઓદ્વારા બહાર જાય છે તેમને અનેક પ્રકારના જન્મો મળે છે પણ જેઓ આત્મચિતન કરનારા છે, તેમને તો બ્રહ્મનો જરૂર સાક્ષાત્કાર થાય છે

બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એજ મનુષ્યજન્મનુ સાર્થકપણું છે આત્મ-

અળ વાતો કરવાથી ન મળે, એ તો બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાથી મળે. બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા વિષયોમા ભટકતી ઇન્દ્રિયોને અતર્મુખ કરવી, હૃદયને પવિત્ર કરવા નીતિમય જીવન ગાળવુ અને દિવસનો ઘણો ભાગ આત્મચિતનમા ગાળવાનો અભ્યાસ રાખવો. રાગદ્વેષને છોડવા, વિષયોપ્રતિની પ્રીતિ છોડવી. વ્યવહાર સેવવા માટે આ જન્મ નથી પણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાના સાધન માટે આપણને આ શરીર મળ્યું છે તો તેનો સદુપયોગ કરી લેવો એ સદ્વિચારવાન મનુષ્યોનુ કર્ત્તવ્ય છે

---

# जमाइ के लुंटारो

---

(અનુસધાન ગતાકથી)

૨

પ્રતાપચદ્ર, ફોજદાર, બીજા વકીલો ગાડીયો કરી દોડતા ઘેર આવ્યા રસ્તામા અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા લાગ્યા

પ્રતાપચદ્રનુ ઘર આવતા સર્વે ગાડીમાથી ઉતરી પડયા અને ઘરમા પહેલા ન પેસતા ફોજદારને સાથે લઇ પોતે અદર ગયા, અને રામાને કહ્યુ કાણ છે, કયા છે, બતાવ જલ્દી

સુરેન્દ્ર પણ ત્યા કાઇ ખટપટ થઇ છે, એમ માની તથા ગાડીઓનો ખખડાટ સાભળી તરત બહાર આવ્યો અને વિનયથી પ્રતાપચદ્રને કહેવા લાગ્યો કેમ સાહેબ, આપનુ નામ જ પ્રતાપચદ્ર કે મારે આપની ક્ષમા માગવી ઘટે છે

પ્રતાપચદ્રે સુરેન્દ્રનાથને જોયો, તે કોઇ લુટારા જેવો ન જણાયો, પણ અમલદાર હોય તેવો છતા નમ્ર લાગ્યો સુરેન્દ્રને નરમાશથી વાત કરતો જોઇ પ્રતાપચદ્રે કહ્યુ આપ કોણ છો?

સુરેન્દ્ર—મારૂ નામ સુરેન્દ્રનાથ છે. હું પ્રતાપચદ્ર નવનીતરાયનો જમાઈ છુ મે ગાડીવાનને પ્રતાપચન્દ્ર વકીલને ઘેર લઇ જવાનુ કહેલુ તેથી તે મને અહિ લાવ્યો છે હુ પહેલા કદી સુરત આવ્યો ન્હોતો, મને પછીથી એમ લાગ્યુ કે આ મારા સસરા પ્રતાપચન્દ્રનુ મકાન ન હોય હુ અહિથી આપના આવતા પહેલા જ જાત, પણ મને લાગ્યું કે આપને બોલાવવા માણસ આવ્યુ છે તેથી આપને મળી મારી ભૂલને માટે ક્ષમા માગવા માટે જ રહ્યો છુ

આ સાભળી પ્રતાપચન્દ્ર, ફોજદાર, અને તેના સાથી બીજા વકીલો થડા થઈ ગયા તે સુરેન્દ્રનાથની સાથે મળી ખૂબ હસ્યા અને પછી કહ્યુ અરે તમે પ્રતાપચન્દ્ર નવનીતરાયના જમાઇ તે મારા પણ જમાઇ છો, કાઈ હરકત નહિ, આ પણ આપનુ ઘર છે એમ જાણજો

મારૂ અને આપના સસરાનુ એક નામ છે, તેથી ઘણી વખતે આવો ભ્રમ

થયાં કરે છે ઘણીવાર મારા અસીલો ત્યાં અને તેમના અસીલો એક નામને લીધે અહીં આવી જાય છે પણ આવો દાખલો આ પ્રથમ બન્યો છે આવી રીતે કહી સુરેન્દ્રનાથનો હાથ ઝાલી, તેને અંદર દીવાનખાનામા લઇ ગયા, તેમના મિત્રો પણ અંદર ગયા, ઘણી વાતચીત કરી રહ્યા પાણી પીધા. પછી સુરેન્દ્રે પોતાના સસરાને ત્યાં જવા એક ભાડાની ગાડી મંગાવી

સુરેન્દ્રનાથ ભાડાની ગાડીમા બેસી પોતાના સસરા પ્રતાપચંદ્ર નવનીતરાયને ત્યાં ગયો કોર્ટમા પ્રતાપચન્દ્રને ત્યાં કોઇ લુટારો ભરાયો છે એવી ગડબડ મચવાથી બીજા વકીલો પોતપોતાને ઘેર ગયા હતા સૂરેન્દ્રના સસરા પણ ઘેર આવી બેઠા હતા પ્રતાપચંદ્ર નવનીતરાય પોતાને ઘેર આરામ ખુરશીમા બેસી રહ્યા પીવા લાગ્યા

એ અરસામા એક ભાડાની ગાડી તેમના મકાન પાસે આવી, જેથી પ્રતાપચંદ્ર કાણુ આવે છે તેની રાહ જોતા મકાન સામે જોવા લાગ્યા બહારથી કોઇએ પૂછયું પ્રતાપચંદ્ર વકીલનુ મકાન આ કે ?

નોકરે જવાબ આપ્યો કે હા સાહેબ,

અંદર ખબર આપો કે વકીલ સાહેબના જમાઇ આવ્યા છે

આ સાભળી વકીલ સાહેબ ઉઠયા, અને બહાર જોવા લાગ્યા તો હાથમા બંદુક લઇ એક પાચ હાથ ઉંચો જુવાન ઉભેલો જોયો

પ્રતાપચન્દ્રે કોર્ટમાજ બીજા પ્રતાપચન્દ્રને ત્યાં લુટારો આવ્યો છે એ વાત સાભળી હતી એટલે તેમણે માન્યુ કે આ લુટારો વળી ત્યાથી અહિં આવ્યો લાગે છે તરતજ તેમણે બુમ મારી કહ્યુ 'કોઈ છે કે ?

તેમની ક્રોધ ભરી વાણી સાભળી સૂરેન્દ્રનાથને આશ્ચર્ય લાગ્યું. પ્રતાપચન્દ્રે જોરથી ગરજીને કહ્યુ "પાજી, ચોર, સાલા, જા અહિંથી, હમણા જ ચાલ્યો જા ફરતો ફરતો હવે મારે ઘેર લુટ કરવા આવ્યો કે આટલા મોટા શહેરમા બીજો કોઇ ન મળ્યો કે મને સસરો કહી ઠગવા આવ્યો ? ચોર, બદમાસ, એકદમ જા અહિંથી."

વકીલ સાહેબને જોરથી ઘાટા પાડી બોલતા સાભળી બીજા નોકરો ગભરાઈ ગયા પ્રતાપચન્દ્રે તેમને કહ્યુ આ સાલાને મારીને અહિંથી બહાર કાઢો ગરદન પકડીને બહાર ધકેલી દો

પોતાના શેઠનો હુકમ સાભળી નોકરોએ સૂરેન્દ્રપર હુમલો કરવાનો વિચાર કર્યો, પણ સૂરેન્દ્રનાથે લાકડી બતાવી કહ્યુ ખબરદાર ! હું હવે ચાલ્યો જ જાઉં છુ પણ જો કોઈ મારી પાસે આવ્યા તો ઠેર માર્યા વગર નહિ રહુ

સૂરેન્દ્રનાથની ભયંકર આકૃતિ જોઈ નોકરો કોઇ તેની પાસે જઈ શક્યા નહિ

સૂરેન્દ્રનાથે વકીલ સાહેબની તરફ જોઈ કહ્યુ "આપ ભૂલથી મારૂં અપમાન કરો છો, હુ આપનો જમાઇ છુ.

આ સાભળી વળી પ્રતાપચન્દ્ર ગુસ્સાથી બોલ્યા ચોર, સાલા, તું સસરાને ઓળખે છે પણ તારા જમાઈને ઓળખતો નથી ? મારા જમાઈનો ચ્હેરો તારા જેવો નથી જા અહીંથી, એકદમ ચાલ્યો જા, નહિ તો હુ હમણા જ તને પોલિસમા સોપી દઇશ

'ઠીક,' એમ કહી સૂરેન્દ્રનાથ ગાડીમા બેઠો અને પાછો સ્ટેશને જવા ગાડી હકારી

સૂરેન્દ્રનાથ ચાલ્યો ગયો એટલે સર્વ શાત થઈ ગયા પ્રતાપચન્દ્ર ત્હા પી અદર ગયા

તેમના પત્નીએ તેમને કહ્યુ "શું આજે આપે કાઇ નિશો તો નથી કર્યો ? જમાઈને ગાળો ભાડી કાઢી મૂક્યા ?"

પ્રતાપચન્દ્રે ગભીરતાપૂર્વક કહ્યુ —"તું કોને જમાઇ કહે છે ? એ તો કોઈ ઠગ હતો"

"આપે કેમ જાણ્યું કે એ ઠગ હતો ?" સ્ત્રીએ કહ્યુ

પ્રતાપચન્દ્રે એ સાભળી બીજા પ્રતાપચન્દ્રને ત્યા આજે એવો જ એક લુટારો જમાઈ બનીને ગયો હતો એવી કોર્ટમા સાભળેલી વાત કહી સભળાવી

સ્ત્રીએ કહ્યુ ઠીક, તેથી કાઇ આ લુટારો જ હતો, એમ આપને શી રીતે ખાત્રી થઈ? આપ બન્ને એક જ નામના વકીલ છો, જેથી કદાચ તે આપને ત્યા આવવાને બદલે ભૂલથી ત્યા ગયા હોય તો એમા શું આશ્ચર્ય ?

સ્ત્રીની આ વાત સાભળી વકીલ સાહેબ વિચારમા પડી ગયા એ તો બદુક ને લાકડી જોઈ માત્ર આ લુટારો જ છે એમ માની પુરો ઓળખ્યા સિવાય જ તેમણે ડરને લીધે સુરેન્દ્રને કાઢી મૂક્યો હતો.

પ્રતાપચન્દ્ર—જો તે આપણા જમાઈ હોત તો પ્રથમ ખબર આપીને ન આવત પ્રથમથી એવી ખબર આપી હોત તો આપણે સ્ટેશન ઉપર પણ માણસ મોકલત તેમના આવવાની કાઈ ખબર આપ્યા સિવાય એમ કાઈ એ આવે ખરા કે ?

શું તે કાઈ આવવાના ન્હોતા ? દસરા પહેલાથી જ આવવાના હતા, એ વાત તો હુ જાણું છુ પણ ક્યારે આવશે તે નક્કી ન્હોતું.

આ સાભળી પ્રતાપની બીજી પુત્રીએ કહ્યું એ સૂરેન્દ્ર ન્હોતા, હુ એમને ઓળખુ છુ આતો કોઇ બીજો હતો, મે તેને જોયો હતો

પ્રતાપચન્દ્ર હા, ખરી વાત છે એ તો કોઇ બીજો જ હતો આવી વાતચીત ચાલતી હતી ત્યા એક નોકરે આવી કહ્યુ સાહેબ ! તાર છે

તાર વાચી પ્રતાપચન્દ્રનુ મો સુકાઇ ગયું એ જ સૂરેન્દ્રનાથનો મૂકેલો તાર હતો

તેમના પત્નીએ પૂછ્યું કાનો તાર છે ?

પ્રતાપચન્દ્રે કહ્યુ તાર તો જમાઈનો છે પણ તાર મોડો આવ્યો લાગે છે

સ્ત્રીએ કહ્યુ, તો આપે વગર વિચારે જમાઈને ધમકાવી કાઢી મુક્યા. હવે આપ એમને મનાવી લાવો

પ્રતાપ—હુ જાતે જઇ મનાવી લાવુ છુ. તે સ્ટેશને ગયા છે, હુ સ્ટેશનપર જઇ તેમને મનાવી લાવીશ

સૂરેન્દ્રનાથ સ્ટેશને જઈ વિચાર કરતા હતા કે હુ બીજાને સાસરે જઇ જે આદર સત્કાર પામ્યો હતો તે મારી પોતાની સાસરીમા જતા ન મળ્યા જે ભૂલ તેના સમજની થઈ તેને માટે ઘરના બધા માણસો શરમાવા લાગ્યા

પ્રતાપચન્દ્ર સ્ટેશને આવી જમાઇને પોતાની ભૂલ થઇ, ઘેર ચાલો એમ કહી મનાવી લાવ્યા સૂરેન્દ્ર પાછો સાસરે આવ્યો ઘરના બધા તેમને આપેલા અપમાનથી શરમાવા લાગ્યા

આવી નાનીશી ભૂલનુ ભયકર પરિણામ આવેછે

## वर्णाश्रमधर्मनी आवश्यक्ता.

જેઓ પોતાના શ્રેયને ઇચ્છે છે તેઓ વર્ણાશ્રમધર્મનુ યથાર્થ રીતે પાલન કરે છે જેઓ વર્ણાશ્રમધર્મનુ ઉલ્લઘન કરે છે તે આખરે પતિત થાય છે સમાજનુ બધારણુ વર્ણવ્યવસ્થા ઉપર છે સનાતનધર્મમા વર્ણાશ્રમધર્મનુ પાલન એ મહત્વનુ સ્થાન ભોગવે છે અત્યારે વર્ણાશ્રમધર્મનુ પાલન ન કરવા ઘણા ઉપદેશ આપી રહ્યા છે, તેઓ ખરી રીતે સમાજને ઉધે રસ્તે દોરી રહ્યા છે એથી ઉન્નાત નથી થવાની પણ અવનતિ સમજવી

આપણે આપણા ધર્મને વળગી રહીએ તો ધર્મ પાછળ સર્વ વસ્તુ મળી રહે છે ધર્મનો ત્યાગ કરનાર સર્વ ખોઇ બેસે છે અત્યારે સ્વરાજ્ય મેળવવાના લોભમા ધર્મનુ બલિદાન અપાય છે બ્રાહ્મણને શુદ્ર અને શુદ્રને બ્રાહ્મણ બનાવી દેવાના યત્નો થાય છે પણ વર્ણાશ્રમધર્મના પાલન વગર કાઇ મળવાનુ નથી ધર્મનુ પાલન કરી સર્વ કાઇ મેળવવા યત્ન કરવો

મનુષ્યમા જેમ વર્ણાશ્રમ છે, તેમ પશુમા, વનસ્પતિમા પણ છે આબલીનુ બીજ, બાવળનુ બી, વડનુ બી, લીંબડાની લીંબોળી એ સર્વ ઝાડના બી દેખીતા તો સરખા લાગે પણ જ્યારે આબલીનો ચચુકો વાવે ત્યારે આબલીનુ જ ઝાડ થાય, તેને કાઈ કેરીઓ ન આવે, બાવળના બી વાવે તે બાવળ જ થાય તેને કાટા જ ઉગે, વડના બીથી વડ થાય, લીંબડાની લીંબોળી રોપે તો લીબડો જ થાય અને કેરીની ગોટલી રોપે તો આબો જ થાય. આ સર્વ ઝાડો દેખીતા કાસ્ટમય હોય છે, દરેકને ડાળા, પાખડા, પાદડા સર્વ સરખુ હોવા છતા પણ તેમા જાતિ ભેદ તો છે

પશુમા પણ ઘોડાની જાતિઓ, ભેસની જાતિ, બળદની જાતિ, કુતરાની

જાતિઓ જુદી જુદી હોય છે સામાન્ય ઘોડાની અને ઉત્તમ ઘોડાની સરખી સરખામણી થતી નથી ઘોડાની જાત ઉપર તેના પાણીનો અને કિંમતનો આધાર હોય છે એવી રીતે પશુમા પણ જાતિ તો હોય છે તેવી જ રીતે મનુષ્યમા પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર ચાર જાતિ છે, એ ચાર જાતિને એક કરી, શુદ્રને બ્રાહ્મણ બનાવવા અને બ્રાહ્મણ પાસે શુદ્રનુ કામ કરાવી વર્ણસંકરતા ફેલાવવાનો પ્રયત્ન આજે ઘણા કરી રહ્યા છે, આથી દેશને નુકશાન છે

અત્યારે અન્ત્યજ સ્પર્શને બ્હાને વર્ણવ્યવસ્થા તોડવાનો મહાન પ્રયત્ન થઈ રહ્યો છે જેઓ અન્ત્યજોનુ ખાતા અચકાતા નથી તેઓ અત્યારે અન્ત્યજ સ્પર્શની વાતો કરે છે તો ભવિષ્યમા અન્ત્યજને ભેગા જમાડવાની વાતો કેમ નહિ કરે ? અત્યારે અન્ત્યજોને કુવે પાણી ભરવા દેવાની તો હિલચાલ ચાલીજ રહી છે કઈ જાતિમા કાનો જન્મ થવો એ ઈશ્વરસંકેતાનુસાર બને છે ઢેડ, ભંગી, શુદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણોને એકત્ર કરવાનો યત્ન કરનારા દેશને મહાન હાનિ કરી રહ્યા છે, અને તેમની ભયંકર ભૂલ તેમને પાછળથી જણાશે જાતિ પ્રમાણે મનુષ્યમા ગુણ હોય છે એકજ જાતિમા કુળવાન અને અકુળવાન એમ ગણાય છે બ્રાહ્મણ, વાણીયા, પાટીદાર એ સર્વમા પોતપોતાની જાતિમા કુળવાન અને અકુળવાનના ભેદ હોય છે પોતાના વંશમા ઉત્તમ પ્રજા થાય તે માટે પુત્રપુત્રીના લગ્ન કરતી વખતે ઉત્તમ કુળમા લગ્ન કરવાની પ્રથા પડી છે અને તેને અત્યારે ઘણી જાતો વળગી રહી છે

વર્ણાશ્રમ વ્યવસ્થા એ હિંદુ ધર્મનો પાયો છે એ પાયાને હચમચાવી પાડી નાખવાનો યત્ન કરવા છતા હિંદુ કહેવડાવુ એ બરોબર નથી. ઢેડનુ ખાવુ અને સનાતની હિંદુ હોવાનો દાવો રાખવો એ ન બની શકે તેવી વાત છે ચાલુ જ્ઞાતિ રીવાજ પ્રમાણે તો બ્રાહ્મણ જો મુસલમાનનુ ખાય તો તેને ન્યાત બહાર મૂકે, પછી તે બ્રાહ્મણ નહિ પણ મુસલમાન જ બની રહે અને આવી વ્યવસ્થા હોવા છતા ઢેડનુ ખાવું, મુસલમાનોનુ ખાવુ, ગમે તેનુ ખાવું અને ગમે તેને અડકવું, એમ છતા સનાતની હિંદુ કહેવરાવવું, વૈશ્નવમા ખપવા યત્ન કર્યો એ બધુ લોકને આડે રસ્તે દોરવા જેવુ છે

સનાતન ધર્મની વ્યવસ્થા એવી નથી કે વર્ણાશ્રમધર્મનું પાલન ન કરનાર પોતાની જાતિમા રહી શકે

કેટલાક જન્મથી જાતિ માનવી કે ગુણ કર્મથી જાત માનવી એની ગડભાજમા પડી મિથ્યા વાદવિવાદમા ઉતરે છે ખરી રીતે ગુણ, કર્મ અને જન્મથી જાતિ મનાય છે જે જાતિમાં તેનો જન્મ થયો હોય તે જાતિનો તે ગણાય. તે જાતિના ગુણ તેનામા હોવા જોઈએ એટલે જો તેવા ગુણ તેનામા ન હોય તો તે પતિત થાય, અર્થાત બ્રાહ્મણની જાતમા જન્મેલો બ્રાહ્મણ ગણાય બ્રાહ્મણના શમદમાદિ ગુણો તેનામા હોવા જોઈએ, એમ છતા તે દુરા-

ચારી નીકળે તો તે પોતાની જાતિથી ભ્રષ્ટ થાય છે બ્રાહ્મણનો પુત્ર મુસલમાનનુ ખાનારો, દારૂ પીનારો કે એવાજ નીચ કૃત્ય કરનાર નીવડે તો તેને તેની નાતવાળા ન્યાત બહાર મૂકી બ્રાહ્મણ જાતિમાથી દૂર કરી શકે છે. તેમ ક્ષત્રિય, વૈશ્યની જાતિ માટે પણ સમજવુ

પણ વૈશ્ય કે શૂદ્ર જાતિમા જન્મી બ્રાહ્મણ જેવું વર્ત્તન આદરી કોઈ બ્રાહ્મણ ન બની શકાય. અને અત્યજોને વેદ ભણાવી, તેમની પાસે વેદમંત્રો ઉચ્ચરાવી, જનોઇનો ધાગો પહેરાવી, તેને બ્રાહ્મણ ન બનાવી શકાય અને આવી રીતે કોઇ બનવા જાય કે બનાવા જાય તો તે બન્ને આખરે પસ્તાય છે. અને જેનો જે જાતિમા જન્મ થયો હોય તે જાતિના ગુણ તેનામા ઉતરી આવે છે પછી તે ભલે ગમે તે ધધો કરતો હોય છતા તેના અદરના ગુણ તો તેની જાતિ ઉપર જ આધાર રાખે છે

પૂર્વે મતગ નામનો એક બ્રાહ્મણ થઇ ગયો તે એક વખતે યજ્ઞનો કુડ કરવા માટે ગાડી જોડીને ઈટો લેવા જતો હતો એ ગાડીને એક ગધેડી અને તેનુ બચ્ચુ એ બે જોડયા હતા આ બે ગધેડા ( ખચ્ચરો ) જોડી મતગ ઉતાવળે ગાડી હાકતો હતો, નાનુ બચ્ચુ ઘણીવાર રસ્તામા અટકી જવાથી તે બ્રાહ્મણ તેના નાકમા વારવાર પરોણી મારતો, જેથી તેના નાકમાથી લોહી નીકળવા લાગ્યુ આથી પેલી ગધેડીને પોતાના બચ્ચા ઉપર દયા આવી, જેથી તે કહેવા લાગી કે હે પુત્ર તું શોક કરીશ નહિ આ ગાડી હાકનાર ચડાળ છે, કારણ કે બ્રાહ્મણમા નિર્દયપણું હોય નહિ, બ્રાહ્મણ તો સર્વનો મિત્ર ગણાય છે, વળી તે સર્વ પ્રાણીઓનો આચાર્ય છે તેમ સર્વને ઉપદેશ આપનારો છે, તે શું નિર્દયતાથી આવા પ્રહાર કરે? આ તો પાપી સ્વભાવનો છે, તેથી તું બાળક છે છતા તારા ઉપર દયા લાવતો નથી જાતિ સ્વભાવ મનુષ્યની બુદ્ધિને પોતાના કબજામા રાખે છે અર્થાત મનુષ્ય ગમે તેવો હોય છતા પણ તેની જાતિના ગુણ તેનામા જરૂર ઉતરી આવે છે.

મતગ પશુઓની ભાષા જાણતો હતો તેથી ગધેડીનુ આવુ બોલવુ સાભળી નીચે ઉતરી પડયો અને ગધેડીને પૂછવા લાગ્યો કે હે ગધેડી, મારી માતાને કાણે અભડાવી છે? અને હુ બ્રાહ્મણ છુ છતા તું મને ચાડાળ કેમ કહે છે કેવી રીતે મારા બ્રાહ્મણપણાનો નાશ થયો છે! તે તું મને કહે

ગધેડી—યૌવન મદથી મત્ત થયેલી તારી માતામા વાળદ—હજામનો ધધો કરનાર એક શુદ્રથી તું ઉત્પન્ન થયો છે, તેથી તુ ચાડાળ છે, જેથી તારૂં બ્રાહ્મણપણું નાશ પામ્યું છે

આ સાભળી મતગ ઘેર પાછો આવ્યો પુત્રને ઈટો લીધા વગર પાછો આવેલો જોઈ પિતાએ પૂછ્યુ મે તને યજ્ઞની સિદ્ધિને માટે મોટુ કામ કરવા નીમ્યો છે, તેમ છતા તું શા માટે પાછો આવ્યો?

મતગ—હે પિતાજી, આ ગધેડી શુદ્રથી બ્રાહ્મણીમા જન્મેલા તરીકે મને

ઓળખાવે છે, હું ચાડાળ જાતિનો છુ છતા મારાથી શી રીતે કુશળ થાય! જેની આવી માતા હોય તે પુરુષનુ ક્યાથી કુશળ થાય?

એમ કહી મતગ એક મોટા અરણ્યમા જઇ તપ કરવા લાગ્યો. મતગને તપ કરીને બ્રાહ્મણપણું સપાદન કરવાની ઇચ્છા હતી. તેનુ તપ જોઇ ઇંદ્રે આવી તેને પૂછ્યું કે —

હે મતગ, તું શા માટે તપ કરે છે? તારી ઇચ્છા પ્રમાણે વર માગી લે

મતગ—મે બ્રાહ્મણ જાતિની કામનાથી આ તપનો આરભ કર્યો છે, માટે બ્રાહ્મણપણું મેળવીને અહીંથી જઇશ હુ એ વર માગુ છુ.

ઇન્દ્ર—હે મતગ, તું બ્રાહ્મણપણું માગે છે પણ એ દુર્લભ છે, બ્રાહ્મણપણું અજ્ઞાની પુરુષોને મળતું નથી માટે તુ તપ કરવુ બધ કર તપથી બ્રાહ્મણપણું મળશે નહિ બ્રાહ્મણપણું પવિત્ર અને ઉત્તમ ગણાય છે તે બ્રાહ્મણપણું ચડાળ જાતિમા જન્મેલા તને કોઈ પણ રીતે મળશે નહિ

આમ છતા પણ મતગે તપ કરવુ છોડયું નહિ તેણે એક પગે ઉભા રહી સો વર્ષ સુધી તપ કર્યું એટલે વળી ઇંદ્રે આવી કહ્યુ કે હે મતગ બ્રાહ્મણપણુ ઉત્તમ છે, તે તને મળશે નહિ આ જન્મમા તને બ્રાહ્મણપણું નહિ મળે પશુપક્ષીની યોનિમા રહેલા સર્વે જીવો જો મનુષ્ય જાતિમા અવતરે છે તો તે ખરેખર પુલ્કસ અથવા ચાડાળ અવતરે છે, આ જગત્મા ચાડાળ ઘણા કાળ સુધી તે જાતિમા અવતરે છે પછી એક હજાર વર્ષ વીતી ગયા પછી શુદ્રપણાને પામે છે એ શુદ્રની જાતિમા ઘણા વર્ષ સુધી અવતર્યા કરે છે તે પછી ત્રીસ ઘણો કાળ વીતિ ગયા પછી વૈશ્ય જાતિમા અવતરે છે, તે જાતિમા પણ ઘણા કાળ સુધી જન્મ્યા કરે છે, તે સાઠ ઘણો કાળ વીતી ગયા પછી ક્ષત્રિય જાતિમા જન્મે છે, પછી સાઠ ઘણો કાળ વીતિ ગયા પછી બ્રાહ્મણ જાતિમા અવતરે છે અને તે ઘણા કાળે ગાયત્રીનો જપ કરનાર બ્રાહ્મણ કુળમા જન્મે છે એવી રીતે બ્રાહ્મણપણુ અત્યત દુર્લભ છે

બ્રાહ્મણમા પણ શોક, હર્ષ, કામ, દ્વેષ, અતિમાન, તથા અતિવાદ એ ગુણો પ્રવેશ કરે છે, તે શત્રુઓને જો તે જીતે છે તો સદ્ગતિ મેળવે છે, અને જો તે શત્રુઓથી તે પરાજય પામે છે અથવા તે દુર્ગુણોને તે વશ થાય છે તો તે તાડના ઝાડ ઉપરથી જેમ કોઇ નીચે પડે તેમ તે નીચ યોનિમા પડે છે માટે હે મતગ! બ્રાહ્મણપણું અત્યત દુર્લભ છે

એવી રીતે ઘણા કાળ સુધી મતગે તપ કર્યું છતા તેને બ્રાહ્મણપણુ મળ્યું નહિ, તે બ્રાહ્મણપણું અત્યારે અત્યજોને વાતોના તડાકામા અપાવી દેવાના હિમાયત કરનારા દેશને અધોગતિમા જ લઈ જાય છે એમ કહેવુ પડશે. દુરાત્મા પુરુષોને બ્રાહ્મણ જાતિમા જન્મ થવો એ દુર્લભ છે બ્રાહ્મણે શમ, દમ તપ, શૌચ, શાંતિ, આર્જવ, જ્ઞાન, આસ્તિક્ય, બ્રહ્મકર્માદિ સ્વભાવ જ કર્મ પાળવા, જો તે ન પાળે તો તે અધમ બને છે:

એવા ઉત્તમ બ્રાહ્મણપણાને મેળવી ઘણા પોતાનુ ઉત્તમ બ્રાહ્મણપણું દેખાદેખી વર્ણાશ્રમધર્મને ન પાળવાથી, અત્યજ સ્પર્શની હિમાયતથી ખોઇ બેસે છે. ઘણા બ્રાહ્મણો સધ્યા ગાયત્રી પણ કરવા પ્રેરાતા નથી, એ બધુ દેખાદેખી અનીતિના પથે વળવાના ધધા સમજવા. જેમને અત્યજ સ્પર્શ કરવો હિતકર જણાય તેમણે પોતાનો વ્યવહાર અત્યજો જોડે કરી જોવો તેમના બાળકો જરૂર અત્યજ જેવા જ બનવાના. અત્યજોને સુધારવા, તેમના પ્રતિ દયા રાખવી એ વાત સાચી પણ કાઇ અત્યજ બની જઇ તેમને અડકી, તેમના ભેગા ખાવાની હિમાયત કરવાથી તે કદી સુધરે નહિ, પણ અત્યજ સ્પર્શના હિમાયતીઓ જ જાતે બગડવાના

વર્ણાશ્રમધર્મને તોડવા પ્રયત્ન કરનારાઓએ મહાભારતનુ ભીસ્મપિતામહે કહેલુ આ દ્દષ્ટાત ખાસ મનન કરવા યોગ્ય છે તેમણે હવે જો દેશનુ કલ્યાણ ઇચ્છવુ હોય તો સર્વને પરસ્પર ભેગા કરવાની હિમાયત છોડી દેવી વર્ણાશ્રમધર્મનુ પાલન કરનાર જ હિદુ હોઇ શકે હિદુધર્મમા વર્ણાશ્રમધર્મનુ પાલન ન કરનારાનો સમાવેશ થઇ શકતો નથી અત્યારે ધર્મચુસ્ત મુસલ્માન પ્રજા પોતાના ધર્મને પાળી રહી છે, પોતાના ધર્મને માટે જાન આપવા પણ તત્પર રહે છે, અને તેથી તેમના ધર્મમા કોઇની આગળી ખુપતી નથી પણ હિદુધર્મ ઉપર પ્રહારો કરવા સર્વ કોઇને સુઝે છે, કારણ કે હિદુ કહેવડાવનારા જાતે હિદુધર્મ પાળતા નથી અને તેમને હિદુધર્મ ઉપર, હિદુધર્મશાસ્ત્રો ઉપર શ્રદ્ધા હોતી નથી, તે હિદુ કહેવડાવે છે ખરા પણ હિદુધર્મનુ ખડન કરવા કટિબદ્ધ થઇ રહે છે અને એથી જ પરધર્મીઓ પણ હિદુધર્મનુ ખડન કરવા તત્પર થઈ રહે છે

હિદુધર્મી હોવા છતા હિદુધર્મશાસ્ત્રોને ઢોગી અને પાખડી શાસ્ત્રો કહેતા શરમાતા નથી, કુરાનને મુસલ્માનો પોતાનુ ધર્મશાસ્ત્ર માને છે, અને તેના ઉપર શ્રદ્ધા રાખે છે એવા મુસલ્માનો હજુ નથી કે જે કુરાનને પાખડી કહી શકે, છતા મુસલમાન રહી શકે અને તેથી જ એ ધર્મ વિરૂદ્ધ કોઇનો ચચુ પ્રવેશ થઈ શકતો નથી

આપણે પોતપોતાના ધર્મનુ પાલન કરવુ એમા જ શ્રેય છે આપણા ધર્મને સાચો અને પરધર્મને ખોટો ગણી મિથ્યા વાદવિવાદમા ન ભમવુ પણ જેનો જે ધર્મ હોય તેને જ વળગી રહેવુ તેમા તેનુ શ્રેય છે

હિદુધર્મનો પાયો જ વર્ણાશ્રમધર્મ ઉપર રચાયલો છે દરેક હિદુએ પોતાનો જાતિધર્મ પાળવો, ઉચ્ચ થવા પ્રયત્ન કરવો, પણ અન્યને હાનિ ન કરવી અત્યજોમા, પણ પરસ્પર અડવાનો પ્રતિબધ છે, તે પ્રતિબધનો તેમણે ત્યાગ કર્યો નથી છતા તેમને ઉચ્ચ જાતિ સાથે ભેળાવી દેવા પ્રયત્ન કરવો મિથ્યા છે

કહેવત છે કે કેળે કેળ અને કૌવચે કૌવચ કૌવચને કેળ કરવા પ્રયત્ન કરવો મિથ્યા છે એજ પ્રમાણે વનસ્પતિમા પણ તેની જાતિના ગુણધર્મો છે

તો મનુષ્યમા જાતિના ગુણધર્મો હોય તેમા નવાઈ શી ? એ ગુણધર્મો ઘણાકાળે, ઘણા જન્મે મટે, પણ આજ જન્મમા ઢેડને બ્રાહ્મણ બનાવી દેવો એ મિથ્યા પ્રયત્ન છે તેથી જાતિભ્રષ્ટ થશે અને ઉચ્ચ કોમને નીચી કોમમાં ભેળવી દેવાથી મહાન હાનિ થવાનો સંભવ છે સ્પર્શ દોષથી અનેક દોષ આવી ન જાય માટે જ પૂર્વના મનુષ્યોએ અંત્યજ સ્પર્શ ન કરવાની રૂઢી બાંધેલી છે, જેમને ઉચ્ચ થવુ હોય તેમણે ઉચ્ચ આચારવિચારનુ સેવન કરવુ પોતાના વર્ણાશ્રમધર્મને યથાર્થ રીતે પાળવો એમાજ તેનુ શ્રેય છે

પશ્ચિમની કેળવણી પામેલા હાલના અંત્યજ સ્પર્શના હિમાયતી થઇ બેઠા છે એ તેમનામા પશ્ચિમનો સંસર્ગ દોષ છે તેમને આ દેશની રૂઢી રીવાજની મહત્તાનુ ભાન નથી આપણા ધર્મશાસ્ત્રની સાથે આરોગ્યશાસ્ત્ર પણ જોડાયલુ છે, અને દરેક મનુષ્ય પોતાની જાતિમાથી અવનતિ ન પામે પણ ઉચ્ચ થવા યત્ન આદરે તે માટે જ આપણા ધર્મશાસ્ત્રોમા વર્ણાશ્રમધર્મની મર્યાદાનુ સ્થાપન કરેલુ છે એ વર્ણાશ્રમધર્મને દરેક મનુષ્યે બરોબર પાળવો ઘટે છે

અંત્યજ સ્પર્શ કરવાની હિમાયતથી અંત્યજોને ફાયદો નથી થયો પણ અંત્યજ સ્પર્શ કરનારા હિંદુઓનુ પતન થયુ છે એ આજકાલ જોઈ શકાય છે શ્રી ગાંધીજી તો અંત્યજ સ્પર્શ કરવાની હિમાયત કરી રહ્યા છે પણ તેમના ઉપદેશથી અંત્યજ સ્પર્શ કરવા દોડી જનારા તો અંત્યજોનુ ખાવામા પણ બાધ જોતા નથી એટલા આગળ વધી ગયા છે આ હિમાયતના પરિણામે જ સમાજમા કેટલી હાનિ થઇ છે તેનુ સમાજમા ન ભળનારાને અનુભવ ન હોય નાતજાતના ભેદ તોડવા ઉભા થયેલા તેવા મનુષ્યો બ્રાહ્મણ હશે તો તેમણે પોતાનુ બ્રાહ્મણપણુ ખોઈ દીધુ છે વાણીયા હશે તો તેમણે પોતાનુ વૈશ્યપણુ ગુમાવી દીધુ છે આ હિમાયતમા ભળેલા ઘણા કહેવાતા બ્રાહ્મણો ક્ષાત્રઓ અને વૈશ્યોએ મુસલ્માનના પીધેલા પવાલામા પાણી પીધા છે, તેમના ભેગા જમી ખાતા તેમને નાત જાતનો ભેદ જણાયો નથી, અને આમ હોવા છતા તે પોતાની નાતમા પણ રહેલા છે આ બધો અનાચાર પ્રવર્ત્તી રહ્યો છે તેને લોકો દેખાદેખી વળગવા લાગ્યા છે પણ અંતે હાનિ જ સમજવી, આથી દેશને ફાયદો થનાર નથી પણ નુકશાન જ છે

વર્ણાશ્રમધર્મનુ પાલન કરવામા જ શ્રેય છે વર્ણાશ્રમધર્મનુ પાલન ન કરી સ્વરાજ્ય મેળવવા મથનાર આખરે પસ્તાવાના છે માટે તમારે તમારો વર્ણાશ્રમ ધર્મ બરોબર પાળવો, અને જે જાતિમા તમારો જન્મ હોય તેમાજ તમારૂ શ્રેય કરવા યત્ન કરવો સ્વરાજ્ય મેળવવું એ વાત ખરી પણ ધર્મનો ત્યાગ કરવાથી સ્વરાજ્ય મેળવવા મથવું એ તો હાન જ છે સ્વધર્મનુ યથાસ્થિત પાલન કરી ઉચ્ચ વસ્તુ પ્રાપ્ત કરવા મથવું એજ શ્રેયસ્કર છે

———

# અંધશ્રદ્ધા

સ્હવારમા ચાર વાગે જમના ડોસીની ઉંઘ ઉડી ગઈ, પોતે ચાર વાગે પથારીમા બેસી આદિશક્તિ ભગવતીનુ નામ સ્મરણ કરવા લાગી પાસે પોતાની વિધવા દિકરી સુભદ્રા સુતી હતી, ડોસીએ તેને જગાડવા બૂમ મારી કે "બેટા, ઉઠ, આજે અમાસ છે."

જેઠ માહનાનો વખત છે, આખી રાત ઉકળાટ થયો છે, સ્હવારમા બારણેથી મંદ મંદ શીતળ પવન આવે છે, જેથી સુભદ્રા ગાઢ નિદ્રામા નિમગ્ન થઇ સૂતી છે, ડોસીમાએ બે ત્રણ બૂમ પાડી પણ સુભદ્રા ન જાગી, જેથી તેણે જાણ્યુ કે સૂર્યોદય થઇ જશે તો ગંગાસ્નાનનુ પુરૂં ફળ નહિ મળે, માટે ઝટ સુભદ્રાને ઉઠાડવા બીજી બૂમ મારી

સુભદ્રા જાગીને બોલી, બા, સ્હવાર થઇ ગયું લાગે છે ડોસીએ કહ્યુ "હા, બેટા, સ્નાન કરવાનો વખત થઇ જવા આવ્યો છે, ચાલ જલ્દી કર"

બંને જણ કપડા, લોટો, ફુલ વિગેરે લઇ ગંગાસ્નાન કરવા જવા માટે ઘેરથી બહાર નીકળ્યા આ વખતે કાઇંક અજવાળુ પણ થયું હતું ડોસી આગળ ચાલવા લાગી પાછળ સુભદ્રા ચાલતી હતી બારણાની બહાર એક લીમડાનુ ઝાડ છે ત્યા આવી ડોસી બોલી "અરે, રામ આ શું?" એમ કહી જોરથી બૂમ પાડવા લાગી.

સુભદ્રા તેથી ગભરાઇને કહેવા લાગી કે "શુ છે બા?"

ડોસી—"હાય હાય, મહા અનર્થ થયો?"

સુભદ્રા—"શું થયું?"

ડોસીએ આગળીવડે ઝાડતળે મરેલો એક સાપ બતાવ્યો, ભયથી થથરતી સુભદ્રાએ તે જોયો. એક નાનો સરખો કાળો સાપ મરેલો ત્યા પડયો હતો

સુભદ્રા–"શું આ ગૃહ સર્પ છે? શું એ આ ઘરનો દેવતા છે?"

ડોસી–"હા, એજ છે, જોતી નથી? અરે! કોઈ દુષ્ટે આ કામ કર્યુ લાગે છે બાપ, કાણે તને આમ નિર્દયતાથી મારી નાખ્યો, કાની બુદ્ધિપર પત્થર પડયો?"

આમ કહેતી ડોસી રડવા લાગી નદીએ સ્નાન કરવા જવાનું બંધ રહ્યુ. તે પાછી ફરી ઓસરીમા બેસી રામ નામ જપવા લાગી તેના હાથ થર થર કંપવા લાગ્યા

ડોસીની આવી દશા જોઈ સુભદ્રાની આખમા આસુ ભરાઇ આવ્યા, તે ખિન્ન સ્વરે બોલી "બા, હવે શું થશે?"

ડોસી–"થાય શું, મારે કપાળે? મહા અનર્થ થયો, બારણામા દેવની બ્રહ્મહત્યા થઈ છે, આ વંશ શું હવે રહે ખરો કે? જે આ ઘરમા રહેશે તેનો

વશ જશે લક્ષ્મી આ ઘરને છોડી ચાલી જશે હે ભગવન! હે નારાયણ, હે મધુસુદન! હુ હવે આ બાળ બચ્ચાને લઇ કયા જઉ, શું કરૂં ?"

ઘોર આશંકાથી સુભદ્રાનુ મન ડામાડોલ થવા લાગ્યું તેની છાતી ધડકવા લાગી, તે બહુવાર ઉભી રહી શકી નહિ, ડોસીના પગ આગળ બેસી ગઈ એવામા એક સફેદ કપડા પહેરેલી સ્ત્રી ત્યા આવતી જણાઇ

ડોસી—" કાણુ છે? વહુજી ?"

" હા, હુ છુ બા, હજુ આપ ગંગાસ્નાન કરવા ગયા નથી ?"

ડોસી—" ગંગાસ્નાનની વાત કયા કરે છે? ગંગાજી હવે આપણા ઉપર કોપાયમાન થશે, મહા અનર્થ થયો છે "

વહુ—" શુ થયુ બા?"

ડોસીએ ગૃહસપની વાત કહી, જેથી વહુ પણ રડવા લાગી, અને બોલી—" મા, ખરી વાત છે, એ શુ ગૃહસર્પ—ઘરનો દેવતા જ છે?"

ડોસી—" હા, એ ગૃહસર્પ જ છે જો, એ પેલા ઝાડ નીચે મરેલો પડયો, આજ ત્રણ પેઢીથી તે આ જગ્યામા રહેતો હતો, એની કૃપાથી આજ સુધી આપણા ઉપર કશી વિપદ આવી નથી હવે આપણને સંકટ વખતે કાણ સહાય કરશે? હવે આપણે કાના ભરોસે સુખથી સુઇશું? એનુ મૃત્યુ શું, એ તો આપણું કર્મ ફુટી ગયું, હવે આપણા રક્ષણનો કોઇ ઉપાય નથી "

સ્હવાર થતા આજુબાજુના લોકો પણ એક પછી એક જાગવા લાગ્યા, સર્વેએ આ દુ:ખદ સમાચાર સાભળ્યા, એ સાભળી સર્વના મુખ ઉતરી ગયા, એટલામા ઘરધણી પણ ઉઠીને આવ્યો તે ગૃહસર્પને મરેલો જોઈ ક્રોધથી થર થર કંપતો બોલ્યો—" કહો, કાણે આ કામ કર્યું છે? નહિ તો હુ હમણાજ ઘરમા આગ લગાડી દઉં છુ "

એ સાભળી સર્વ પરસ્પર એક બીજાના મો સામુ જોવા લાગ્યા, એ વખતે એક માણસ બોલી ઉઠયો "આ જુવો એ ઝાડ નીચે લોહીથી ખરડાયલી એક લાકડી પણ પડી છે, તે લાકડી રસુલીઆની છે, એજ સાલાનુ આ કામ છે."

સર્વે એક સાથે કહેવા લાગ્યા "જરૂર એનુ જ આ કામ છે." આહ માણસોની ભીડ જોઇ તે વખતે રસુલીઓ પણ ત્યા આવી પહોચ્યો તે જાતે મુસલમાન હતો તે હમણા કેટલાક દિવસથી અહિ નોકરી કરે છે શરીરનો રંગ પાકા જાબુડા જેવો છે, વીસેક વર્ષની તેની ઉમ્મર છે, આ નવો માણસ હમણા જ આહ નોકરી કરવા આવ્યો છે

ઘરધણીએ તેને બૂમ પાડી કહ્યુ " રસુલીઆ! આમ આવ." રસુલ તેની પાસે ગયો

ઘરધણી—" આ સાપ તે માર્યો કે!"

રસુલ-( ગર્વથી ) "હા, મે માર્યો શું છે ?"

ઘરધણી—"શા માટે માર્યો ?"

રસુલ-"સાપ મનુષ્યોનો દુશ્મન છે, માર્યો તો શું થયું !"

ઘરધણી-"કેમ શું થયું સાલા, તારા બાપદાદાનો પાળેલો એ સાપ હતો કેમ ?"

રસુલ જરા પાછો હઠીને ગુસ્સે થઇ બોલ્યો-"શેઠ, મો સભાળીને બોલો"

આ વાત સાભળીને ઘરધણી એકદમ ગુસ્સે થઈ પગમાથી જોડો કાઢી રસુલને પટાપટ ઠોકવા લાગ્યો અને તેનુ ગળુ પકડી-"જા સાલા, તું અહિથી હમણા જ ચાલ્યો જા" એમ કહેતા તેને દરવાજાની બહાર ધક્કા મારીને કાઢી મૂક્યો.

૨

દહાડો ઉગ્યો, તડકો નીકળ્યો, આજુબાજુના પડોશીઓ ત્યા એકઠા થઇ ગયા, માલીકને શાત પાડવા લાગ્યા લોકોએ તેમને બહુ સમજાવ્યા પણ આખો દિવસ તે બધા ભૂખે શોક કરતા બેસી રહ્યા તેમનો પુરોહિત આ ખબર સાભળી ત્યા આવ્યો ગોરને જોઈ ડોશી હાથ જોડી બોલી "મહારાજ, આ વિપત્તિમાથી ઉગારો. મારૂ ઘર આબાદ રહે તેવો ઉપાય બતાવો જે કઇ બન્યું ન્હોતુ તે આજ મારે ત્યા બન્યું છે.

પુરોહિત—"કાઇ હરકત નથી, મા ડરો નહિ ભગવાન સર્વનુ ભલુ કરશે તમે તો કાઈ સર્પને માર્યો નથી ને? તમારો તેમા શો અપરાધ ! માત્ર ઘરની પાસે જે ગૃહસર્પની હત્યા થઇ છે, અને જમીનપર જે લોહી પડયું એ એક દુર્ભાગ્યની વાત બની છે બ્રહ્મરક્ત જોઇ મારૂ હૃદય પણ કપે છે"

"પુરોહિત મહારાજ, તો હવે શુ કરવુ ?" એક પડોશીએ પૂછયું

પુરોહિત—"હવે તો એ સર્પને અગ્નિસસ્કાર કરવો પડશે, શાસ્ત્રાનુસાર તેના મોમા સોનામ્હોર મુકી, તે મરેલા સાપને ગગાતટે લઇ લ્યો."

ગૃહ સર્પને ઉઠાવી ગગાતટે લઈ જવાની તૈયારી થવા લાગી. પુરોહિતે કહ્યુ: "તમે કાઈ શોક કરો નહિ ગૃહદેવ, સર્પ દેહમા કસ્ટ ભોગવતા હતા તે હવે તેમની મુક્તિ થઈ ગઈ તેના મૃત્યુથી તમારે ત્રણ દિવસ સુતક પાળવું નાગપચમીના રોજ બ્રાહ્મણને સુવર્ણ મહોરની દક્ષિણા આપી એક સાધારણ પ્રાયશ્ચિત કરવુ પડશે. જેથી સર્વ પાપ નિવૃત્ત થશે સર્વ દોષની શાતિ થશે ગૃહસર્પ તો કુલ દેવતા ગણાય છે

શાસ્ત્રમા કહ્યુ છે કે

सर्व वास्तुमया देवा सर्वं वास्तुमय जगत् ।
पृथ्वीधरस्तु विज्ञेयो वासुदेव नमोस्तुते ॥

પુરોહિતે સાપના મોમા સોનામ્હોર મૂકાવી, પણ તે સાપને ઉઠાવી ચિતા

પાસે લઈ જવા તૈયાર થયુ નહિ ઘણા કહેવા લાગ્યા કે સાપનો વિશ્વાસ નહિ, સાભળ્યું છે કે, મરેલો સાપ પાછો જીવતો થાય છે, " પણ એવામા બે બાળકોએ લાકડીએ ભરવીને સાપને ઉઠાવી ચાલવા માડયું સાથે ઘરધણી તેમ બીજા લોકો પણ ગગા તટપર જવા લાગ્યા

ગગાતટે વિધિપૂર્વક સર્પને અગ્નિસસ્કાર કર્યો. પછી ગગાજીમા ન્હાઈ ને સર્વ ઘેર આવ્યા સર્વની પાછળ પુરોહિત મહાશય ચિતાની ભસ્મ ગગા જલમા ફેકી ન્હાઈ ધોઇ ઘેર આવ્યા.

૩

આખો દિવસ ઘરના બધાયે શોકમા કાઢયો સધ્યાકાલે ઘરનો માલીક પોતાના ઘરની પરસાળમા બેઠો હતો, એક દિવો બળતો હતો, બારણુ ઉઘાડુ હતું એવામા રસુલીયો ધીમેથી આવી સામે ઉભો રહ્યો તેના હાથમા એક ઘડો હતો, તેનુ મો બરોબર બધ કરેલુ હતું રસુલ બારણા પાસે આવી ઉભો રહ્યો વૃદ્ધ ડોસીમા દૂરથી તેને જોઇ બોલી " કોણ રસુલીયો તો નહિ ?

રસુલે પ્રથમથી ચારે તરફ જોયું, કોઇને પાસે દીઠું નહિ, એટલે તે બોલ્યો—" શેઠ, મે આપનો એક સાપ મારી નાખ્યો છે, તો તેના બદલામા આ બે સાપ લાવ્યો છુ, તે લ્યો " એમ કહીને ઘડાને ધડીમ લઈને શેઠના પગ પાસે ફેકીને જીવ લઈને નાઠો ઘડો ફુટતાજ તેમાથી બે સાપ નીકળી નાસવા લાગ્યા સાપને જોઈ માલીક ભયથી કુદી " ઓ બાપરે, " કહી નાસવા લાગ્યો, પણ સાપે દોડી તેના પગમા ડસ માર્યો ઘરધણીની ભયકર બૂમ સાભળી ઘરના બધા દોડી આવ્યા જોયુ તો ઘરનો માલીક જમીનપર પડયો પડયો અરધી ઉઘાડી આખે ક્ષીણ સ્વરે બોલતો જણાયો કે હરે નારાયણ બ્રહ્મ ! હરે નારાયણ કૃષ્ણ, હરે વાસુદેવ. "

ડોસી મા પોતાના પુત્રની આ દશા જોઇ વ્યાકુલ થઈ ગયા તેણે પુત્રને ઉઠાડી ખોળામા માથુ મૂકયુ તેણે નિશ્ચય કર્યો કે ગમે તેમ પણ ગૃહ સર્પની હત્યાનુ જ આ ફળ છે સુભદ્રા, અને તેની મા ઉચ્ચસ્વરે રડવા લાગ્યા કોઇ કહે પુરોહિતની ક્રિયામા કાઇ ભુલ થઇ હશે જેથી આ વિઘ્ન આવ્યુ શેઠને સાપ કરડયો એમ જાણી પડોશીઓ ભરાઈ ગયા, એક જણ સાપ ઉતારનાર મદારીને બોલાવા દોડયો આ ગામમા એક મદારી સાપ ઉતારવામા હોશીયાર હતો તેને દૂર દૂરના લોકો બોલાવા આવતા હતા તે મદારીને બોલાવી આણ્યો. તેણે કહ્યુ કે તેને ત્યાથી એક મુસલ્માનનો છોકરો પાચ રૂપિયા આપી બે સાપ વેચાતા લઈ ગયો હતો એ સાલાનુ આ કામ લાગે છે જો હુ જાણતો હોત કે તે આવા કામ માટે સાપ માગે છે તો હુ તેને સાપ આપત જ નહિ પાચ તો શું પણ પચાસ આપે તો પણ આવા કામ માટે હુ સાપ ન આપત પણ તેણે કહ્યુ કે મારે એ સાપને દવાના ઉપયોગમા લેવો છે જેથી મે આપ્યો.

ઘરધણીની નાડી જોઇ મદારીનુ મો પ્રસન્ન થયું તેણે કહ્યુ કશો ભય નથી ધર્મથી કહુ છુ કે મે તેને ભૂલથી બને સાપ ઝેરીલા દાત વગરના આપ્યા હતા ઇશ્વરે મને બુદ્ધિ સુઝાડી, જેથી નરહત્યાના પાપથી બચી ગયો આ માણુસને ઝેર ચઢયું જ નથી માત્ર થોડુ લોહિનુ નુકશાન થયું છે સાપના ઝેરથી નહિ પણ ભયથી આ માણુસ બેભાન થયેલ છે ડરવાની કાઇ જરૂર નથી, આપ ધીરજ રાખો, જુઓ, એ હમણા જ સારા થઇ જશે

આ સાભળી ડોસીમા દીર્ઘશ્વાસ લઇ બોલ્યા "જયમા દુર્ગે !" રોગીએ આખ ઉઘાડી પૂછયું "બરાબર જાણો છો, સાપ ઝેરી નહોતો ?"

મદારીએ કહ્યુ "મહાશય, હુ નહિ જાણુ તો કોણ જાણશે. હુ આ સાપનો તો રોજગાર કરૂ છુ."

ઘરધણી ઉઠી ઉભા થયા. ગૃહદેવતા તેના ઉપર પ્રસન્ન થયા તેનો જીવ બચી ગયો શ્રાવણ માસમા નાગપાંચમના રોજ ભટ્ટાચાર્યના મત પ્રમાણે તેમને ત્યા ધામધુમથી નાગપુજા થઇ પુરોહિતને સારી દક્ષિણા મળી પણ જેટલા દિવસ જીવ્યા ત્યા સુધી પેલા રસુદ્રીયાને પોતાને ત્યા નોકર ન રાખ્યો. અને તેનાથી તે બ્હીતા રહ્યા

કહ્યુ છે કે બુડો બુડાશ ન મૃકે તેમ નીચ નોકરોને નોકરી રાખવા એ પણ એક આફત વ્હોરી લેવા જેવુ છે અને અંધશ્રદ્ધાથી ઘણીવાર અનેક વિપત્તિઓ પણ આવી પડે છે. (બગાળી ઉપરથી)

---

श्री चरकसंहिता—चिकित्सास्थान.

## राजयक्ष्मा चिकित्सा.

### આઠમો અધ્યાય.

## ક્ષયરોગની ચિકીત્સા.

(અનુસધાન પોષ માસના પાન ૩૩૬ થી)

માર્ગનુ રૂંધન થવાથી લોહિ, માસ આદિ ધાતુઓને શક્તિ આપી શકતુ નથી. કેમકે આમાશયમા સ્થિર રહી તે ઉત્કલેશ (મોળ) ઇત્યાદિ કરે છે અથવા બહુ થવાથી કફમા આવી જાય છે ૫૬

વાયુ તથા કફના જોરથી ક્ષયવાળાને છાતીમા રૂંધન થવાથી શ્વાસની ઉત્પત્તિ કરે છે દોષો દ્વારા જઠરાગ્નિ મદ થવાથી ક્ષયવાળાને શીણવાળો દસ્ત આવે છે ૫૭

વાત, પિત્ત કફ અથવા ત્રણે ભેગા (ત્રિદોષથી) દોષો થઇને-હૃદય તથા જીભમા સ્થિર

---

૧ મૂળમા ઘણા માસના પ્રયોગો આપેલા હોવાથી અહિ તે શ્લોકો તુટક ન થાય તે માટે તેનુ ભાષાતર આપેલુ છે જેમને માસ વર્જ્ય નથી તેમણે તેનો ઉપયોગ ન કરવો પણ બીજા વનસ્પતિના પ્રયોગો છે તેનો ઉપયોગ કરવો (તંત્રી)

થવાથી તેમજ દુષીત આહાર કરવાથી તેમજ મનમાં ક્રોધ, શોક, આદિ વિકાર હોવાથી રાજયક્ષ્માવાળાને અરૂચિ થાય છે, ૫૮

મોઢાનો રસ તુરાશવાળો (કસેલો) કડવો તથા સ્વાદિષ્ટ હોવાથી વાત, પીત્ત તથા કફની અરૂચિ મોઢાના રસ ઉપરથી ક્રમે કરીને જાણવી (વાયુની અરૂચિમા કસેલુ મોઢુ રહે છે પિત્તની અરૂચિમા કડવુ મોઢુ રહે છે, કફની અરૂચિમા ગળપણુ રહે છે, માનસિક વિકારમા તે વસ્તુ જોવાથી જ અરૂચિ થાય છે ૫૯

અરૂચિથી, ખાસીના વેગથી વાતાદિદોષોનુ ધસી આવવું થવાથી તથા ભયથી જે ઉલટી ઉત્પન્ન થાય છે તે યક્ષ્મા તથા બીજા રોગોમા પણ ઉપદ્રવ રૂપે થઈ જાય છે ૬૦

સપૂર્ણ ક્ષયરોગમા ત્રણે દોષ પ્રકોપ પામે છે પણ વૈદ્યે દોષનું બળાબળ જોઈને પરિક્ષા બરાબર કરીને રાજયક્ષ્મા (ક્ષય) ની દવા કરવી. ૬૧

સળેખમ માથાના શુળમા, કાસમા, શ્વાસમા, સ્વરભગમા, પાંસળાના દુખાવામા સાધારણ દવાના ઉપચારો સાભળો

પીનસ થયુ હોય ત્યારે સ્વેદ (શેક કરવો) અભ્યગ (શરિરે તેલ ઇત્યાદિ ચોળવુ) ધુમ્રપાન કરવુ, લેપ કરવો, પરિશેક (શેચન) સ્નાન (અવગાહ) જવના લોટના પદાર્થોના (વાટ્ય) વડા ઇત્યાદિ ખાવા ૬૩

લવણ, ખાટા, કડુ, તથા ગરમ રસયુક્ત લાવ તેતર કુકડા તથા બટાઉડાના માસનો સ્નેહ યુક્ત રસો વાપરવા ૬૪

પીંપર, યવ, કળથી, સુંઠ, દાડમ, આમળા તથા ધીના સંસ્કારવાળા બકરાના માંસનો રસ પીવો ઉપરના ઉપાયોથી પિનસ વિગેરે છ રોગો નાશ પામે છે મુળા તથા કળથીના યુશો (ઓસામણ) અથવા સુપ (દાળ) નો ઉપયોગ કરવો (૬૫) તે સાથે જવ, ઘઉં, ચોખા (શાળના) વિગેરે જે પદાર્થ સાત્મ્ય હોય તેઓનો ઉપયોગ કરવો તેથી પિનસ આદ રોગોનો નાશ થાય છે વારૂણી મદિરાનો પ્રસાદ (પ્રસન્ન) ઉપરનો નિર્મળ ભાગ પીવો અથવા પચમૂળના ઉકાળા સાથે ધાણા તથા સુંઠની સાથે સોયઆબની સાથે (ક્વાથ) અથવા પર્ણીચતુષ્ય (શાલવણ, પીઠવણ જગલી મગ, જગલી અડદ)ના ક્વાથ સાથે પકાવેલુ પાણી પીવુ અથવા તેવાજ જળમા અન્ન પકાવીને તે અન્નનુ ભોજન કરવુ તે પિનસ આદિ રોગોને હિતકારક છે ૬૭-૬૮

કઠ, પાસળા તથા છાતિમાં દુખાવો થતો હોય તથા માથાના દુખાવામા, ખિચડી ઉત્કારિકા (વેડમી) ખાવી, અડદ, કળથી, જવ તથા ખીરથી સંકટ, સ્વેદ (આની વિધિ સુત્રસ્થાનના અધ્યાયમાં કહેવાઇ ગઇ છે) તે વિધિથી સ્વેદન કરવુ ૬૯

પનભગ (વાતહર ઔષધ જેવા કે આકડ, એરડો) ઇત્યાદિના પાદને ઉકાળીને તેના પાણીથી પરિશેચન કરવુ (અભિશેક) કરવો અથવા કાસદી, ગળો, જેઠીમધના, ક્વાથથી અથવા નવશેકા જળથી માથાપર ધાર કરી નવરાવવા ૭૦

બકરો અથવા માછલાના માથાથી પાણી ઉકાળીને તેનો નાડી સ્વેદ આપવો અથવા વાતઘ્ન ઓષધીઓના ક્વાથથી નાડી સ્વેદ આપીને કઠ-માથુ અને પડખાને શેક આપવો ૭૧

અથવા જળચર પ્રાણી તથા અનુપ દેશમાં રહેનાર જનાવરોના માસોને પચમૂળના ક્વાથમા ઉકાળીને અથવા સ્નેહયુક્ત કાજીદ્વારા નાડી સ્વેદ (સુત્રસ્થાનમા સ્વેદ વિધિ નામના અધ્યાયમા કહ્યા પ્રમાણે સ્વેદ) આપવો ૭૨

જીવતી, સુવા, ( વરીયાળી ) બલા, જેઠીમધ, વજ, વેશવાટ, વિદારિકંદ, આબળાં, જળચર પ્રાણીઓ અને અનુપદેશમા રહેનાર પ્રાણીઓના માસ ચતુ સ્નેહ ( ઘી, તેલ, વસા, મજ્જા ) મેળવીને સિદ્ધ કરેલ લેપ માથુ પાસળીઓ અને ખભામાં દુખાવો થતો હોય તેને મટાડે છે અથવા વાતનાશક દ્રવ્યોથી સિદ્ધ કરેલું ( ઘી, તેલ, વસા ) ચાર પ્રકારના સ્નેહના મર્દન કરવાથી ઉપર કહેલો ગુણ થાય છે ૭૮–૭૪

( સુવા ) વરીયાળી, જેઠીમધ, ક્ષપલેટ તગર અને ચદનને ઘીમા મેળવીને લેપ કરવાથી માથાનો દુખાવો પાંસળાનો દુખાવો, તથા કાધ (ખભાનો) દુખાવો મટી જાય છે ૭૫

અન્યપ્રયોગ

૧ ખપાટ, રાસના, તલ–ઘી, જેઠીમધ, નીલકમળ, ૨ ગુગળ, દેવદાર, ચદન, નાગકેસર, ઘી (૭૬) ૩ કાકોલી, બલા, વિદારીકદ, સોહાંજન (સરગવો) અને સાટોડીના મૂળ, ૪ શતાવળ, ક્ષીરકાકોલી, શાલપર્ણી, જેઠીમધ અને ઘી, એ દરેક શ્લોકમા કહેલા ૪ પ્રકારના લેપ કરવાથી માથાના દુખાવો, પડખાનુ શુળને ખભાની પીડા મટાડવામા ઉત્તમ છે ૭૭–૭૮

માથાના દુખાવાના દર્દમા, ખભાના દુખાવામા તથા પડખાના શળમા, નસ્ય–ધુમ્રપાન, ખાધા પછી ઘૃતપાન, નારાયણતેલ, ઇત્યાદિ યોગ્ય તેલ ચોળવુ તથા બસ્તિ આપવી એ પરમહિતકારક છે ૭૯

અથવા—જળોથી તુંબડીથી અથવા શૃગી ( શિંગડાથી ) અથવા શિરાવેધનથી લોહિ કઢાવવાથી પણ માથાની પીડા, ખભાનો દુખાવો પાંસળાનુ શળ મટે છે ૮૦

પદમક, ચદન, તથા વાળાને ઘીમા મેળવીને લેપ કરવાથી અથવા ધરો, જેઠીમધ મજીઠ અને નાગકશર ઘીમા મેળવીને લેપ કરવાથી, અથવા–કમળ ( પોયણું ) નગોડ, કમળનુ કેશર, કસેલા અને ક્ષીરકાકાલીને વાટીને ઘીમા મેળવીને લેપ કરવાથી માથાની પડખાની તેમજ ખભાની પીડા મટાડે છે ૮૨

ચદનાદિ તેલથી, સો વખત ધોયેલા ઘીથી, અભ્યંગ કરવાથી ઘી તથા જેઠીમધનો ક્વાથ માથાપર રેડી શેક કરવો ઉત્તમ ગણેલો છે ૮૩

વરસાદનુ પાણી તેમજ ઠડા પાણી ( ચદનાદિ ક્વાથ ) ઇત્યાદિથી માથાપર શેક કરવાથી માથાના દુખાવા, પેડખાના દુખાવા, તથા ખભાના દુખાવાની સંશમન ક્રિયા થાય છે ૮૪ જે ક્ષયરોગીનુ માસ તથા બળ ક્ષીણ થયા ન હોય તેને દોષની પ્રબળતા જોઇને સ્નેહ, સ્વેદ કરાવીને, સ્નિગ્ધ–વમન, વિરેચન કરવુ જોઇએ પણ દરદી નબળો પડવો ન જોઇએ ૮૫

ક્ષયરોગીને મળનો ત્યાગ કરવાથી શરીરના ગાત્રો પ્રથમથી જ ઢીલા થઇ ગયા હોય છે, તેમજ બળનો વિચાર ન કરીને વિરેચન આપવાથી ક્ષયરોગીનુ શરીર અશક્ત, શિથિલ, થઈ જાય છે માટે વિચાર કરીને વિરેચન આપવુ ૮૬

વમન વિરેચન આદિ યોગથી ક્ષયરોગીના શરીરની શુદ્ધિ કરીને ખાસી શ્વાસ, સ્વરભગ, માથુ, પડખા તથા ખભાના દુખાવામા આ પ્રમાણે સિદ્ધ યોગોનુ સેવન કરવુ જોઇએ ૮૭

ખપાટ, વિદારીકદ ( ભોયકોળુ ) આદિ ગણો અથવા વિદારિકદ તથા જેઠીમધ સીધવ નાખીને સિદ્ધ કરેલ ઘીનુ નસ્ય લેવાથી (નાકમાં ટીપા પાડવા) સ્વરભગ મટે છે ૮૮

શ્વેતકમળ ( પોયણુ ) જેઠીમધ, પીંપર, ભોયરીંગણીના મૂળ, બળબીજ દુધ તથા ઘીથી પકવીને સિદ્ધ કરેલુ ઘી નસ્ય દેવાથી ઉત્તમ રીતે સ્વરભગ મટાડે છે ૮૯

જમ્યા પછી ઘી પીવાથી ઉધરસ, શ્વાસ, તથા માથાનો દુખાવો, પાંસળાનો દુખાવો, ખભાનો દુખાવો મટે છે ૯૦

દશમૂળ, દૂધ, માસરસ તથા ખપાટના કલ્કથી સિદ્ધ કરેલું ઘી આપવાથી જલદી ઉધરસને મટાડે છે ૯૧

ખોરાક ખાધા પછી અથવા ભોજનના મધ્યમા અગ્નિના બળને અનુસરીને રાસનાની સાથે અથવા ખપાટ સાથે પકવેલા ઘાને દુધ સાથે પીવાથી પીનસ, ઉધરસ, આદિ રોગોનો નાશ થાય છે ૯૨

## ઉદરરસ, શ્વાસ, હેડકી મટે તેવા પ્રયોગો

હવે પછી ઉધરસ મટાડે તથા સ્વર સુધારે તેવા શ્વાસ તથા હેડકી મટાડે તેવા માથાના તથા પડખાને ખભાના દુખાવાને મટાડવા માટે અવલેહ તથા સ્નેહ (ઘૃત, તેલ) નું વર્ણન કરૂં છુ ૯૩

ઘી, ખજુર, દ્રાક્ષ, સાકર, મધ, તથા પીંપરને મેળવી ચાટવાથી સ્વરભંગ, ઉદરસ, શ્વાસ, મગી જાય છે ૯૪

દશમુળમા ગાયનું દુધ ઉકાળીને તેને વલોવી માંખણ કાઢીને તેનું ઘી- તાવીને તેના સાથે પીંપર તથા મધ મેળવી ચાટવુ તે સ્વરભંગમા બહુ ઉત્તમ છે ૯૫

વળી ઉધરસ, શ્વાસ, તાવ, પાસળાનું શુળ, માથા તથા ખભાનો દુખાવો મટાડવા માટે પચ પચમૂળો ૫×૫ (૨૫) મૂળોનો રસ લઇ તેમાજ ઘણું દુધ નાખીને ઘી પકાવી સિદ્ધ કરી પાવાથી સ્વરભગ આદિ સાતે રોગોનું બળ નાશ પામે છે પચ પચ મુળનો રસ ૩ ભાગ, ઘી ૧ ભાગ મેળવી ૪ ભાગ ઘી પકવવુ ૯૭

૧ ખજુર, પીંપર, દ્રાક્ષ, હરડે, કાકડાશીંગી, ધમાસો, ૨ હરડે, ભેડા, આંબળાં, પીંપર, નાગરમોથ, સીંગોડા, ગોળની સાકર ૯૮

૩ કાકોલી, કચુરો, પુસ્કરમુળ, સુરસ, સાકર, ગોળ તથા ૪ સુઠ, ચીત્રો, લાજા (શાળની ધાણી) પીંપર, આબળા, ગોળ, (૯૯) એ ચારે અડધા અડધા શ્લોકના યોગો છે તે ઘી તથા મધમા ચાટવાથી ઉધરસ અને શ્વાસ મટાડે છે, સ્વર સુધારે છે, પડખાના શૂળને પણ મટાડે છે ૧૦૦

સાકર ૧૬ ભાગ, વાસકપુર ૮ ભાગ, પીપર ૪ ભાગ, એલચી ૨ ભાગ, તજ ૧ ભાગ, છેલ્લેથી ઉપર ઉપર બમણા લેવા તેને ખાંડીને વસ્ત્રગાળ ચુરણ કરવુ, મધ તથા ઘીમા ચાટવુ ૧૦૧

તે ચુર્ણ સવારમા ખાવાથી શ્વાસ, ઉધરસ, કફ જીભનુ ભેગાપણુ, અરૂચિ મદાગ્નિ તથા પાસળીયોની પીડાને નાશ કરે છે ૧૦૨

હાથ પગ અથવા શરીરમા બળતરા થતી હોય ત્યારે, તાવમાં તથા રક્તપિત, ઉલટીમા લોહી પડતું હોય ત્યારે, અરડુસીના રસમા પકવેલ વાસાસર્પિ તથા શતાવરીના રસમા પકવેલું ઘી ઉત્તમ કામ કરે છે, તે પરમહિતકારક છે ૧૦૩

ગોક્ષુરાદિ ઘૃત—ધમાસો, ગોખરૂ, શાલપર્ણી પ્રશ્નપર્ણી, મુદગપર્ણી, માશપર્ણી (જગલી મગ, જગલી અડદ) ખપાટ દરેક ૪-૪ રૂપિઆભાર લઇને તથા ૪ રૂપિઆભાર ખડસલીયો પિત્તપાપડો ૧૦૪ દશગણા પાણીમા પકવીને દશાશ બાકી રહે ત્યારે સ ગળી લઇને નીચેના- ઔષધોનો કલ્ક કરી નાખવો (૧૦૫) કચુરો, પુસ્કરમુળ, પિપર, ત્રાયમાણ, ભોયઆબલી, કરીયાતું, કડુ, ઈંદ્રજવ, ૧૦૬

ઉપન્સરી દરેક તોલો ૧-૧, ઘી તો ૬૪, દુધ ૧૨૮ તોલા નાખી પકાવવુ જ્યારે દુધ તથા પાણી ( કવાથ ) બળી જાય ત્યારે કેવળ ઘીજ બાકી રહે ત્યારે ઉતારી લેવુ પછી ગાળીને તે ઘી રાખી મુકવુ (૧૦૭) તે ઘી પીવાથી તાવ, દાહ, શ્રમ, ઉધરસ, ખભા પડખા તથા માથાનો દુખાવો તરસ, ઉનટી, ઝાડો એટના રોગને આ ઘી મટાડે છે ૧૦૮ ( ઇતિ ગોક્ષુરાદ્ય ઘૃત )

જીવતી ( ડોડી ) જેઠીમધ, દ્રાક્ષ, ઇંદ્રજવ, કચુરો, પુસ્કરમુળ, ભોરીંગણી, ગોખરૂ, ખપાટ ( કાસકી ) ૧૦૯ નીલકમળ, ભોયઆમ્લી, ત્રાયમાણ, જવાસો, પીપર, સરખે ભાગે ખાંડી વાટીને વૈદ્યે તેનુ ઘી સિદ્ધ કરવુ ૧૧૦

આ ઘી પીવાથી રોગના સમુહરૂપ ( રાજ્યક્ષ્મા ) રોગ, અગ્યાર લક્ષણો સહિત નાશ પામે છે ૧૧૧

બલા ( ખપાટ ) શાલવણુ, પીઠવણુ, નાની ભોયરીંગણી, મોટી ભોયરીંગણી, એના ક્વાથમા ગાયનુ દુધ સુંઠ નાખીને દ્રાક્ષ, ખજૂર, ઘી તથા પીંપર નાખીને પકાવવુ તે તમામ પાકી જાય અને ફક્ત ઘી રહે ત્યારે ઉતારીને તે ઘી ગળી લઇને તે ઘી મધમાં પીવાથી તાવ ઉધરસ તથા સ્વરભત્ર નાશ કરેછે ૧૧૩

( અપૂર્ણ )

# ઈશ્વરનું નિવાસસ્થાન.

મનુષ્ય માત્રનુ હૃદય કમળ એ પરમાત્માનુ નિવાસસ્થાન છે જો હૃદય પ્રફુલ્લ રહે તો આનંદનો સ્વાભાવિક અનુભવ થઇ શકે હૃદય સંકુચિત રહે તો ક્લેશનો અનુભવ થાય છે બહારના પદાર્થો મળતા હૃદય પ્રફુલ્લ થાય છે અને તેથી જ બહારના પદાર્થો મળતા આનંદનો અનુભવ થાય છે ખરી રીતે આનંદ બહારના પદાર્થોમા નથી, પણ આપણા પોતાના હૃદયમદિરની પ્રફુલ્લતા ઉપર છે એ આનંદનુ સ્થાન આપણા હૃદયમાં છે હૃદયમા પરમાત્માનો નિવાસ છે, એ હૃદયમદિરમા રહેલા પરમાત્માને સૂક્ષ્મ બુદ્ધિવડે જોઇ શકાય છે

મનુષ્ય જ્યારે વિષયોથી વિમુખ થાય છે, પાપકર્મોથી જ્યારે તેની વૃત્તિ રહિત થાય છે ત્યારે તેનુ અતઃકરણ શુદ્ધ થાય છે અતઃકરણમા વિષયોના રાગથી અશુદ્ધતા પ્રગટે છે, ઈદ્રિયોના ગર્વથી વિષયોમા રાગ થાય છે, માટે જેમને પોતાના અતઃકરણને પવિત્ર બનાવવુ હોય તેમણે પ્રથમ વિષયોના સંસર્ગનો ત્યાગ કરવો જોઈએ વિષયોથી વિમુખ થતા ગર્વાદિ કાર્યો એની મેળે નાશ પામશે જેથી શરીરનો નિર્વાહ થાય અને શરીર સુખપૂર્વક ટકી શકે તે માટે અન્નપાનાદિ વિષયોનુ સેવન કરવુ શરીરમા ગર્વ ઉત્પન્ન થાય તે પ્રમાણે વિષયોનુ સેવન કરવુ નહિ

જ્યારે અતઃકરણ રાગદ્વેષાદિ મળથી રહિત થાય છે ત્યારે હૃદય પવિત્ર થાય છે, એ પવિત્ર હૃદયકમળમા ઈશ્વરનો વાસ હોય છે વિષયોમાં ભટકતી વૃત્તિઓને રોકવી, એ તપ છે એ વૃત્તિ નિરોધરૂપ સંયમથી રાગદ્વેષાદિ મળ બળતા રહે છે ચિત્તની શુદ્ધિ માટે પરમાત્માનુ આરાધન કરવુ જોઇએ એ ચિત્ત શુદ્ધિ થાય તો હૃદયકમળરૂપ ગૃહમા આનંદ સ્વરૂપ પરમાત્માના દર્શન થઈ શકે છે,

હ્રદયમા હ્રદય દેશના શિર ભાગમા એક કમળ છે જે અત્યત રમણીય પાંચ છિદ્રવાળુ, નીચા મુખવાળુ અને નાભિથી બાર આગળ ઉપર આવેલુ છે આ હ્રદયકમળનુ પૂર્વ છિદ્ર ચક્ષુરૂપ છે, દક્ષિણ છિદ્ર શ્રોત્ર (કાન) રૂપ છે, પશ્ચિમ છિદ્ર વાક્ (વાણી) રૂપ છે, ઉત્તર છિદ્ર મનરૂપ, મધ્યનુ છિદ્ર પ્રાણરૂપ, મૂળ સ્થાન જીવાત્મારૂપ તથા વક્ષઃસ્થળથી લઈ ગળા પર્યંત અદરની જગ્યા કમળની ભૂમિ છે હ્રદયકમળમા મનને રહેવાનુ સ્થાન હોવાથી તેને માનસ કરી કહે છે હ્રદયકમળ ગળાથી બાર આગળ નીચે ડાબી તરફ છાતી નીચે આવેલુ છે જ્યાં હાથ મૂકવાથી ધબકારા સભળાય છે

હ્રદયકમળનુ તેજ સૂર્ય, ચદ્રમા, અગ્નિ, નક્ષત્ર તથા વિદ્યુત એ પાંચના જેવુ છે તે સર્વ વિશ્વના આધારરૂપ છે તે અલ્પ પરિમાણવાળુ હોવા છતા વિશ્વના આધારરૂપ હોવાથી મહાન કહેવાય છે રૂપા વિગેરે ધાતુથી રચેલી શિલા સમાન ઉજ્વળ વર્ણવાળા તથા રુધિર માસાદિ ધાતુવાળા શરીરમા રહેલ તે અનેક પ્રકારનાં હાડકાંથી ચારે બાજુએ વિટાયલુ છે હ્રદયની મધ્યમા રહેલુ છિદ્ર હ્રદય કમળનુ સરોવર છે, જેમા અદ્વિતિય આનંદ સ્વરૂપ, અગ્નિ સમાન તથા સ્વય જ્યોતિરૂપ પરમાત્મા નિવાસ કરે છે એ પરમાત્માની ચિદા ભાસરૂપ જ્વાળા બુદ્ધિ આદિમા રહેલી છે તે બુદ્ધિરૂપ ઉપાધિવડે વિષયસુખને ભોગવે છે આ પરમાત્માનુ હ્રદય કમળમા ધ્યાન કરવાથી તેનો સાક્ષાત્કાર થાય છે એવુ શાસ્ત્રો કહે છે

હ્રદયકમળમા પરમાત્માનુ ધ્યાન કરવા છતા જો તે સત્ અને ચિદાનંદરૂપે પ્રતીત ન થાય તો હ્રદયમદિરમા મધ્યે એક દિવાની શિખા રહેલી છે, તે અત્યત સૂક્ષ્મ છતા પ્રકાશવાળી, ઉર્ધ્વ દેશમા પ્રજ્વલિત, નિશ્ચલ, નીલ મેઘમા રહેલ વિદ્યુત સરખી પ્રકાશવાળી તથા સુવર્ણ સરખી પીળા રગવાળી છે એ દીવાની શિખાના મધ્યમા પરમાત્મા બ્રહ્મરૂપે, શિવરૂપે, હરિરૂપે, સનાતન રૂપે, ઇન્દ્રરૂપે, સર્વ જગતના પ્રભુરૂપે છે એ પરમાત્માનુ આ દીપરૂપી શિખામા ધ્યાન ધરવાથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે પણ હ્રદય પવિત્ર બનાવી પછી ધ્યાન ધરે તો જ આત્માનો સાક્ષાત્કાર થાય પ્રથમ હ્રદયને પવિત્ર બનાવવા વિષય લોલુપતા છોડવી, વિષયોમા ભટકતી વૃત્તિઓનો નિરોધ કરવો, ઉચ્ચ ચારિત્ર્યશીલ થવુ, પાપકર્મનો ત્યાગ કરવો ધર્મનું પાલન કરવુ, સત્યનુ સેવન કરવુ, રાગદ્વેષનો ત્યાગ કરવો, તો જ અતઃકરણ પવિત્ર થઇ શકે જેનું હ્રદય નિર્મલ અને પવિત્ર હોય છે તેનુ જીવન સુખી, શાત અને આનંદી હોય છે એવા પવિત્ર હ્રદયમાં જ ઇશ્વરનો સાક્ષાત્કાર થઇ શકે છે

પવિત્ર હ્રદય ધર્મનું યથાર્થ રીતે પાલન કરવાથી થઇ શકે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણો તથા બ્રહ્મચર્ય, ગ્રહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ય એ ચાર આશ્રમો વાળાને પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થોની પ્રાપ્તિ ધર્મથી થઇ શકે છે અત્યત કઠિન કાર્ય પણ ધર્મથી સિદ્ધ થઈ શકે છે ધર્મ એ જીવને શ્રેયનુ સ્થાન છે ધર્માત્માનો સર્વજન આશ્રય કરે છે માટે સર્વે મનુષ્યોએ સર્વથી પહેલા ધર્મનું પાલન કરવું

ધર્મના સત્ય, તપ, દયા અને દાન એ ચાર પાદ ગણાય છે એ ચાર પાદવાળા ધર્મનું પાલન કરનારને આ જગતમા કશી વસ્તુ અશક્ય નથી સત્યનુ પાલન કરવું, સર્વ શુભ કર્મોમા સત્યથી પ્રવૃત્તિ થઇ શકે છે માટે સત્યનુ પાલન કરવુ પોતાના મનમાં દ્રઢ સંકલ્પ ધારણ કરી ટાઢ તડકાને કે ભૂખ તરસને સહન કરી ઈંદ્રિયોનો નિરોધ કરી પોતાના

સત્ય સંકલ્પમા ટકી રહેવુ તે તપ છે એ તપના પ્રભાવથી પૂર્વે મુનિઓ શાપ તથા વર આપી શકતા હતા

ધર્મનુ ત્રીજુ પગથીયું દયા છે શમ તથા દમ એ બંને દયાના કારણો છે 'શમ દમ રૂપ ગુણ વગર દયા ઉત્પન્ન થતી નથી બાહ્ય વિષયમા ટોપદષ્ટિવડ શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો નિરાધ કરવો તેનું નામ દમ છે શમવડે સિદ્ધ સર્પાદિથી ભય થતો નથી, શમવડે કામ ક્રોધાદિનો જય કરી શકાય છે એ શમદમાદિથી દયા ઉત્પન્ન થાય છે શમથી રહિત પુરુષ કામ ક્રોધાદિ વિકારવાળો થાય છે તથા દમથી રહિત પુરુષ સર્વ ઇન્દ્રિયોને આધિન થાય છે જે મનુષ્ય કામક્રોધાદિ વિકારવાળો તથા ઇંદ્રિયોને આધીન હોય છે તે પ્રમાદી થઇ શરીર, મન અને વાણીવડે ભૂત પ્રાણીની હિંસા કરે છે એ હિંસા કરનારો દયાથી રહિત હોય છે માટે ધર્મને ધારણ કરવા માટે, સત્ય, તપ અને દયા એ ત્રણ પાદનું પાલન કરવુ

ધર્મનુ ચોથુ પગથીયુ દાન છે, દાન અનેક પ્રકારના હોય છે, વાણીનું દાન, બુદ્ધિનું દાન, ધનનુ દાન, તથા શરીરનું દાન, વિદ્યા આપવી એ વાણીનું દાન છે, કોઈને શ્રેષ્ટ બુદ્ધિ આપવી તે બુદ્ધિનુ દાન છે, સુપાત્રને સુવર્ણાદિ દ્રવ્ય આપવુ તે ધનનુ દાન છે, શરણાગતની શત્રુથી રક્ષા કરવી એ શરીરનુ દાન છે દાન કરનાર સ્વર્ગાદિ ઉત્તમ લોકને પામે છે એવી રીતે ચાર પાદવાળા ધર્મનુ પાલન કરવુ તોજ હૃદયની શુદ્ધિ થાય છે ધર્મ બે પ્રકારનો છે, જે આ શરીરે કરવાથી આ શરીરમાજ તેનુ ફળ મળે અને બીજો ધર્મ એ છે કે આ શરીરે કરેલા ધર્મનુ ફળ આ શરીરને ન મળે પણ બીજા શરીરને મળે છે

ઘણા આ જન્મમાં પુણ્યકર્મ ન કરતા માત્ર પાપકર્મજ કરે છે છતા તે સુખી અને ધનવાન હોય છે તેમને ગત જન્મના પુણ્યનુ ફળ આ જન્મે મળેલું હોય છે, અને તેવીજ રીતે પાપકર્મ પણ કેટલાક આ શરીરે કરેલા હોય તેનુ ફળ આ શરીરે જ ભોગવાય છે, તથા કેટલાકનુ આવતા જન્મે ભોગવાય છે

જ્યા સુધી શરીર છે ત્યા સુધી શરીર નિર્વાહ માટે વિષય સુખની જરૂર પડે છે પણ જેઓ વિષયોમા આસક્ત બની અનીતિના માર્ગે વિષયો મેળવવા મથે છે તેમને પરમાત્માના દર્શન થઈ શકતા નથી મનુષ્ય ધર્માત્મા હોય છતા પણ તેને સ્ત્રી વિના વિષય સુખ મળતું નથી, તેમ સ્ત્રી વિના પુત્રાદિ પ્રજા કે ગૃહસ્થાશ્રમના સુખ તે મેળવી શકતો નથી ધર્માત્માને પણ અન્ન વસ્ત્ર વિગેરે શરીર નિર્વાહના પદાર્થોની જરૂર પડે છે માટે સંસારમા ધનની અને સ્ત્રીની જરૂર પડે છે પણ તે નીતિથી મેળવવા પ્રથમ ધર્મ પછી અર્થ, અને પછી કામ એ પછી મોક્ષ નામનો ચોથો પુરુષાર્થ સિદ્ધ થઇ શકે છે ધર્મને ધારણ કરી પછી અર્થ અને કામ મેળવવા જે મથે છે તેનુ પતન થતુ નથી પણ જે અર્થ અને કામના લોભમા ધર્મથી ભ્રષ્ટ થાય છે તે મોક્ષ સુખનો અધિકારી થતો નથી

આ વિશ્વમા કામથી રહિત કોઇ નથી ધનની સર્વને જરૂર હોય છે નિર્ધનને સ્ત્રી પુત્રાદિ સુખ આપી શકતા નથી, ધનાદિરૂપ અર્થ હોય તો જ સ્ત્રી આદિ કામ સુખનુ કારણ ગણાય છે વિષય સુખના ભોગ વિના કોઈ પણ જીવને વૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી વિષય સુખના ભોગ પછીજ જીવને વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે માટેજ સર્વથી પ્રથમ આશ્રમ બ્રહ્મચર્યમા ધર્મને ધારણ કરવો, બીજા આશ્રમ ગૃહસ્થાશ્રમમા ધર્મપૂર્વક અર્થ (ધનાદિ પદાર્થો અને કામની (સ્ત્રી આદિ વિષયોની) પ્રાપ્તિ કરવી વિષયોના ભોગથી વિષયો પ્રતિ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે જો વિષયો ભોગવ્યા સિવાય તેને છોડવા યત્ન કરે તો તે વિષયો તેને કંઈ

